# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. કાર્તિક, સંવત ૧૯૩૮. અંક ૧ લો.

## ॥ यतोधर्मस्ततोजयः ॥

गीति.

उपहरणंविभवानां संहरणंसकलदुरितजातस्य ।
उद्धरणंसंसारात्चरणं वःश्रेयसेऽस्तुविश्वपतेः ॥

(ભાવાર્થ.)

સંપત્તિ આપનારૂં, સર્વ પાપનો વિનાશ કરનારૂં,
ભવભટક ટાળનારૂં, પ્રભુનું પદ આપનું કરો સારૂં.

ઇશ્વરપ્રસાદથી અને વેદધર્મસભાના સભાસદોના પ્રેમપૂર્વક ઉત્સાહથી આ હું આર્યધર્મપ્રકાશને ૯મું વર્ષ ઉતરી દશમું વર્ષ બેઠું છે, અને વાંચનાર સહૃદસ્પોને પણ નવા વર્ષનો આરંભછે, એટલામાટે આદિમાં ઇશ્વરસ્મરણપૂર્વક આશીર્વાદ આપવો આ સ્થળે ઉચિત લેખીને પ્રાચીન પદ્યથી આશીર્વાદ આપું છું કે 'ઘણા વૈભવને મેળવી આપનાર, સર્વ પાપમાત્રનો સંહાર કરનાર અને સંસારથી ઉદ્ધાર કરનાર વિશ્વપતિ પરમેશ્વરનું ચરણારવિંદ તમારા કલ્યાણ માટે થાઓ.'

આશીર્વચન આપતાં યથેનું ઇશ્વરસ્મરણ મારૂં કલ્યાણ કરનાર છે, તે શિવાય વિશેષ હું આર્યજનોનું કલ્યાણ થાય એજ મારૂં કલ્યાણ લેખું છું. મારા કલ્યાણનો આશ્રય આર્યસહૃદસ્પોના કલ્યાણના આશ્રયે છે.

---

## सहज सूचवन.

ગયા ૧૯૩૭ ના વર્ષમાં આ ચોપાનિયાંનું ૯ મું વર્ષ ચાલતું હતું તે ઇશ્વરની સહાયતાથી પૂર્ણ થયું છે. એ વર્ષમાં સઘળા મળીને

૩૮ વિષયો આવેલા છે. એ વિષયોમાં સાત વિષયો વિસ્તારવાળા આવ્યા છે. એ સાતમાં આર્યશાસ્ત્રવિષે કેટલાક વિચાર, વિદુરનીતિ અને વિપત્તિવિષેના એક સંસ્કૃતપત્રનું ભાષાંતર, એ ત્રણ વિષયો એ વર્ષમાં પૂર્ણ થયા નથી, બાકી પ્રબોધચંદ્રોદય નાટક, રાજોપદેશ, સ્વામીનારાયણના સંપ્રદાયસંબંધી વિચાર અને સેવ્યસેવકધર્મ, એ ચાર વિષયો પૂર્ણ થયા છે. જેવી જોઇએ તેવી નહિ તોપણ યથાશક્તિ સેવા બજાવવાને આ પત્રે પ્રયત્ન કરવામાં કસર રાખી નથી. વેદધર્મસભાના સભાસદો (મેંબરો)ની સહાયતાથી, અને કેટલાક વિદ્વાનોની સહાયતાથી આ ચોપાનિયું એ સેવા બજાવવાને શક્તિવાન્ થયું છે, અને હવે પછી પણ થવાની આશા રાખે છે. એ વર્ષમાં શીઘ્ર કવિ શંકરલાલ માહેશ્વર તથા રા. રા. મનઃસુખરામ સૂર્યરામ, એઓનો પૂર્ણ આશ્રય મળવાથી ધારિયે છિયે કે સદ્ગ્રાહકોનાં મન સંતુષ્ટ થયાં હશે.

હવે ૧૯૩૮ ના કાર્તિકમાસથી આ ચોપાનિયાને ૧૦ મા વર્ષનો આરંભ થયોછે. આટલાં વર્ષ જેમ નિર્વિઘ્નપણે ગયાં તેમ આ વર્ષ પણ તેવીજ રીતે જશે એવી આશા છે. અધુરા રહેલા વિષયો આ વર્ષમાં પ્રસંગપ્રમાણે પૂર્ણ કરવાનું પ્રયત્ન થશે અને બીજા નવીન વિષયો પણ પ્રસંગપ્રમાણે દાખલ થશે. ઉત્કંઠા અંતરમાં ઘણી હોય પણ તે આગળથી જણાવી દેવાથી પૂર્ણ થતી નથી, કેમકે કાળની ગતિની કાંઈ ખબર પડતી નથી, માટે જેમ થતું આવશે તેમ સદ્ગ્રાહકોના જાણવામાં આવ્યાવગર રહેશે નહિ. કસાયેલી કલમવાળા વિદ્વાન્ પંડિતો અને સદ્ગૃહસ્થોએ જેમ આગળ આશ્રય આપી આ ચોપાનિયાંને તેના ધારેલા વિચારમાં પાર પાડવાને યોગ્ય કર્યું છે, તેમજ આ વર્ષમાં પણ આશ્રય આપી તેના ધારેલા વિચારમાં પાર પડવાને યોગ્ય કરશે એવી આશા છે. આ ચોપાનિયાના શરીરમાં, રૂપમાં અને ગુણમાં વૃદ્ધિ કરવાની ઉત્કંઠા કેટલાક હિતેષિયો સૂચવે છે, અને અમે પણ પ્રતિદિવસ એજ ઇચ્છિયે છિયે; પરંતુ હાલ તરત તેમાં કેટલી વૃદ્ધિ થઇ શકશે અ-

થવા થઈ શકવાનો સંભવ છે, તે દર્શાવી શકતા નથી. એ ધારણા પૂર્ણ થવાને માટે તો ઇશ્વરપાસે એટલીજ પ્રાર્થના કરિયે છિયે, કે 'હે જગન્નિયંતા જગદીશ્વર! આપ અંતર્યામીની સત્તાથી સર્વ જગત્ સત્તાવાન્ છે, માટે આપનું કંઇ અજાણ્યું નથી, તોપણ સ્મરણરૂપે વિનવિયે છિયે કે આ પત્રને દીર્ઘાયુષ્ય કરી તેનાં શરીરમાં, રૂપમાં અને ગુણમાં વૃદ્ધિ કરી તેનાં ધારેલાં લક્ષમાં પાર પાડજો અને આર્યજનો તેથી આપના આભારી થજો.' તથાસ્તુ.

---

## अनादि ईश्वरप्रत्ये प्रणाम.

(उपजातिमां.)

अनादि ने अंत विहीन जे छे, आ विश्वमां व्यापि सदा रहे छे;
आ विश्वनुं तेमज एक धाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
सदाय जे पूर्ण स्वयप्रकाश, जेने नथी जन्म अने न नाश;
अकाम छे तोपण पूर्णकाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
पोचे न जेने मन बुद्धि वाणी, शके न पूरा कवियो वखाणी;
जेना विना ठालु न कोइ ठाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
सदेव आनंद तणा निधान, सदैव जे व्यापक विद्यमान;
केवाय जे नित्य अनंतनाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
अरूप छे तोय अनंतरूप, आनंदना कंद अने अनूप;
जेने करे आपणनी लगाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
अनेक सिद्धो मुनियो नरेंद्रो, अनेक योगेश्वर ने सुरेंद्रो;
जेनाविषे पामि गया विराम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.
जे इंद्रियातीत सदैव सत्य, जे जाणवानी जनने अगत्य;
समान जेने मनुजो तमाम, प्रेमे करुं ए प्रभुने प्रणाम.

# चार साधनोथी त्रिलोकीना तिलक थवाय.

(उपजाति.)

दानायलक्ष्मीःसुकृतायविद्या चिंतापरब्रह्मविनिश्चिताय ।
परोपकारायवचांसियस्य वंद्यस्त्रिलोकीतिलकःसएव ॥

જેની લક્ષ્મી દાન દેવામાટે ઉપયોગમાં આવે, જેની વિદ્યા સુકૃત કરવામાટે ઉપયોગમાં આવે, જેની ચિંતા (વિચાર) પરબ્રહ્મનો નિશ્ચય કરવામાટે ઉપયોગમાં આવે અને જેનાં વચનો પરોપકાર માટે ઉપયોગમાં આવે, તેજ પુરૂષ ત્રણલોકમાં તિલકરૂપ અને નમન કરવા યોગ્ય છે.

અંતરદૃષ્ટિ કરી વિચાર કરિયે છિયે ત્યારે એવા પુરૂષના શતાંશમાં પણ ઉભી શકે એવો પુરૂષ આ અવનીતલઉપર દેખવામાં આવતો નથી. આખી પૃથ્વીમાં એવું રત્ન નથીજ એમ નિશ્ચય કેહેવાતું નથી, કેમકે એ નિશ્ચય થવો એ શક્તિઉપરાંત છે. તોપણ એટલું તો અવશ્ય છે કે કલિકાલના પ્રતાપથી અથવા તો કાળના ફેરફારથી અને તેમ નહિ તો કોઈ અનિર્વચનીય યોગથી તેવા લોકની સંખ્યા ભાગ્યેજ જોવામાં આવે છે.

રાજાથી તે રંકપર્યંત આ મનુષ્યદેહ કઇ રીતે આવ્યો હશે અને તે મેળવીને શું કર્તવ્ય કરવાનું છે, તે અવશ્ય વિચારવું જોઇએ. પોતપોતાની સ્થિતિ અને યોગ્યતાપ્રમાણે 'હું કોણ અને મારે શું કરવું જોઇએ' એમ જે વિચારે છે તેને કદીપણ પશ્ચાત્તાપ કરવો પડતો નથી. 'અમુક કાર્ય કરીશ તો શું થશે અને અમુક કાર્ય નહિ કરૂં તો શું થશે' એમ વિચારી શ્રેય કરનારૂં કામ કરનાર શ્રેયનેજ ભોગવે છે. અમે અંતઃકરણથી એમજ ઇચ્છિયે છિયે કે સઘળી પ્રજા એવીજ થાય, પણ એ ઇચ્છા પૂર્ણ નહિ થવાથી સમયાનુસાર લખવા કે બોલવાનો બોધકજનોને સમય જોઈ શ્રમ લેવો પડે છે.

કયાં કર્મથી કે કયાં પુણ્યથી પ્રાપ્ત થાય છે એ નિશ્ચય થઇ શકતો

નથી, પરંતુ ઘણાખરા પુરૂષોને તેવી યોગ્યતાના યોગે લક્ષ્મી પ્રાપ્ત થાય છે. કોઇ કોઇ ગર્ભશ્રીમંત હોય છે અને કોઇ પહેલાં કંગાલ સ્થિતિમાં હોય ને પછી લક્ષ્મીવાન્ થાય છે. લક્ષ્મીની લેહેર લાગો કે કોઈ કોઇ તેના નિશાથી છતે કાને બેહેરા બની જાય છે, છતી આંખે આંધળા બની જાય છે, વિવેકને વિસરી જાય છે, બુદ્ધિના બારદાન બની જાય છે અને અભિમાનની મૂર્તિ થઇ જાય છે. કદી મૂળથીજ મૂર્ખ હોય તોપણ લક્ષ્મીના પ્રતાપથી તેના સઘળા દુર્ગુણને માણસો ગુણરૂપ ગણે છે. લક્ષ્મીવાને પોતાની લક્ષ્મીનો ઉપયોગ કેમ કરવો તે વાત સ્વપ્ને પણ આવતી નથી. ઘણા સ્નેહવાળી અને ઘણા પરિચયવાળી લક્ષ્મી જ્યારે તિરસ્કાર કરી વિજળીની પેઠે અચાનક ચાલી જાય છે ત્યારે પછી મહાશોક સાગરમાં પડવું પડે છે. પેહેલાંથી વિજળીના જેવી ચચલ લક્ષ્મી ક્ષણવારમાં નાશ થઇ જશે તે વિચારમાંજ આવતું નથી. એ સમયે તો જાણે બાપદાદાની સાથે છાપ મારેલી હોય નહિ, તેમ સદાયકાળ અચળ રેહેશે એમ અંતરમાં સમજાય છે. આ વિષયમાં લક્ષ્મીવાન્ લોકો ઘણી ભુલ કરે છે, તે પોતાના કલ્યાણને માટે ન કરવી જોઇએ. લક્ષ્મીની લેહેરમાં લપટાઈ જઇ ચિત્તને ચળાવી દેવાથી જે હાનિ થાય છે તે ઘણીજ મોટી છે. લક્ષ્મીને સારા ઉપયોગમાં લેવાનું પાત્ર મનુષ્યદેહ છે, તે જો એમનેએમ નિષ્ફળ ગયો તો પછી વારંવાર તેવો તાકડો આવવો મુશ્કેલ છે. ઇશ્વરેચ્છાથી લક્ષ્મી મળે ત્યારે તેનો સદુપયોગ કરવો જોઇએ, અને જેમ બને તેમ નમ્ર થવું જોઇએ. નાચરંગમાં, નાતવરામાં ને નાટક આદિમાં નકામાં નાણાં વાવરી નાંખવાં, ખાઇ પીને પેટપર હાથ ફેરવી 'ઓઇયાં' કરી સુઇ રેહેવું, સારાં વસ્ત્રઅલંકારઆદિ ઓઢી પેહેરી મોજ શોખ મારવી, અને બે ઘોડાની કે એક ઘોડાની ગાડીમાં બેશી બાગબગીચામાં ફોકટ વખત ગુમાવવો કે પાનાં, પાટલી કે ચોપાટમાં સમય રોકવો એજ ધનવાનોનું કામ સમજાય તો મોટી ભૂલ ગણાય. ધનવાન્ થયા હોય તે તેમ કરવામાં વળગી જાય છે,

પણ તેનું કર્ત્તવ્ય કાંઈ તે નથી. નિર્ધન કારીગરોને આશ્રય આપવામાં, નિર્ધન અને અભણ લોકોને ભણાવવામાં, વાવ કુવા ખોદાવવા આદિ લોકોપયોગી કામમાં, દુકાળથી પીડાતાં પ્રાણીઓનું રક્ષણ કરવામાં અને પોતાની લાજ મર્યાદા પ્રમાણે વ્યવહાર ચલાવવામાં ધન વાવરવું; સદાચરણે ચાલવું, પાત્રપ્રમાણે યથાશક્તિ દાન કર્યા કરવું, અતિથીનો સત્કાર કરવો, નમ્ર થવું, સદ્ગુણી ને સદાચારી થવું, અન્નપાણીનાં સદાવ્રત બાંધવા, ઈત્યાદિ ધનવાનના ઘણા ધર્મછે. આગળના ધનવાન્ રાજાઓ અને બીજા જે થઇ ગયા છે, તેઓ તેવેજ માર્ગે પોતાનું મેળવેલું દ્રવ્ય ખર્ચીને પોતાનું કલ્યાણ કરી કીર્ત્તિ સંપાદન કરી ગયા છે. આજે તેમ તો બનવું કઠણ છે પરંતુ માત્ર દશાંશ કે શતાંશ પણ એવાં કાર્યમાં દ્રવ્ય વાપરતાં હાથ કે મન ચાલવું કઠણ થઇ પડતું જણાય છે. નકામા કુસેશો કરી વકીલ બારીષ્ટરોને હજારો રૂપૈયા આપી દેવાતા હશે, નાચરંગમાં કે નાતવરામાં કે બીજાં નીચકૃત્યોમાં ધોમધોકાર ધન ઉડતું હશે અને તેમાં દશાંશ કે શતાંશ તો શું પણ ચતુર્થાંશનો પણ નિયમ નહિ રેહેતો હોય, પણ સારે માર્ગે વાવરવામાં સહસ્ત્રાંશ પણ ભાગ્યેજ આવતું હશે. આ અનાર્ય રીતિમાંથી પ્રીતિ ખેંચી લઇ ઇશ્વરે લક્ષ્મી આપી હોય તેનો કેટલાંક બતાવેલાં સત્કાર્યપ્રમાણે સારો ઉપયોગ કરવો જોઇએ. ઇશ્વરેચ્છાથી લક્ષ્મીનો લોપ થાય તો પછી તે કાંઈ થવાનુંજ નથી. 'સત્પાત્રે દાન આપવું એજ લક્ષ્મીનું સાફલ્ય છે' એમ લક્ષ્મી હોય ત્યારે સમજાય તોજ સફળ છે, લક્ષ્મી ગયા પછી સમજાય તો તે શા કામનું?'

વિદ્યા ઘણાં પ્રયત્ને કેટલાકને દુઃસાધ્ય હોય છે અને કેટલાકને થોડે પ્રયત્ને સુસાધ્ય હોય છે, તેથી વિદ્યાનું સુલભપણું કે દુર્લભપણું નિશ્ચય થઇ શકતું નથી. કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે પૂર્વજન્મમાં વિદ્યાનું ઉપાર્જન કરેલું હોય તો આ જન્મમાં તે સુલભ થાય છે અને પૂર્વે ઉપાર્જન ન થયું હોય તો આ જન્મમાં સુલભ થતી નથી. આ વાત કેટલાંક પ્રમાણોથી વિચારિયે છિયે ત્યારે

મળતી આવે છે તેનું પ્રમાણ એ, કે એકજ ગુરૂપાસે શીખેલા બે પુરૂષ હોય તેમાં એક કવિરાજનું પદ ધરાવે અને બીજો તવોનેતવો રહે આ ઠેકાણે કેટલાક વિદ્વાનો બુદ્ધિની તીક્ષ્ણતારૂપ કારણ તેમ થવાનું બતાવે છે, તો તેપણ માન્ય કરી શકાય છે, અને છેવટ એયનું પરિણામ એકજ ઉતરે છે. કેટલાક એમ અભિપ્રાય આપે છે કે 'विद्यासदभ्यासवशात्सुलभ्या' (વિદ્યા સારા અભ્યાસથી સુલભ છે અર્થાત્ સારો અભ્યાસ કર્યો કર્યો હોય તો વિદ્યા કાંઈ દુર્લભ નથી.) પૂર્વના સસ્કારની પ્રબળતા હોય, તીક્ષ્ણ બુદ્ધિ હોય અને તેમાં સારી રીતે અભ્યાસ થાય તો તે વિદ્યા થોડા સમયમાં પ્રકાશ પામે છે. આ પ્રકારમાંથી કોઈપણ પ્રકારના પ્રતાપે માણસને વિદ્યા પ્રાપ્ત થાય તેનો સારો ઉપયોગ કરવો જોઈએ વિદ્યા મેળવી એટલે વિદ્વાન્ થઇ ચૂકા, ગુણવાન્ થઇ ચૂકા, મહાન્ થઈ ચૂકા કે પ્રતિભાવાન્ થઇ ચૂકા એમ સમજવું એ અતિ ઉતાવળ ભરેલો વિચાર છે. કેમકે વિદ્વાન્, ગુણવાન્, મહાન્ કે પ્રતિભાવાન્પણ દર્શાવનારા ગુણો કોઇ જુદાજ પ્રકારના છે, અને તે ગુણો જ્યારે ગ્રહણ થાય ત્યારેજ વિદ્યાનું વિદ્યાપણું લેખાય છે. વિદ્યા આવીને વિનય ન આવ્યો તો તે વિદ્યા અવિદ્યા સરખીજ સમજવી. વિદ્યા શીખીને વિવાદ માત્રજ તેનુ ફળ થાય તો તેને વિદ્યા એવું નામ વિદ્વાનો આપી શકતા નથી. વિદ્યા ભણીને તેનો સારાં કર્મ કરવામાં ઉપયોગ નથી થતો તો વિચારવાન્ પુરૂષો તે વિદ્યાને ધિઃકારે છે. આટલા હેતુથી ઇશ્વરકૃપાવડે વિદ્યા પ્રાપ્ત થાય તો તેથી બને તટલાં સુકૃત કરવાં, સદાચરણને દર્શાવનારાં, સદ્ધર્મને દર્શાવનારાં ને સદ્વિચારને દર્શાવનારાં પુસ્તકો લખવાં; ભાષણો કરવાં અને તેવાં આચરણો રાખવા, તથા જગતમાં ચાલતા અનાચારો, વેહમી વિચારો, દુરાચરણો, આદિનો નાશ કરવા પ્રયત્ન કરવુ, ઇત્યાદિ વિદ્યાવાન્નાં કાર્ય છે. 'समानशीलव्यसनेषुमैत्री' (સ્વભાવ અને ટેવ સરખાં હોય તેની સાથે મિત્રાઈ થાય છે.) આ નિયમપ્રમાણે ઘણાએ પરસ્પર સ્નેહવાન્ અને પ્રીતિવાન્ થાય છે. સરખાં સુખમાં, સરખાં દુઃખમાં,

સરખા અભ્યાસમાં કે સરખા ધંધામાં પણ એમજ માણસોને અંતરના કેટલાક ગુણો મળતા આવે તો સ્નેહ બંધાઇ જાય છે, પણ કેટલેક ઠેકાણે એથી ઉલટું જોવામાં આવે છે. ધંધામાં, સ્વભાવમાં, સુખમાં, કે સંપત્તિમાં, અન્યની ઉપર ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે, તેમજ વિદ્યાની સમતામાં પણ ઇર્ષ્યા ઉત્પન્ન થાય છે. આમાં કોઇ એક બીજાના સ્વાભાવિક દોષથી તેમ થાય છે એમ કેટલાક કહે છે. આમ થવાથી વિદ્યાથી જે સુખસંપાદન કરવું જોઇએ અને જગત્‌ને લાભ આપવો જોઇએ તે બનતું નથી. જ્યારે એમ થાય ત્યારે એથી બીજું કાંઇ ખેદકારક નથી. અરે એટલો તો વિચાર મનમાં લાવવો જોઇએ, કે વિદ્યા આવીને સદ્વિચાર ન આવ્યો તો પછી વિદ્યાનો ઉપયોગ શો? કાંઇ તે ખાવાનો પદાર્થ નથી કે તેથી પેટ ભરાય. દુઃખની સમતાવિના બાકી ઘણખરી જાતિની સમતામાં દ્વેષભાવ ભરાય છે એમાં તેમ કરનારાં માણસની ભૂલ છે, અથવા તેમ નહિ તો કાળનીજ તે કૃતિ છે; પરંતુ તેને પણ ખરી વિદ્વત્તા સંપાદન કરનાઓએ જીતવાને પ્રયત્નવાન્ રેહેવું જોઇએ. અને તેમ થયેથીજ સુકૃત કરવામાં વિદ્યાનો સદુપયોગ થવાનો સંભવ છે.

આજકાલ ચિંતવન જોઇએ તો શાનું થાય છે! નાનાપ્રકારના વિષયોનુંજ, કે જે ક્ષણિક સુખ સંપાદન થવાના હેતુ જણાય છે. કોઈ શબ્દને ચિંતવે છે, કોઈ સ્પર્શને ચિંતવે છે, કોઇ રૂપને ચિંતવે છે, કોઇ રસને ચિંતવે છે અને કોઇ ગંધને ચિંતવે છે. રંકથી તે રાય સુધીમાં એ ચિંતવનવિષે સહુ સરખા ઉતરે છે. તે શિવાય પણ ઘણાં ચિંતવનો કરવામાં આવે છે. કેટલાંક વ્યવહારને ઉપયોગી ચિંતવન છે, તે વ્યવહારમાં રેહેવું એટલે ઉપયોગી અને ધર્મકર્મમાં સહાયભૂત થાય તેવાં છે, પણ તે શિવાય જે અર્થમય અથવા અન્યાયમય ચિંતવન કરવામાં આવે છે તે ધર્મનો નાશ કરનારાં છે.* વિષયોનું ચિંતવનપણ વ્યવહારને અનુકૂલ અને કલ્યાણનાં સાધનને અનુકૂલ પણ થઈ શકે છે, પણ માત્ર તેમાં વિવેક

* તે ચિંતવનનું વિવેચન અહીં બંધ રાખ્યું છે.

બુદ્ધિની આવશ્યકતા છે. શું ઇશ્વરનાં નામ અને મહિમાવાળાં મોટા મોટા વિદ્વાનોનાં રચેલાં પુસ્તકો, ધર્મશાસ્ત્રો, સદ્બોધો અને શ્રુતિ-સ્મૃતિયો સાંભળવાને નથી? શું સત્પુરૂષો અને ગુરૂજનઆદિ સેવ્ય-જનોનાં ચરણારવિંદ તથા પરમેશ્વરની નિર્મળ અંતઃકરણ થવાને નિર્માણ થયેલી પવિત્ર પ્રતિમાઓ સ્પર્શ કરવાને (સેવવાને) નથી? શું અનેક વેદ શાસ્ત્ર પુરાણો અને ઈશ્વરની અપૂર્વ રચના, સદ્ગુણી સત્પુરૂષો અને દષ્ટિને સ્થિર કરનારી પરમેશ્વરની પ્રતિમાઓ અવલોકન કરવાને નથી? શું સાત્વિક ભાષનાં ભક્ષ્ય, ભોજ્ય ચોષ્ય અને લેહ્ય, અતિથિ અને પવિત્ર બ્રાહ્મણાદિકના નિમિત્તથી કે પરમેશ્વરના નિમિત્તથી તૈયાર થયેલાં પવિત્ર અને પોષણકારક અન્ન નથી? શું એવીજ રીતે ઈશ્વરનાં અર્ચનમાં તથા ગુરૂજન કે સત્પુરૂષોનાં આરાધનમાં અર્પણ કરેલા અને પ્રસાદી થયેલા ગંધો નથી? જ્યારે સઘળું સુલભ છે ત્યારે અવળે માર્ગે ચડવાનાં ચિંતવનને મેલીને તેવાં ચિંતવનમાં ચિત્તને લગાડવું જોઇએ. આ ચિંતવન પણ ચિત્તને નિર્મળ થવાને માટે છે, પરંતુ છેવટ એક પરમાત્મા સર્વવ્યાપક ઇશ્વરને નિશ્ચય કરવામાં (ઓળખવામાં)જ જે ચિંતવન થાય તે ઉત્તમ છે. એ શિવાય સઘળાં ચિંતવન અનર્થને ઉત્પન્ન કરનારાં છે. ઇશ્વરને ઓળખવામાં અને સન્માર્ગે ચાલવાને માટે તેનો નિશ્ચય કરવામાં ચિંતવન જો થાય નહિ તો પછી આપણને મળેલાં ચિત્તની ચતુરાઇ શા કામની અને તેનું સફળપણું પણ શું?

આપણને સ્પષ્ટ વાણી જેણે આપી છે તેનો કેટલો ઉપકાર માનવો જોઇએ? હજારો કાલાઓબડા વિશ્વમાં વસે છે, તેના જેવી દશા આપણી થઈ હોત તો આપણે શું કરત અને આપણું શું થાત? આ વાત અંતરમાં ઉતારી જો ઇશ્વરે બોલવાની શક્તિ કે વાણી આપી છે તો જેમાં બીજાનું હિત થતું હોય, જેમાં કોઇને ક્લેશ કે અહિત ન થતું હોય અને જેમાં સંપનું અમૃત છલકી રહેલું

હોય તેવુંજ બોલવું. જો તેવું બોલાય નહિ અથવા બોલવાને ખરા અંતઃકરણથી શીખિયે નહિ તો પશુ કરતાં પણ આપણી વાણી નેષ્ટ છે, (મનુષ્યજાતિ અને તે સાથે જ્ઞાન વિશેષ છે માટે.) પશુની વાણી જેમ ગુણ નથી કરતી તેમ અવગુણ પણ નથી કરતી, પણ મનુષ્યની વાણી તો ગુણને બદલે અવગુણ કરે છે. એ અવગુણ કરનારી કે ક્લેશ ઉપજાવનારી વાણી વાપરવામાં અજ્ઞજનો મોટાઇ માનતા હોય તો તેની નાની નહિ પણ મોટી ભૂલ છે. એમાં કશી મોટાઈ નહિ પણ નર્કના હેતુની પ્રાપ્તિ છે એમ નિશ્ચય થાયછે. જન્મ ધરીને જેની વાણિયે અન્યનાં અંતઃકરણને બાળ્યાં, અન્યનો ઉપકાર ન કર્યો, ઇશ્વરના આરાધનમાં કે ગુરૂજન આદિકના માનમાં યોગ્ય રીતે વપરાણી નહિ, તેના જન્મને અને તેની વાણીને ધિઃકાર છે; પણ જેની વાણિયે અન્યનાં અંતઃકરણને શુદ્ધ અંતઃકરણથી સંતોષ કરાવ્યો, ગુરૂજનઆદિને માન આપ્યું, અવળે રસ્તે જનારને સારો બોધ આપ્યો, ઇશ્વરનું ભજન કર્યું, અને અન્યનો ઉપકાર કર્યો, તેનો જન્મ અને તેની વાણી સફળછે. અર્થાત્ વાણીની યોગ્યતા સઘળી યોગ્યતા સાથે પરોપકારમાં વપરાય તોજ છે.

આ સર્વ ઉપરથી સાર એ લેવાનો છે કે લક્ષ્મીને દાનના ઉપયોગમાં લાવનાર, વિદ્યાને સુકૃત કરવાના ઉપયોગમાં લાવનાર, ચિંતવનને પરમેશ્વરના સર્વ રૂપના નિશ્ચયના ઉપયોગમાં લાવનાર, અને વાણીને પરોપકારઆદિના ઉપયોગમાં લાવનાર સર્વ રીતે લોકમાં વંદવાયોગ્ય થાય છે, અને જે સર્વ રીતે વંદવાયોગ્ય થાય છે, તેનોજ જન્મ સફળ ગણાય છે અને જેનો જન્મ સફળ ગણાય છે તેજ ત્રિલોકીના તિલકરૂપ થાય છે અને જે ત્રિલોકીનાં તિલકરૂપ થાય છે, એજ ઐહિક આમુષ્મિક સુખને સહજમાં સંપાદન કરી પશ્ચિાત્ અનિર્વાચ્ય પદને પામનાર આર્ય છે. ઇશ્વર પાસે અમારી એજ પ્રાર્થના છે કે એવા ત્રિલોકીના તિલકરૂપ આર્યોનો પ્રતિદિવસ ઉદય થતો રહે. (તથાસ્તુ.)

# संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(AN ESSAY ON COMPANY AND ITS EFFECTS)

## प्रकरण १.

સંગ એ શબ્દનો યથાસ્થિત માર્મિક અર્થ તે શબ્દની વ્યુત્પત્તિમાંજ રહેલ છે. सम् એટલે સરલપણે અને गम् એટલે ગતિ કરવી:- એટલે કે જે સરલ રીતે આપણી સાથે ગતિ કરે છે તે. અર્થાત્ આપણી સંગાતે જન્મપર્યંત જેનું બળ સર્વ કાળ ચાલુ રહે છે તે. આટલાજ ઉપરથી સહજ જણાશે કે સંગનું બળ આપણીઉપર સર્વકાળ એકસરખી રીતે લાગુ પડે છે, અને તેથીજ મનુષ્યમાત્રના ઉત્તમ, મધ્યમ, તથા અધમ વર્ગ બંધાય છે.

એકજ માબાપથકી ઉત્પત્તિ થયા છતાં સંગભેદે ભિન્ન ગુણ તથા ભિન્ન પ્રકૃતિ જોવામાં આવે છે. આ વાત ગ્રથાંતરે એક પોપટનાં બે બચ્ચાંની દૃષ્ટાંતિક વાર્તાથી સિદ્ધ કરવામાં આવી છે. એક પારાધિ એક માળામાંથી પોપટનાં બે બચ્ચાં લાવ્યો, તેમાનું એક તેણે ઋષિને ત્યાં વેચ્યું અને બીજું હિંસકને ત્યાં વેચ્યુ. પેહેલુ આદર સત્કાર અને વિનયવાક્ય ઉચ્ચારતાં શીખ્યું અને બીજું સંગભેદે નઠારા શબ્દો બોલતાં શીખ્યું. આ પ્રમાણે સંગભેદે મનુષ્યના ગુણની પણ વિકૃતિ થાય છે. એવિષે પ્રખ્યાત કવિ અને વિદ્વાન્ ભર્તૃહરિ કહે છે કે:—

"संतप्तायसिसंस्थितस्यपयसोनामापिनज्ञायते ।
मुक्ताकारतयातदेवनलिनीपत्रस्थितंराजते ॥
स्वात्यांसागरशुक्तिमध्यपतितंसन्मौक्तिकंजायते ।
प्रायेणाधममध्यमोत्तमगुणःसंवासतोजायते" ॥

અર્થઃ—તપાવેલાં લોઢાંઉપર પાણીનું ટીપું પડ્યું હોય તો તે પાણીનું નામ માત્ર એંધાણ પણ રહેતું નથી, તેજ બિંદુ કમળપત્રપર પડવાથી મોતી જેવું દખાય છે અને તેજ જો સ્વાતિનક્ષત્રનેવિષે છી-

પના મોઢામાં પડે છે તો તેનું ઉત્તમ મોતી બંધાય છે. માટે (મનુષ્યવિષે પણ) અધમ, મધ્યમ, તથા ઉત્તમ ગુણ એ વિશેષે કરીને સગબળથીજ પ્રાપ્ત થાય છે.

ઉપરના શ્લોકઉપરથી તેમજ સ્વાનુભવવડે સિદ્ધ થાય છે, કે આ સૃષ્ટિમાં પ્રાણીમાત્રની સ્થિતિ, નીતિ, વિવેક, બુદ્ધિ, અને સારાં માઠાં કામની વૃત્તિનો આધાર કેવળ સંગબળ ઉપરજ રહેલો છે. સુસંગવડે માત્ર મનુષ્યજ નહિ પરંતુ પશુપક્ષ્યાદિ મૂઢ પ્રાણી પણ સુલક્ષણ શીખે છે. જેમકે સુજ્ઞ પંડિતની હિતશિક્ષાથી ગુણીપણું અને સુજ્ઞપણું મનુષ્યને પ્રાપ્ત થાય છે; કુશળ અશ્વનાયકથી ઘોડો સારૂં ચાલતાં તથા નાચતાં શીખે છે; તેમજ શુકપાળકના પ્રયાસથી પોપટ જેવું પક્ષી મધુર વાણી ઉચ્ચારતાં શીખે છે. આ બધાનું મૂળ કારણ જોઇશું તો સંગબળજ છે. જ્યારે સંગબળ આટલું બળિષ્ટ છે ત્યારે તેની ઉત્તમ અધમ જાતિ પારખી ઉત્તમનું ગ્રહણ કરવું અને અધમનો ત્યાગ કરવો એજ મનુષ્યજાતિની ઇશ્વરદત્ત વિવેકબુદ્ધિનું સાફલ્ય છે. એમાંજ મનુષ્યમાત્રનું ભૂષણ, ભવિષ્યની ચઢતિ તથા ઇશ્વર કૃપાને પાત્ર થવાપણું રહેલ છે.

ઇંગ્રેજીમાં પણ કહેવત છે કે—

" A man is known by the Company he keep as."

"મનુષ્ય જેવી મંડળી વેઢારે છે તેવો તે ઓળખાય છે." અર્થાત્ સારી મંડળીના સંગથી સારો અને માઠી મંડળીના સંગથી માઠો. આ વાતની સ્થાપનાને અર્થે એક વિદ્વાન્ અને ધર્મશીલ ઇંગ્રેજ કવિ જ્યોર્જહુર્બર્ટની માતા પોતાના પુત્રોના બોધને અર્થે નીચેનું વાક્ય કહેતી કે—

" That as our bodies take a nourishment suitable " to the meat on which we feed, so do our Souls as " insensibly take in virtue or vice by the example or " conversation of good or bad Company."

"જેવી રીતે આપણા શરીરને આપણે જે પદાર્થ ખાઇએ છિયે

તે પદાર્થના રસના ગુણપ્રમાણે પુષ્ટિ મળે છે; તેવી રીતે આપણે જેવી સારી અથવા માઠી મંડળીનું ઉદાહરણ લેઇએ છિયે અથવા તેની સાથે સંભાષણ કરિયે છિયે તેવી મંડળીના જેવા સદ્ગુણ અથવા દુર્ગુણ પણ આપણા અંતઃકરણમાં અનાયાસે પ્રવેશ કરે છે."

આ અમૂલ્ય વાક્યરત્ન બહુજ ગંભીર વિચારયુક્ત ઉચ્ચારેલું લાગે છે. ધન્ય છે એવી માતાને. જુઓ, સંગબળનો પ્રતાપ આ માતાના વચનથીજ સિદ્ધ થયેલો તેના પુત્રમાં આપણે જોઇએ છીએ. બાળકપણથી નિરંતર આવો ઉત્તમ બોધ પોતાની માતાદ્વારાયે પામી જ્યોર્જહર્બર્ટ આગળ કેવો સાધુ તથા ધર્મશીલ થયો! પોતે પ્રથમ વિદ્યાલયમાં ઉત્તમ શ્રમ લેઇ પૂર્ણ વિદ્યાગુણ સંપાદન કરી અંતે સાધુતાનાંજ કામ કરવાસારૂ સ્વાર્થી અને વ્યવહારિક પ્રપંચો છોડી દઈ ધર્મસબંધનાં કામ સાથે જોડાયો. ત્યાં પોતે પૂર્ણ ધર્મ તથા નીતિશીલપણું જાળવી બીજાઓને બોધ આપવાસારઃ—
"The Temple or Sacred Poems and Ejaculations."

એટલે "દેવમંદિર અથવા પવિત્ર પદો અને પ્રાર્થના" એ નામનું પુસ્તક પોતાની ચાળીશ વર્ષની વયે કેમ્બ્રીજમાં ઇ. સ. ૧૬૩૩ માં પ્રસિદ્ધ કર્યું. તે એટલું તો બોધક અને સત્યસાર લોકોને ભાસ્યુ, કે તેની ઈ. સ. ૧૮૦૫માં પંદરમી આવૃત્તિ લંડનમાં છપાણી હતી. એ વિના તેણે ગદ્યાત્મક ધર્મનાં પુસ્તકો તથા કહેવતોના ગ્રંથો લખી લોકોને ઉત્તમ બોધ મળવાનાં અનેક સાધનો આપેલાં છે. પોતાની માતાના સદ્બોધનો દૃઢ છાપ પોતાના હૃદયમાં સજ્જડ બેસવાથી પોતે એ બોધનો લાભ લેઇ તેજ જાતિનો બોધ બીજાઓને આપવા સારૂ એવાજ સારવાળુ મહાવાક્ય લખી ગયેલ છે કેઃ—

"*Keep good Company; and you shall be of the* "number."

"સારી મંડળીની સંગતિ રાખો; અને તમે તે મંડળી માંહેના ગણાશો." શું બાલ્યાવસ્થાના શુભ બોધનો ચમત્કાર છે! જુવો, નાનપણથીજ તેની માતા ખંતી રહી અને દુષ્ટ મંડળીમાં ફરવાને

અટકાવતી હતી, અને સારો બોધ આપતી હતી, તો પોતે તેવી મંડળીથી દૂર રહેવાનું શીખ્યો; અને તેથી થતી હાનિ અને તેવા સંગથી પ્રાપ્ત થતા દુર્ગુણ આ પુરૂષમાં આવી શકયાજ નહિ. આ પ્રમાણે જ્યારે સર્વ કોઇ પોતાનાં બાળકોને બાળકપણથીજ નઠારાં છોકરાંની સાથે રમવાને તથા વય વધવાના પ્રમાણમાં, હલકા લોકોની સંગતિમાં રહેવાને અટકાવે અને ખરાબ મંડળીથી ડરતાં રહેવાનું નાનપણથીજ તેના હૃદયમાં ઠસાવી દે, તો એ નિઃસંદેહ છે કે મોટપણે જતાં તેઓ ઘણાંજ સદ્ગુણી અને પ્રમાણિક નીકળવાનાં; તેઓ સત્ય તથા પ્રતિષ્ઠિત મનુષ્યના વર્ગમાં ગણાવાનાં; અને હમણા જેવી રીતે નઠારી સંગતિથી તેઓ જેવાં નઠારાં તથા દુર્ગુણી નિવડે છે, અને ભયંકર તથા દુઃખદપરિણામો જોવામાં આવે છે, તે ઉપરપ્રમાણે ચોકશી રાખવાથી થવાનુંજ નહિ. કારણ કે સંગની લાળ જેવી કુમળી વયમાં લાગે છે તેવી પાકી વયમાં લાગતી નથી. માટે બાલ્યાવસ્થાથીજ સારી સંગતિમાં વસવાનો અભ્યાસ એ ભવિષ્યનાં સારાં અને સ્તુત્ય સુખનો પાકો પાયો જાણવો. આવીજ રીતિએ પ્રાચીનકાળમાં આપણી આર્યમાતાઓ પણ પોતાનાં બાળકોને સુબોધ આપતી હતી. જુવો, ઓખાને જ્યારે પરણાવી સાસરે વળાવી તે સમયનાં તેની માતાનાં વચન.

"स्त्रीणांहिव्रत्तंपतिरेवदेवता । शुश्रूषणंपुत्रितदानुकूलता ॥
तद्वांधवेषुपरमोहिभावो । तद्व्रत्तमेतत्परितोहिधारणं" ॥

"હે પુત્રિ! પતિ એજ દેવ છે એમ જાણવું, તેની સેવા કરવી, તેને સર્વ રીતે અનુકૂળ રેહેવું, તેનાં સગાંસંબંધીવિષે પણ સારો ભાવ રાખવો, એ સ્ત્રિયોનો નિશ્ચય ધર્મ છે માટે તે ધર્મને પરિપૂર્ણ રીતે ધારણ કરવો." તેમજ અન્ય માતા ઉપદેશ કરે છે કે,—

अभ्युत्थानमुपागतेगृहपतौतद्भाषणेनम्रता ।
तत्पादार्पितदृष्टिरासनविधौतत्पादपूजास्वयम् ॥

सुप्तेतवशयीततत्प्रथमतोजह्याच्चशय्यापुनः ।
स्त्रीणापुत्रिनिवेदिता:कुलवधूसद्धर्मधमाइमे" ॥

"હે પુત્રિ! જ્યારે પતિ બાહરથી ઘેર આવે ત્યારે ઉભાં થઇ "માન આપવું, તે જે કહે તેમાં નમ્રતા રાખવી, તેનાં ચરણમાં દૃષ્ટિ રાખવી, તે બેસે એટલે પોતે તેનાં ચરણની સેવા કરવી, તે સુતા પછી સુવું, તેના જાગ્યા પેહેલાં શય્યાનો ત્યાગ કરવો, (જાગવું) એ જે કહ્યા તે, હે પુત્રિ! કુળવાન સ્ત્રિયોના સહવાસથી પ્રાપ્ત થનારા ધર્મો છે."

સારાંશ એ કે દુષ્ટ સ્ત્રિયોની સંગતિથી દૂર રહિ કુળવાન્ સ્ત્રિયોનો સંગ રાખજે.

આવાં વાક્યો જ્યારે આપણી નજરે પડે છે, ત્યારે આપણને કેટલું સાનંદાશ્ચર્ય લાગે છે. અહો! જે કાળે એવી માતાઓ હતી તે કાળે સ્ત્રિયો કેવી નીતિવાળી અને સુશીલ હતી! તે સમયનો સ્ત્રીપુરૂષનો ગૃહસ્થાશ્રમ કેવો સુખદ અને સંતોષકારક હતો! આ બધું સંગના સુબોધને લેઇનેજ હતું. સાંપ્રતકાળે આપણે જોઇશું તો તેવો બોધ જેમ જેમ અદૃશ્ય થતો ગયો, તેમ તેમ એથી વિરૂદ્ધ કેવાં માઠાં પરિણામ નિપજવા લાગ્યાં!! સ્ત્રીપુરૂષનું ખરૂં સુખ જોવામાં આવતુજ નથી! તેઓમાં પરસ્પર ધર્મનો લેશ તો ક્યાંઇ પણ દેખાતો નથી! સામું આજ પ્રથમના ઉત્તમ બોધને સાટે સ્ત્રીનાં માબાપ તેને દુર્બોધ આપી દંપતીમાં વેર કરાવે છે; સાસુસસરાદિ ગુરૂજનની સેવાનો લોપ કરાવે છે; અને સત્ય બોલીએ તો સર્વ સંસારસુખ ધૂળધાણી કરી નાખે છે!!! આ બધાનું મૂળ તાત્પર્ય જોઇશું તો સંગબોધજ છે. અરે ઇશ્વર! એવો દિવસ પાછો ક્યારે આવે કે આર્યમાતાઓ પાછી પોતાની પ્રજાને આગળના પ્રમાણે નીતિનો બોધ આપવા શીખે, અને પાછો આપણો આર્યાવર્ત્ત પ્રથમની ઉંચી સ્થિતિએ પોહોચે. એ નિ:સંશય વાત છે, કે આપણે જેઓનો સંગ કરશું તેઓના ગુણોનો પટ આપણી વર્તણુકને લાગશેજ લાગશે, અને તેપ્રમાણે નહિ થાય એ અસંભવિત છે, કેમકે સ્વભાવેજ મનુ-

બ્યજાતિમાં એક બીજાની ચેષ્ટા કરવાનો ગુણ રહેલો છે; અને તે ચેષ્ટા નિરંતર અભ્યાસથી આપણી આપ્ત વર્ત્તણુકનો એક રૂઢ માર્ગ થઇ પડે છે. આપણા સહચારીની વાણી, રીતભાત, ચાળા, અને તેમની સારા માઠા વિચાર કરવાની રહણ આપણાઉપર વધારે અથવા થોડી પણ અસર કર્યાવિના રેહેતી નથી. આપણે જેઓની સંગતિમાં રહેતા હશું તેઓ જો સદ્ગુણી, નમ્ર સ્વભાવના અને બીજાને આદરસત્કાર કરે તેવા હશે તો આપણામાં પણ તેવા સદ્ગુણ, નમ્ર સ્વભાવ અને બીજાને માન આપવાનો રીતિ સહજ આવશે. તેઓ જો ન્યાયશીળ એકલવેણા, અને પરોપકારી હશે તો આપણમાં ન્યાયશીળપણું, એકલવેણાપણું, અને પરોપકાર કરવાની બુદ્ધિ પ્રાપ્ત થશે. તેઓ જો ઉદ્યોગી, સારાં કળાકૌશલ્યના ઉત્સુક, અને સદાગૃહી હશે તો આપણને પણ તેવા ઉદ્યોગી થવાનું તેમજ કળાકૌશલ્યનો લાભ લેવાનું તથા સારાં કાર્યનો આગ્રહ રાખવાનું સુજશે. તેમજ કદી તેઓ જો અભિમાની, દુષ્ટ વિચારના, ઉદ્ધત, ઇર્ષ્યાવાન્, પારકાનું શુભ જોઇ બળાપો કરનારા, અને અપકારવાળી બુદ્ધિના હશે તો આપણમાં પણ તેમના અતિ પરિચયથી તેમની જેવાજ તે તે સર્વ દુષ્ટ ગુણો પ્રવેશ કરશે. અતિ ગાઢ પ્રસંગથી તેઓ જેવી રીતે બેસતા હશે, બોલતા હશે, હાથ, પગ, આંખ ઇત્યાદિના ચાળા બોલવા ચાલવામાં કરતા હશે, તથા જેવા ડોળથી ફરતા હશે તે પ્રમાણે આપણે પણ કર્તાં શીખશું. આ પ્રમાણે અહુણાં આપણ કેટલાએક સાર શુન્ય અંતઃકર્ણવાળા દાંભિકોનું જોઇએ છીએ. તેઓ દેખાદેખીથી અંગ્રેજોના જેવાં ઉનનાં પાટલુન, ડગલા, બુટ, મોજાં, આંખને વ્યાધિ નહિ છતાં ચશ્મા ઇત્યાદિનો સર્વ ઋતુમાં એકસરખી રીતિએ સ્વીકાર કરી, જાણે આપણા દેશને યોગ્ય ધોતિયાં, અંગરખાં, પાઘડી તથા ઉપવસ્ત્રથી લજવાતા હોય તેવી રીતિએ સર્વ દેશી વસ્ત્રાદિનો ત્યાગ કરી જાણે એક ખરેખરા ઇંગ્રેજ ટોપની, તેવા આકારમાં મોટા દમથી વર્ત્તે છે. આનો મર્મ મૂળ શું છે? તેતો તેઓના સમજવામાં ભાગ્યેજ હશે. (અપૂર્ણ.)

(માધણ ગયા વર્ષને પાને ૨૮૦ થી.)

ચડાવનાર કોઇ છોકરાને મિત્ર ગણે છે, પણ તેથી તે બાળક ઠપકાને પાત્ર નથી; ઠપકાનું પાત્ર તેનું બાળકપણુંજ છે તેજ પ્રમાણે આપણે હિતમાં છતા રાજાઓને અહિત લાગિયે તો તેમાં રાજાનો દોષ લેવાનો નહિ, પણ તે તેની અવસ્થાનો દોષ ગણવો જોઇએ. કૃત્યાકૃત્ય,* હિતાહિત,† અને હેયોપાદેયવિષે‡ ઇશ્વરકૃપાવિના, શાસ્ત્રસંગવિના અને સત્સંગવિના લોકો ઘણીવાર ભૂલ ખાઈ જાયછે. કેમકે જેને એક માણસ કૃત્ય ગણે છે તેને બીજો અકૃત્ય ગણે છે, જેને એક હિત ગણે છે તેને બીજો અહિત ગણે છે, અને જેને એક હેય ગણે છે તેને બીજો ઉપાદેય ગણે છે. એમ થવાનું કારણ પણ શાસ્ત્રસંગની ન્યુનતા છે, માટે આપણો તો ખરો એજ ધર્મ છે કે પગમાં બેડી, હાથમા ડસકલા, અને ડોકમાં તોક રાજા તરફથી પડેલછે અને વળી બીજી જે આપત્તિનો અનુભવ તેણે કરાવવો હોય તે કરાવે તોપણ આપણે 'ઇશ્વર આપણા રાજાનું કલ્યાણ કરો, ઇશ્વર તેને સદ્બુદ્ધિ આપો, અને ઇશ્વર તેની પ્રતિદિવસ ચડતી આબાદી કરો.' ઇત્યાદિ સદ્વિચારો કરવા; એટલુંજ નહિ પણ પોતાના કુટુંબને, પોતાના પુત્રોને, અને પોતાના મિત્રોને પણ તેજ પ્રકારની ભક્તિ રાખવા ઉપદેશ કરવો. રાજ્ય તરફથી થયેલા વિપત્તિરૂપ મહાસાગરને તરવાનું એજ સાધન છે. મિત્રો! હું ખાત્રીથી કહું છુ કે ઉપરપ્રમાણે વિચાર કરનાર માણસ કદી પણ દુઃખી થતો નથી. પણ આવો વિચાર શાસ્ત્રસગવિના આવવો કઠણ છે, માટે રાજદ્વારથકી થતી વિપત્તિવિષે પણ શાસ્ત્રસગ અને સત્સંગની જરૂર છે.

મિત્રો! માતા, પિતા, ભાઇ, જમાઇ, બેન, દીકરી, સખી, બધુ કે બાંધવો, પ્રિયપુત્ર, પવિત્રમિત્ર, કુલીનસ્ત્રી, શરણો સરદાર, કે દયાળુ સદ્ગુરુ, દૈવયોગથી મરણ પામે ત્યારે તે મોટામા મોટી આપત્તિ છે. તે સમયે શું કર્તવ્ય છે તે અવશ્ય વિચારવાનું છે."

* કરવાનું અને ન કરવાનું. † સારૂં અને નરસું. ‡ ગ્રહણ કરવાયોગ્ય અને મેલા દેવાયોગ્ય

ઘણા લોકો એવે સમયે દુઃખથી બાવરા બની જઇ, આંખ્યોમાંથી ચોધારી આંસુની ધારાઓ વર્ષવતા છાતી કુટે છે, માથા કુટે છે અને દુઃખના આવેશથી પૃથ્વીઉપર પછડાય છે. શું રોવું, છાતી કુટવી, માથું કુટવું અને પછડાટીયો ખાવી, એ મરનાર માણસને કાંઇ સંતોષ ઉપજાવે છે? શું તેમ કરવું તે મરનાર માણસને મળવાનું સાધન છે? શું તેમ કરવાથી મરનાર માણસના આપણે અનૃણી (ગુણના ઓશીંગણ) થઇએ છિયે? શું તેમ કરવું એ મરનાર માણસનું પારીક્ષ્ય સૌહૃદ ગણાય છે? કે શું તેમ કરવું તે મરનાર માણસના વિરહથી આપણને થતી વ્યથાનું ઔષધરૂપ થાય છે? કાંઇજ નહિ. તેમ કરવાથી માત્ર પોતાનું બુદ્ધિબળ, શરીરબળ, ઇંદ્રિયબળ, મનોબળ અને આયુષ્યબળ નાશ થાય છે. એ શિવાય બીજું કાંઇ પણ ફળ દેખાતું નથી. મૂર્ખતાની આપત્તિ, શરીરની આપત્તિ, ધનની આપત્તિ, શત્રુઓથી થયેલી આપત્તિ, કે રાજાથી થયેલી આપત્તિ, મનુષ્યરૂપ રત્નની હાનિથી થતી વિપત્તિની બરોબરી કરી શકતી નથી. મોટામાં મોટી, કઠણમાં કઠણ અને અસહ્યમાં અસહ્ય વિપત્તિ જો ગણિયે તો એજ છે કે મનુષ્યરત્નની હાનિ. એનું કારણ એ છે કે મૂર્ખતાથી થયેલી વિપત્તિ વિદ્વત્તા મેળવ્યાથી દૂર થાય છે, શરીરમાં થયેલી વિપત્તિ સદ્વૈદ્યોનાં સારાં ઓષધોનું સેવન કરવાથી શમી જાય છે, ધનસંબંધી વિપત્તિ સારો ઉદ્યોગ કરી ધન સંપાદન કરવાથી મટી જાય છે, શત્રુથી થયેલી વિપત્તિ સન્મિત્રોની સહાયતાથી અને પોતાનો અનુકૂળ સમય આવવાથી શાંત પડે છે, રાજાથી થયેલી વિપત્તિ નિષ્કપટ મનવચનકર્મવડે રાજભક્તિ કરવાથી ભાગી જાય છે, પણ મનુષ્યરત્નની હાનિ થવાથી પડતી મહાવિપત્તિને મટાડે એવું કયું સાધન છે? મનુષ્યરત્ન ને જ્યારે આપણાં મંદભાગ્યના બળથી, આપણી નબળી દશાના જોરથી અને આપણા પ્રતિકૂળ કાળના પ્રતાપથી પ્રબળ પરાક્રમી ગરૂપ લુંટારો બલાત્કારથી લુંટી લે છે, ત્યારે તે રત્નની હાનિથી આવેલી ખોટને દૂર કરવાને અખૂટ ખજાનાઓ કામ આવતા નથી

પવિત્ર મિત્રોની સહાયતા કામે લાગતી નથી અને પ્રબળ પરાક્રમ પણ ઉપયોગિ થતું નથી. એવી રીતે જો કે મનુષ્યરૂપ રત્નની હાનિથી આવી પડેલી આપત્તિ અપ્રતિક્રિય એટલે ઉપાયવગરની છે. તોપણ એ આવવાથી ગભરાઇ જઇ ઘેલાં થઇ જવું, દૂર દેશ જતું રહેવુ, કે પ્રાણ ત્યાગ કરવો એ આપણનું કૃત્ય નથી. તેમજ વિલાપ કરીને રોવું, છાતી અને માથુ કુટવું કે પછાડીયો ખાવી, એ પણ આપણનું કૃત્ય નથી. તેમ કરવાથી નથી મરનારને લાભ કે નથી આપણને લાભ. માત્ર તેમાંથી અનેક પ્રકારની હાનિજ આપણને થવાની. માટે જો તમે મરનાર માણસનું હિતૈષીપણું ધરાવતા હો, જો તમે મરનાર માણસ તરફથી તમારી તરફ થયેલા અપાર ઉપકારના ભારને ઉતારવા ધારતા હો, જો તમે મરનાર માણસનું પારોક્ષ્ય સૌહૃદ કરવા ઇચ્છતા હો, જો તમે મરનાર તરફનો તમારો ધર્મ બજાવવા ચાહતા હો અને જો તમે મરનાર માણસનુજ મન વચન કર્મથી ઐહિક અને આમુષ્મિક એટલે આ લોકનુ અને પરલોકનું કલ્યાણ કરવા ઉત્કંઠા રાખતા હો, તો મરનારનાં માતાપિતાને તીર્થરૂપ ગણીને તેની સેવા કરો, મરનારની ધર્મપત્નીપ્રત્યે માતૃબુદ્ધિ બાંધો, મરનારની બેનોને પોતાની સગી બેનો બરોબર ગણો, મરનારના જ્યેષ્ઠબંધુઓને પોતાના જ્યેષ્ઠબંધુરૂપ જાણો, મરનારના કનિષ્ઠબધુપ્રત્યે પોતાના કનિષ્ટબંધુ બરોબર વહાલપ વધારો, મરનારના મિત્રો સાથે મિત્રાઇ બાંધો, મરનારના સ્નેહિયોસાથે સ્નેહ સાંધો અને મરનારના હેતુને હેતુ તથા દુશ્મનને દુશ્મન જાણો. તેની અંતસમયની આજ્ઞા અમલમાં આણો, તેના અંતસમયના શીખામણના અક્ષરોને અમૂલ્ય રત્ન જાણો અને તેની છેલી ભલામણોમાં ભૂલ ન આણો. તેના નામથી પવિત્ર પાઠશાળાઓ સ્થાપો, તેનાં નામથી વિશાલ પુસ્તકાલય કરાવો, તેનાં નામથી ઉતમ ઔષધાલય ઉઘડાવો, તેનાં નામથી કન્યાશાળા બંધાવો, સ્ત્રીશાળા બંધાવો કે ઉદ્યોગશાળા બંધાવો, તેનાં નામથી સુદર દેવાલયો બંધાવો, તેનાં નામથી ઉચા કીર્ત્તિસ્તંભ કરાવો, તેના

નામથી અપંગ, અનાથ અને દીન લોકોને અન્નવસ્ત્ર અપાવો, તેનાં નામથી તીર્થાટન કરો, અને ટુંકામાં આપણાં ધર્મશાસ્ત્રોમાં જે જે ધર્મકૃત્ય લખ્યાં છે તથા જે જે મરનારનાં હિતકૃત્યો કહ્યાં છે, તે તે વિધિપૂર્વક શ્રદ્ધાવડે કરો અને પરમ કૃપાળુ પરમેશ્વરપાસે પ્રાર્થના કરી માગો, કે 'આ સર્વે સત્કૃત્યોનું ઉત્તમ ફળ તે મરનાર માણસને આપ બક્ષીસ કરજો.' મહાકવિયોપાસે ઇશ્વરસંબંધી સદ્બોધકારક કાવ્યો, કથાઓ, કથાનકો, ચંપૂઓ, આખ્યાનો, આખ્યાયિકાઓ, નાટકો કે નાટિકાઓ, સરસ, સરલ અને ઉત્તમોત્તમ કવિતાથી રચાવી તેમાં તે મરનારનું પવિત્ર નામ લ્હાવો, તે તે પુસ્તકોઉપર તે મરનારનું વિચિત્ર છાયાચિત્ર તેનાં ગુણનાં સંક્ષિપ્ત વર્ણનસાથે બંધાવો; ઉત્તમોત્તમ કવિની કસાયેલી કલમથી તેનું પવિત્ર જન્મચરિત્ર લખાવી તેની નકલો પ્રત્યેક દેશ, શેહેર અને ગામડાંઓની નિશાળોમાં, કન્યાશાળાઓમાં, સ્ત્રીશાળાઓમાં, પાઠશાળાઓમાં અને પુસ્તકાલયોમાં મોકલાવો, અને આપણે રચાવેલી કથાઓ, કથાનકો, ચંપૂઓ અને નાટકો વાંચવાથી, વાક્યચમત્કારથી, અર્થચમત્કારથી, રસચમત્કારથી કે અલંકારચમત્કારથી વાંચનારાઓને, વિચારનારાઓને અને ભણનારાઓને જે કાંઇ અનિર્વચનીય અનુપમ આનંદ આવે તેથી, તથા તે તે ગ્રંથો વાંચી તેમાં લખેલા સદુપદેશપ્રમાણે વાંચનાર, વિચારનાર અને ભણનાર સારે માર્ગે ચાલે, તેથી થતું અસંખ્ય પુણ્ય તે મરનારને અર્પણ કરો. અમૂલ્ય મનુષ્ય જ્યારે આપણે ખોઇ બેશિયે ત્યારપછી આપણું કૃત્ય એટલુંજ છે. પણ આ ઠેકાણે આપણને એટલી શંકા થયા વગર નહિ રહે કે, સર્વે વાત ધનવાનૂથી થઇ શકે તેમ છે ત્યારે નિર્ધન માણસે શું કરવું? આના ઉત્તરમાં મારૂં કેહેવું એટલુંજ છે, કે નિર્ધન પણ માણસ વિદ્યાધનથી જે કરે છે તે ધનવાનૂથી થઇ શકતું નથી. વિદ્યાધનવાળો ઉત્તમ ગ્રંથોથી જેવું મરનારનું નામ અજર અને અમર કરી શકે છે તેવું ધનવાન્ કરી શકતો નથી. કારણ કે ધનવાને બંધાવેલાં શિવાલયો, ભગવન્મંદિરો, કીર્ત્તિસ્તંભો,

પાઠશાળાઓ, પુસ્તકશાળાઓ, ઔષધશાળાઓ અને ધર્મશાળાઓ કાળેકરીને લુણાથી, વાયુથી, વરસાદથી, તાઢથી અને તડકાથી ઘસાઇ ઘસાઇને જીર્ણ થઇ ખરી પડીને પાયમાલ થયેલ છે, થાય છે અને થવાની; પણ વિદ્યાધનવાળાએ બાંધેલી ગ્રંથરૂપ ઈમારત કદીપણ પાયમાલ થઇ નથી, થતી નથી અને થવાની નથી. કુશલ કારીગરોયે કરોડો પૈસા ખાઇને કરેલી શ્રીરામચંદ્રજી અને યુધિષ્ઠિરની ઈમારતોનો પાયો કે પાણો પણ નિષધાનગરીમાં, અયોધ્યામાં કે હસ્તનાપુરમાં દેખાવામાં આવતો નથી; પણ વિદ્યાધનવાળા કુશલ કારીગરે કરેલા તેના કીર્તિસ્થંભો અદ્યાપિ તેવાને તેવાજ ઝળકતા જોવામાં આવે છે. માટે વિદ્યાધનવાળો નિર્ધન હોય તોપણ તેવાં કામમાં ધનવાળા કરતાં પાછો પડતો નથી. પણ જેઓ ધનથી અને વિદ્યાધનથી હીનભાગ્ય રહ્યા હોય તેવાએ શું કરવું, એમ કદી શંકા કરો, તોપણ હું કહું છું કે ઇશ્વરાર્ચન, શ્રવણ, મનન, નિદિધ્યાસ, શમ, દમ, સત્ય, શાસ્ત્રસંગ અને સત્સગ, વિગેરે સારાં સાધનો કરવામાં કાંઇ ધનનું કામ પડતું નથી. તેવાં તેવાં ઉત્તમ સાધનો કરી તે મરનારને તેનુ ફળ અર્પણ કરી આપણે તેના અનૃણી થવું. 'આ પ્રમાણે આપણો ધર્મ છે માટે આપણે આમ કરવું જોઇએ,' એમ સમજવું એ પણ શાસ્ત્રસંગ અને સત્સંગવિના બનતું નથી, માટે મનુષ્યની હાનિથી પડતી વિપત્તિમાં પણ શાસ્ત્રસંગ અને સત્સંગની જરૂર છેજ. એટલુંજ નહિ પણ મરનારની પછવાડે પોતાનું કર્તવ્ય શું છે તે સમજવું, તે પ્રમાણે કરવું, અને તેનું ઐહિક અને આમુષ્મિક હિત કરવું એતો ઉપરનાં સાધનોથી થઇ શકે છે; પણ મરનારનાં વિરહદુઃખની શાંતિ એ સર્વપ્રકારોએ કરિયે છિયે તોપણ જ્યારે થતી નથી, ત્યારે શાસ્ત્રસંગ અને સત્સંગવિના બીજો ઉપાય નથી. માટે માણસની હાનિરૂપ વિપત્તિ જ્યારે આવે ત્યારે રોવાંને દૂર કરીને, વિલાપોને વેગળા મૂકીને, માથું છાતી કુટવાની અને પછડાટિયો ખાવી વગેરે દુઃખદ રીતિયોને તોડી નાંખીને તરત પોતાનું ખરે કરવાનું કામ છે તે વિચારી જેમ

અને તેમ તરત મરનારનું નામ અજર ને અમર કરવા, તેનું ઐહિકામુષ્મિક હિત કરવા અને પોતાનો તત્પ્રત્યેનો ધર્મ બજાવવા, જેવી પોતાની શકિત, જેવી પોતાની બુદ્ધિ અને જેવી પોતાની યોગ્યતા તે પ્રમાણે મન વચન કર્મથી કમ્મર કશીને પ્રયત્ન કરવાં અને પછીથી શાસ્ત્રસંગ અને સત્સંગરૂપ સાગરથી નીકળેલ ઉત્તમ ઉપદેશરૂપ અમૃતના ઝરામાં મગ્ન રહી, મરનાર મનુષ્યરત્નના વિરહના તાપને દૂર કરવો, એજ તે સમયનું ખરૂં કર્ત્તવ્ય છે, એજ તે સમયનો ખરો ધર્મ છે અને એજ મરનાર અને મરનારના સ્નેહિયોનું આ લોકનું અને પરલોકનું ખરૂં હિત છે. આમ માત્ર મારોજ નહિ પણ પ્રત્યેક પ્રાચીન અને અર્વાચીન પ્રૌઢ પંડિતોનો, ઉત્તમોત્તમ તત્વવેત્તાઓનો અને પ્રખ્યાત મહાકવિયોનો સિદ્ધાંતછે. જ્યારે ઇશ્વરકૃપાથી ખરૂં તત્વ જણાય છે ત્યારે તો વિપત્તિ શું છે, તે કાંઇ જાણવામાં આવતુંજ નથી, પણ જ્યાંસુધી તેમ નથી થયું ત્યાંસુધી દુનિયાં આખી વિપત્તિરૂપજ દેખવામાં આવે છે. તેમાં કેટલીક ક્ષુદ્ર વિપત્તિયો, કેટલીક મધ્યસ્થિતિની વિપત્તિયો અને કેટલીક મહાવિપત્તિયો; તેમજ કેટલીક દૈહિક વિપત્તિયો, કેટલીક માનસિક વિપત્તિયો, અને કેટલીક આગંતુક વિપત્તિયો હોય છે. તે સર્વ વિપત્તિયોથી આપણો પરાભવ ન થાય તેવી વર્ત્તણુંક રાખવી. પ્રત્યેક વિપત્તિને રોકવાનાં સાધનો પરમકૃપાળુ પરમેશ્વરે નિર્માણ કરી રાખેલાં છે, તે તે સાધનો તેવી તેવી વિપત્તિ જ્યારે આવી પડે ત્યારે ઉપયોગમાં લેવાં. પણ સર્વ વિપત્તિને રોકવાનાં સાધનરૂપ શાસ્ત્રસંગ અને સત્સંગનો પરિચય તો દિવસે દિવસે, પહોરે પહોરે, ઘડિયે ઘડિયે અને ક્ષણે ક્ષણે રાખવો જોઇએ. કેમકે જે ક્ષુદ્ર વિપત્તિને રોકવાનું સાધન હશે તે મધ્યમ સ્થિતિની વિપત્તિને રોકવામાં ઉપયોગિ નહિ થાય, જે મધ્યમ સ્થિતિની વિપત્તિને રોકવાનું સાધન હશે તે ક્ષુદ્ર વિપત્તિને રોકવામાં ઉપયોગિ નહિ થાય, જે બેયને રોકવાનાં સાધન હશે તે મહાવિપત્તિને રોકવામાં કામ નહિ આવે અને મહાવિપત્તિને રોકવાનું જે સાધન હશે તે ઉપરની

બેય વિપત્તિને રોકવામાં કામ નહિ આવે; તેમજ દૈહિક વિપત્તિને શાંત કરનારાં સાધનો માનસિક વિપત્તિયોને રોકી નહિ શકે અને માનસિક વિપત્તિને શાંત કરનારાં સાધનો દૈહિક વિપત્તિયોને રોકી નહિ શકે; તે બેયને શાંત કરનારાં સાધનો આગતુક વિપત્તિને રોકી નહી શકે અને આગંતુક વિપત્તિને રોકનારાં સાધનો દૈહિક અને માનસિક વિપત્તિને રોકી નહિ શકે; પણ એવી કઈ વિપત્તિ જગતમાં છે, કે જેને શાસ્ત્રસંગ અને સત્સંગ ન રોકી શકે અથવા મૂળથી ન ઉખેડી કાઢે? કોઇ પણ એવી વિપત્તિ નથી કે જેને શાસ્ત્રસગ અને સત્સંગ નિર્મૂળ નજ કરી શકે. આમ કહેવુ કાંઇ ભારે પડતું નથી.

જોકે જેટલાં શાસ્ત્રો છે તે સર્વ લોકોપયોગિ અને લોકોપકારકજ છે, કોઇપણ શાસ્ત્ર નિરૂપયોગિ છેજ નહિ, તોપણ જન્મથી જીવિત-પર્યંત જે શાસ્ત્રનો સંગ કરવો તે શાસ્ત્રની સાથે 'સત્' શબ્દ જોડવો જોઇએ. અર્થાત્ સત્શાસ્ત્ર હોય તેનો સંગ રાખવો જોઇએ, કેમકે ઉપયોગ અને અનુપયોગ એ અધિકારી ઉપર આધાર રાખે છે. કેટલાક લોક ધર્મશાસ્ત્રના અધિકારી હોય છે, કેટલાએક અર્થશાસ્ત્રના અધિકારી હોય છે, કેટલાએક કામશાસ્ત્રના અધિકારી હોય છે અને કેટલાએક મોક્ષશાસ્ત્રના અધિકારી હોય છે. આના કારણોથી જે શાસ્ત્રનો જેને અધિકાર નથી તેને તે શાસ્ત્ર ઉપયોગિ નથી લાગતું. પણ શાસ્ત્ર વગર ઉપયોગનું ગણાયજ નહિ, તેમ તે સર્વોપયોગિ પણ ન ગણાય; પરંતુ આપણું હિત શું છે અને અહિત શું છે, આપણુ કૃત્ય શું છે અને અકૃત્ય શું છે, આપણું હેય શું છે અને ઉપાદેય શુ છે, સત્ય શુ છે અને અસત્ય શું છે, આપણે આપણાં માતાપિતાપ્રત્યે કેવી રીતે વર્તવું જોઇએ, આપણે સદ્ગુરૂઓ અને ગુરૂપત્નીપ્રત્યે કેવી રીતે વર્તવું જોઇએ, આપણે આપણા જ્યેષ્ઠબંધુઓપ્રત્યે અને કનિષ્ઠબંધુઓપ્રત્યે કેમ વર્તવું જોઇએ, આપણે આપણા પ્રવિત્ર મિત્રોપ્રત્યે અને ધર્મનાં ધર્મપત્નીપ્રત્યે કેમ વર્તવું જોઇએ, આપણે આપણાં મોટેરી બેન

પ્રત્યે અને નાની બેનોપ્રત્યે કેમ વર્તવું જોઇએ, આપણે આપણા પ્રિયપુત્રોપ્રત્યે અને ધર્મિષ્ઠ ધર્મપુત્રોપ્રત્યે કેમ વર્તવું જોઇએ, આપણે આપણા સ્નેહીસંબંધી અને બાંધવોપ્રત્યે કેમ વર્તવું જોઇએ, ટુંકાસાં આપણું કલ્યાણ કેમ વર્તવાથી થાય, આપણી ચડતી આબાદી કેમ વર્તવાથી થાય અને આપણું આ લોકનું તથા પરલોકનું હિત કેમ વર્તવાથી થાય? ઇત્યાદિ જેમાંથી જ્ઞાન મળે, જેઓમાં સત્યનેજ કલ્યાણનું કારણ ગણ્યું હોય, જેઓમાં પવિત્રતાનેજ સંપત્તિનું પાત્ર ગણેલ હોય; જેઓમાં અહિંસાનેજ આ લોક અને પરલોકમાં હિત કરનારી ગણી હોય, જેઓમાં પરદાર, પરદ્રવ્ય અને પરદ્રોહથી દૂર રહેવા માટે વારંવાર ભલામણ કરી હોય, જેઓમાં કામનેજ ઠામ મારવા, ક્રોધનીસાથેજ વિરોધ રાખવા અને લોભનેજ ક્ષોભ પમાડવાને પ્રેરણા કરી હોય, જેઓમાં મોહ, મદ અને મત્સર ઉપરજ મત્સર કરવાનું ફરમાવ્યું હોય; જેઓમાં સદ્ગુરૂપ્રત્યે ઇશ્વરબુદ્ધિ કરવા, માતાપિતાપ્રત્યે તીર્થબુદ્ધિ કરવા અને સજ્જનો પ્રત્યે બંધુબુદ્ધિ કરવા આજ્ઞા કરી હોય; જેઓમાં શ્રદ્ધા અને ભક્તિથી સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પરમકૃપાળુ પરમેશ્વરનું, શ્રવણ, સ્મરણ, ધ્યાન, પૂજા અને પ્રાર્થના કરવા તથા દિવસે દિવસે, પોહોરે પોહોરે, ઘડિયે ઘડિયે અને ક્ષણે ક્ષણે નિષ્કપટ મનવચનકર્મથી પ્રાણીમાત્રનું કલ્યાણ થાય તેવું પરમેશ્વરપાસે માગવા ઉપદેશ કર્યો હોય, જેઓમાં યમ, નિયમ, શમ, દમ, શાંતિ, તિતિક્ષા, કૃપા, ક્ષમા, જય અને તપઆદિ સાથે પવિત્ર મૈત્રી બાંધવા બતાવ્યું હોય, જેઓમાં પરનિંદા, પરોપકાર અને પરપીડાને પડખે ન ચડવા ચેતવ્યું હોય, જેઓમાં પારકું સુખ દેખી સુખી થવા, પારકું દુઃખ દેખી દુઃખી થવા અને પરોપકાર કરી પ્રસન્ન રહેવા લખ્યું હોય, જેઓમાં પરાર્થનેજ સ્વાર્થરૂપ જાણવા, પરહિતનેજ સ્વહિતરૂપ જાણવા અને પરના ઉદયનેજ પોતાનો ઉદય જાણવા પ્રયત્નથી પ્રત્યેક પ્રસંગમાં દર્શાવ્યું હોય; જેઓમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળાઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે ઉત્સાહ આપેલ હોય. (અપૂર્ણ.)

## નીચે લખેલા સદ્દૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ | આ | પા |
|---|---|---|---|
| શેઠ હરિવલ્લભદાસ કલ્યાણદાસના ૧૯૩૫ ૩૬-૩૭ ના........ | ૪ | ૮ | ૦ |
| શેઠ વૃંદાવનદાસ પુરશોત્તમદાસ ૧૯૩૭ ના ...... ..... .... | ૧ | ૮ | ૦ |
| શેઠ બાપુભાઈ કાલીદાસ ૧૯૩૭ ના... .................... | ૧ | ૮ | ૦ |
| રા. ગોપાલજી મોતીચંદ ૧૯૩૭ ના ભાદ્રપદથી ૩૮ ના શ્રાવણ. | ૧ | ૧૪ | ૦ |
| રા ગણપતરામ ઉમીયાશંકર મેહેતા ૧૯૩૭ ના............... | ૧ | ૧૪ | ૦ |
| રા રા ગોપાળજી સુરભાઈ ૧૯૩૭ ના .......... .. ....... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ કલ્યાણદાસ કિપારામના બે કાપીના ૧૯૩૬-૩૭ ના....... | ૬ | ૦ | ૦ |
| મે. આ. નંદશંકર તુળજાશંકર દીવાનજીના ૧૯૩૪ થી ૩૭ સુધી | ૭ | ૮ | ૦ |
| રા વકિલ ઇચ્છાશંકર જીવનરામ ૧૯૩૬-૩૭ ૩૮ના.......... | ૫ | ૧૦ | ૦ |
| અમરેલી લાઇબ્રેરીના સેક્રેટરી ૧૯૩૫-૩૬-૩૭ ના ........ | ૫ | ૧૦ | ૦ |
| મે. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના ... .................... | | | ૦ |



## पुस्तकोनी पहोच.

નીચેના પુસ્તકો ઉપકારસહિત માન્ય રાખિયે છિયે.

આર્યજ્ઞાનવર્ધક. આ નામનું શો ફારમનું ચોપાનિયું જે ઓરિયન્ટલ પ્રેસમા છપાય છે તે આર્યધર્મપ્રકાશને પ્રતિમાસે મળે છે. તે ચોપાનિયાનો આરંભ ૧૯૩૭ ના શ્રાવણથી થયો છે. એનો જન્મ જોઈ અમને અત્યંત આનંદ થાય છે આ પ્રમાણે ચોપાનિયાની વૃદ્ધિ થતી જોઈ અનુમાન બાંધી શકાય છે કે લોકોને વાંચવાની ઉત્કંઠા વધી છે. એમ ઇચ્છિયે છિયે કે એવી રીતે ચોપાનિયાંની વૃદ્ધિ થયા કરે. આની કિમ્મત રૂ ૨ છે.

---

## एक सद्गृहस्थने सूचना.

જે સદ્ગૃહસ્થે આશુ શુદ ૧૪ ને રોજ અમને પોચે એવી રીતે મનિઓર્ડર આર્યધર્મપ્રકાશનાં લવાજમપેટે મોકલ્યો છે તેમણે કૃપા કરી પોતાની રસીદ અમારીઉપર મોકલી આપવી.

## सर्वे सुज्ञ ग्राहकजनोने सूचना.

સદ્ગુણિ ગૃહસ્થો! આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોભણીથી પ્રથમથીજ મળી ચુકાં છે. પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં અરધા આનાવાળી કમિશન સહિત ટીકીટોથી અગર મનિઓરડરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રેહેશે નહિ.

આ ચોપાનિયું જેનાઉપર મોકલવામાં આવે તેમને રાખવાની ઇચ્છા ન હોય તો મોકલેલા અંક ટીકીટ ચોડી પાછો મોકલવો, નહિ તો તેમને ગ્રાહક તરીકે સમજવામાં આવશે.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ટપાલ ખર્ચ ૬ આના વધારે મોકલવું.

ટીકીટ મોકલનારે રૂપૈયે અરધો આનો કમિશન મોકલવા ચુકવું નહિ.

### જાહેર ખબર.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ,

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું. ,માર્ગશિર્ષ, સંવત ૧૯૩૮. અંક ૭ જો.

## वसंततिलका.

सर्वान्विहायकुपथःकुटिलान्दुरंतान् ।
स्वीयंमनस्तुरगमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग-
तोत्रंविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામા છાપ્યુ.

સને ૧૮૮૧ ઈસવી

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
|---|---|---|



## શાર્દૂલવિક્રીડિત.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.

## નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| શેઠ ગોવિંદ ગીલાભાઈના ૧૯૩૭ ના ........................ | ૧ | ૮ | ૦ |
| શેઠ નરોત્તમ ગોકુળદાસના ૧૯૩૭ ના........................ | ૧ | ૮ | ૦ |
| રા. ઘેલારામ નથુભાઈના ૧૯૩૬-૩૭ ના ........................ | ૩ | ૧૨ | ૦ |
| રા. નારણજી નંદલાલના ૧૯૩૭ ના ........................ | ૧ | ૧૪ | ૦ |
| રા. વલ્લભદાસ રવજી વકિલના ૧૯૩૬-૩૭ ના ........................ | ૩ | ૧૨ | ૦ |
| રા. ઉત્તમરામ અંબાલાલના ૧૯૩૮ ના ........................ | ૧ | ૧૪ | ૦ |
| રા. વકિલ મહાદેવ દેવચંદના ૧૯૩૬-૩૭ ના........................ | ૩ | ૧૨ | ૦ |
| રા. રા. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર ........................ | ૨ | ૫ | ૦ |
| ગુ. નારણભાઈ જસવંતભાઈનાં ૧૯૩૭ ના........................ | ૧ | ૧૪ | ૦ |
| મે. સા. ભોગીલાલભાઈ પ્રાણવલ્લભદાસ મારફત વડોદરા કેળવણીખાતાના ૧૯૩૬-૩૭ ના ........................ | ૩ | ૧૨ | ૦ |
| મેહેતા કલ્યાણજી કાનજીના........................ | ૩ | ૧૨ | ૦ |
| પા. બાપુભાઈ માધવજીના પરચુરણ નકલ તથા ૧૯૩૮ મળીને | ૨ | ૪ | ૦ |
| લિંબડી લાઇબ્રેરીના સેક્રેટરીના ૧૯૩૮ ના ........................ | ૧ | ૧૪ | ૦ |
| | ૩૩ | ૧૩ | ૦ |

आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. માર્ગશિર્ષ, સંવત ૧૯૩૮. અંક ૨ જો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## मळेलांनो सदुपयोग न थाय तो निष्फळज.

(हरिगीत.)

देखी अवरनो उदयने आवी गई ईर्षा अति,
शास्त्रो पुराणो निरखवा आनद पामी नहि मति;
दर्शन कर्यां नहि देवना नयनो मळ्यां तो शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
साधु श्रवण कीधु नहीं शीक्षा न सारी सांभळी,
चाडी अने चुगलाइनी वातो वळी लागी गळी;
नहि दाद दीनतणी सुणी कर्णो मळ्या तो शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयु ?
काढ्यां अति कडवां कलेजां कापनारां वेणने,
न कह्यां कदी सद्बोध कारक विनयवाळां वेणने;
नहि नाम लीधुं रामनुं जिव्हा जडी तो शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
सेवा न संततणी करी सद्बोध लेश लह्यो नहि,
कल्याणकारक अवर कोइ क्रिया कदापि थई नहि;
नहि दीनने दीधुं कई हाथो मळ्या तो शुं थयु ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
सत्पुरुषनां दर्शन नहीं करवा गया कोडे कदी,
आप्युं न मान अनेकने मोटाइना मदमां मदी;

न कर्यां कदी तीर्थाटणो पग पामवाथी शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
सारुं अने शुं छे नठारुं ग्रहण करवुं शुं घटे ?
संसारनां सुखदुःखनी कइ रीतिथी पीडा मटे ?
एवो विचार न थाय तो विनय करीने शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
न नमन कर्युं गुरूजन तणां चरणारविंदविषे पडी,
उपकारथी बांधी नहीं जय शब्दनी पण पाघडी,
ऋण एक पण नहि उतर्युं माथुं मळ्युं तो शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं?
पलनी खबर पडती नथी ए वातने जाणी नहि,
भव सफळ करवानी कदी चिंता मने आणी नहि;
बाल्य युवा वृद्ध अवस्था एम वय वीती गयुं,
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं ?
संतोष कोइ प्रकारनो आप्यो न लेशे कोइने,
लीधुं खर्युं दीधुं नहिं शुभदान पात्रे जोइने;
खाधुं अने पीधुं नही संपत्तिये पण शुं थयुं ?
जाण्या न जो जगदीश तो मानव थया पण शुं थयुं.

---

# विदुरनीति.

(સાંધણુ ગયા વર્ષને પાને ૨૭૨ થી.)

देवद्रव्यविनाशेन ब्रह्मस्वहरणेनच ।
कुलान्यकुलतांयांति ब्राह्मणातिक्रमेणच ॥२६॥

દેવતાના દ્રવ્યને નાશ કરવાથી, બ્રાહ્મણનું દ્રવ્ય હરી લેવાથ
અને બ્રાહ્મણનું ઉલ્લંઘન કરવાથી એટલે એમને અપમાન અથવ

દુઃખ ઉત્પન્ન થાય તેમ કરવાથી ઉંચાં કુળ હોય તોપણ તે હલકાં કુળ જેવાં થઇ જાય છે.

ब्राह्मणानांपरिभवात् परिवादाच्चभारत ।
कुलान्यकुलतायाति न्यासापहरणेनच ॥२७॥

બ્રાહ્મણોનો પરાભવ કરવાથી (મારવાથી) અને બ્રાહ્મણોની નિન્દા કરવાથી તથા બ્રાહ્મણોની થાપણનું હરણ કરી લેવાથી પણ ઉચાં કુળ હોય તે નીચાં કુળપણાંને પામે છે.

कुलानिसमुपेतानि गोभिःपुरुषतोर्थतः ।
कुलसंख्यानगच्छंति यानिहीनानिवृत्ततः ॥२८॥

જે કુળ વિદ્યાથી, સારા પુરૂષોથી, ને દ્રવ્યથી, પૂર્ણ હોય છે તે કુળ ઉત્તમ કુળમાં ગણાય છે, પરંતુ જે કુળ સર્વે આચરણથી કે ધર્મથી હીન હોય તે સારાં કુળની ગણનામાં આવતાં નથી. અર્થાત્ હીન આચરણનું કુળ ઉચા કુળમા ગણાતું નથી.

वृत्ततस्त्वविहीनानि कुलान्यल्पधनान्यपि ।
कुलसंख्याचगच्छांति कर्षंतिचमहद्यशः ॥२९॥

આચરણથી અથવા ધર્મથી જે કુળ હીન નથી તે કુળ થોડા ધનવાળાં હોય તોપણ તે કુળપણાની સંખ્યામાં આવે છે અને મોટા યશને મેળવે છે.

वृत्तंयत्नेनसंरक्षेद्वित्तमेतिचयातिच ।
अक्षीणोवित्ततःक्षीणो वृत्ततस्तुहतोहतः ॥३०॥

ધર્મ અથવા સદાચરણનું સારી રીતે રક્ષણ કરવું જોઇએ, દ્રવ્ય તો આવે છે ને જાયછે, અર્થાત્ તેના રક્ષણની જરૂર નથી, દ્રવ્યથી જે દુબળો એટલે હીણો હોય તે હીણો ન કેહેવાય પણ ધર્મથી અ-થવા સદાચરણથી જે દુબળો (હીણો) હોય તેતો મુએલોજ સમજવો.

गोभिःपशुभिरश्वैश्च कृष्याचसुसमृद्धया ।
कुलानिनप्ररोहंति यानिहीनानिवृत्ततः ॥३१॥

જે કુળ ધર્મવગરનાં હોય છે તે કુળ અનેક વિદ્યા, પશુ, ઘોડા, ખેડ અને સારી સમૃદ્ધિથી ઉદય પામતાં નથી.

यानःकुलेवैरकृत्कश्चिदस्तु राजामात्योमापरस्वापहारी ।
मित्रद्रोहीनैकृतिकोनृतीवा पूर्वाशीवापितृदेवातिथिभ्यः ॥३२॥

વેર કરનારો, મિત્રનો દ્રોહ કરનારો, કપટી, ખોટું બોલનારો અને ચાલનારો, પિતૃ, દેવતા અને અતિથીની પેહેલાં જમનારો તથા કોઇનું સર્વસ્વ હરી લે તેવો રાજા કે કારભારી આપણા કુળમાં ન થજો. અર્થાત્ તેવો રાજા કે કારભારી આપણા આ ઉત્તમ કુળમાં ન હોવો જોઇએ.

यश्चनोब्राह्मणान्हन्याद्यश्चनोब्राह्मणान्द्विषेत् ।
ननःसमितिंगच्छेत् यश्चनोनिर्वपेत्कृषिम् ॥३३॥

આપણામાં જે બ્રાહ્મણોને મારતો હોય, આપણામાં જે બ્રાહ્મણોનો દ્વેષ કરતો હોય અને જે આપણામાં ખેડ કરતો હોય તે આપણી સભામાં ન જાય. સારાંશ એ કે તેવો પુરૂષ સભામાં ન જઇ શકે, માટે આપણા કુળના તેવા ન થવા જોઇએ.

तृणानिभूमिरुदकं वाक्चतुर्थीचसुनृता ।
सतामेतानिगेहेषु नोच्छिद्यंतेकदाचन ॥३४॥

ખડ, જગ્યા, પાણી, સારી વાણી, એટલાં વાનાં સત્પુરૂષને ઘેરથી કોઈ દિવસ લોપાતાં નથી. અર્થાત્ સારાં માણસને ઘેર કોઇ અતિથી આવે તેને ખડ, પાણી, જગ્યા અને સારી વાણીથી સત્કાર થાય છે. કેમકે એ સત્કાર કરવાનો તેઓનો ધર્મજ છે.

श्रद्धयापरयाराजन्नुपनीतानिसत्कृतिं ।
प्रवृत्तानिमहाप्राज्ञ धर्मिणांपुण्यकर्मिणाम् ॥३५॥

હે મહાબુદ્ધિવાન્ રાજા! ધર્મવાળા અને પવિત્ર કર્મ કરનારા સત્પુરૂષોનો સત્કાર કરવા માટે જે ખડ પાણી વિગેરે આપેલાં હોયછે, તે સઘળાં શ્રદ્ધાથી યુક્ત આપેલાં હોય છે. શ્રદ્ધાવિના અપાતાં નથી; અર્થાત્ શ્રદ્ધાથી સત્કાર કરવો એ ધર્મીનો ધર્મ છે.

सुक्ष्मोपिभारंनृपतेस्यंदनोवै शक्तोवोढुंनतथान्येमहीजाः ।
एवंयुक्ताभारसहाभवंति महाकुलीनानतथान्येमनुष्याः ॥३६॥

હે રાજા ! એક નાનોસરખો રથ પણ ભાર ઉપાડી શકે છે તેવી રીતે રાજાઓ ભાર ઉપાડી શકતા નથી. એ રથની પેઠે ભાર સહન કરનારા વિવેકવાન્ કુલીન પુરૂષો હોય છે. સાધારણ મનુષ્યો તેવા ભાર સહન કરનારા હોતા નથી. અર્થાત્ સર્વ પ્રકારે ભાર સહન કરવો (પીઠ થવું) એ કુલીન વિવેકીનું લક્ષણ છે.

नतन्मित्रंयस्यकोपाद्बिभेति यद्वामित्रंशंकितेनोपचर्यं ।
यस्मिन्मित्रेपितरीवाश्वसीत तद्वैमित्रंसंगतानीतराणि ॥३७॥

માણસ જેના કોપથી બીયે છે તે મિત્ર કેહેવાય નહિ, અથવા જે શંકાવાળો હોય છે તે સેવવા યોગ્ય મિત્ર નથી. જે મિત્રનેવિષે પિતામાં જેવો વિશ્વાસ રખાય છે તેટલો રાખી શકાય છે તેજ મિત્ર કેહેવાય છે; બાકી તો બીજા (સ્વાર્થથી) વીંટી વળેલા મિત્ર સમજવા. રાજાને કેહેવાનો સારાંશ એ કે તમારૂં શંકાવાળું મન છે તેથી મારે-વિષે પણ મિત્રબુદ્ધિ નથી.

यःकश्चिदप्यसंबद्धो मित्रभावेनवर्त्तते ।
सएवबंधुस्तन्मित्रं सागतिस्तत्परायण ॥३८॥

કોઇપણ કુળશીળવિનાનું માણસ મિત્રભાવથી વર્તતું હોય તો તેજ માણસ જેની સાથે મિત્રભાવથી વર્તતુ હોય તેને સંબંધી અને ઉપકાર કરનારૂં તથા શરણે જવા યોગ્ય અને પરાયણ થવા યોગ્ય જણાય છે.

અંતરના અભિપ્રાયમાં રાજાને કેહેવાનું એ કે કુળશીળવિનાના કર્ણાદિ મિત્રભાવથી વર્તે છે તથી દુર્યોધનાદિ તેને તેવી રીતે જાણેછે. અર્થાત્ તે ઘટિત નથી.

चलचित्तस्यवैपुंसोवृद्धाननुपसेवतः ।
पारिप्लवमतेर्नित्य मध्रुवोमित्रसंग्रहः ॥३९॥ (અપૂર્ણ.)

# સુજ્ઞને બે બોલ.

આ અનાદિ જગત્માં દુર્ગુણનો વિસ્તાર એટલો બધો થઇ ગ છે કે બીચારા સદ્ગુણને વિશ્રામ લેવા જેટલું પણ કોઇ સ્થળ ખા દેખાતું નથી. મનુષ્યપ્રાણીને તો તેમાં તેણે પોતારૂપજ કરી મેલ્યાં અનાદિ ચાલી આવતી દુષ્ટ રીતિની સંગતથી, દુષ્ટ બોધથી, દુ દર્શનથી, અને કલિકાળના પ્રતાપથી મનુષ્યો દુર્ગુણમય થઇ જા એમાં કાંઈ નવાઇ જેવું નથી. જો કે નવાઇ જેવું નથી તોપણ 'હાથમાં દીવો લઇ કુવામાં ઉતરવા જેવી બાબતને હિતરૂપ લેખીને આંખ્યો વીચીને તેજ માર્ગે ચાલ્યા જવું એ આશ્ચર્યકારક અને સુજનોને ખેદકારક છે. પણ શો ઉપાય? આવાં મનુષ્યપ્રાણીને સન્માર્ગે ચલાવવા પ્રયત્ન કરવાં કે બોધ આપવા એ નિર્મળ મનના અને વિદ્વાન્ પુરૂષો જેટલા આ પૃથ્વીમાં હોય તેટલાનું કામ છે. પણ એવાઓ પણ સમજુ થઇને અણસમજુની પંક્તિમાં બેસવા મંડી જાય છે ત્યારે તે જોઇ અમને ઘણો ખેદ થાય છે. જેઓને જોઇ જગત્ સુધારવાની આશા બાંધી હોય તેઓના તરફથી નિરાશ થવાનાં કારણ દેખવામાં આવે પછી બોલવું શું? તોપણ તેવાઓના બોધને માટે બે બોલ લખવાની જરૂર પડે છે.

આબાલવૃદ્ધ સુજ્ઞ આર્યજનો! ઇશ્વરેચ્છાથી તમને સંપત્તિ મેળવી સુખ ભોગવવાનો, વિદ્યાભ્યાસ કરી ઉંચી પદવી મેળવવાનો અને બીજાં સઘળાં સુખ ઇચ્છાપ્રમાણે મેળવવાને સમય આવ્યો છે તો તે ઘણી ખુશીની વાત છે અને તે સમયને અનુકૂળ રહી તમો તેનાં ઉત્પન્ન થતાં સ્વાદિષ્ટ ફળ ચાખો, પણ તમે છેક વિવેક દૃષ્ટિથી અથવા વિચારદૃષ્ટિથી વિમૂખ થવા માંડો, એ વાત યોગ્ય ગણાઇ શકાય તેમ નથી. આ શરીરની સાથે દશે ઇન્દ્રિયોની ઉપર અધિપતિપણું ભોગવનાર મન પણ તમને મળ્યું છે, તે મનને તમારે નિયમસર ચલાવવું જોઇએ. એક સુંદર ચાર ઘોડાનો રથ, સારથી હાંકતો હોય અને તે સારથી, ધણીના કહ્યામાં ન હોય,

અથવા, ધણી સારથીને વશ હોય અને સારથી ઘોડાને વશ રાખી શકે તેમ ન હોય તો ગાડીમાં બેસનારની કેવી ગતિ થાય? સારથી આપણું મન છે અને ઇન્દ્રિયો ઘોડા છે, માટે તે સારથીના તાબામાં રેહેવાં જોઇયે. મન સારથી છે પણ તેનો અધિપતિ તમારો જીવ છે માટે તેના તાબામાં મન રેહેવું જોઇએ. અને જો તેમ ન થયું તો વિચારો કે તમારૂં ગાડું સૈન્માર્ગની સડકેથી ઉતરી ખાડમાં પડશે. એ ખાડ એવી તો ઊંચાણ છે કે પાછું નીકળવું ઘણુ મુશકિલ થઇ પડશે. તમને વિચારશકિત મળી છે તે જ્યારે તમે પોતે તેનો ઉપયોગ કરી સારો રસ્તો ગ્રહણ કરી બીજાઓને પણ તમારા જેવા સારા કરો ત્યારેજ તે મળવાનું સફળપણું ગણાય. તમે આજ નહિ પણ કાલે કરશું એમ ધારતા હો તો તે તમારો વિચાર ભુલ ભરેલો છે. કેમકે કાળની ગતિથી સર્વ કોઈ અજાણ્યું છે.

જ્યારે કાળની ગતિથી આપણે અજાણ્યા છિયે, ત્યારે બીજી વાતોઉપર થોડું લક્ષ આપી, અને દુરાચારનું દહન કરી આ લોક અને પરલોક સુધારનારાં સાધનઉપર લક્ષ આપવું જોઇએ. તમે તમારૂં મન જો સ્વાધીન રાખશો તોજ તેવાં સાધનઉપર તમને પ્રીતિ કરાવશે. તમે રજોગુણી કે તમોગુણી પ્રકૃતિના હશો તોપણ જો તમે તમારૂ મન દૃઢ આગ્રહથી સત્વગુણના સંસ્કારવાળું કરશો તો તેમ થઇ શકશે. એ કામ તમારૂં પોતાનુંજ છે. પોતે પોતાના મનને વેતું મેલિયે તો બીજાને શી ગરજ છે કે તેને અટકાવી સારે રસ્તે ચડાવે? વળી મન કાંઇ પશુની પેઠે દૃશ્ય પદાર્થ નથી કે તેને કાને પકડીને અટકાવી રખાય. મનને અટકાવવું કે મોકળું મેલવું એ પોતાનુંજ કામ છે. અને પોતાનેજ સ્વાધીન છે. જે કામ પોતાને સ્વાધીન હોય તે સર્વ વાતે સુખ કરનારૂં થવું જોઇએ.

જો કે પોતાના દેશથી જાતિથી કે જ્ઞાતિથી અતિ વિરૂદ્ધ દેખાય તેવું નિઃસાર આચરણ કરવું એ સુજ્ઞજનોને ઘટિત નથી, તોપણ કાળનો ફેરફાર થવાથી તેને અનુસરતાં સુખસંપાદન કરવાનાં સાધનો મળ્યાં છે તો તે સાધનોથી યોગ્ય રીતિએ સુખ ભોગવો. એમાં

પણ મર્યાદા અને ગુણઉપર નજર કરીને ચલાય તો કશો વાંધો નથી. પણ તમારે અંતઃકરણમાં એ પ્રતિક્ષણે વિચારવાનું છે કે સદ્ગુણ કોઇ ગ્રહણ થયો કે નહિ અથવા પરોપકાર કાંઈ થઇ શકયો કે નહિ? તમે પોતિયાંને બદલે ન ચાલે તો કદી પાટલૂન પેરો, પાગડીને બદલે ન ચાલે તો કદી ટોપી પેરો કે ખોખાં ઘાલો, તમે સમર્થ હો તો પીતળને બદલે સોનાની સાંકળીવાળી ઘડિયાળ ઘુંઆમાં રાખો, ઇંગ્રેજી શીખ્યા હો તો, ગોટ, પીટ કદી કરો, કદી ગલપટા વીટો, લાકીટ લટકાવો, હાથમાં લાકડી કે છત્રી રાખો, અને પગમાં બુટ મોજાં કદી ચડાવો, એને માટે ઘણો વાંધો રેહેતો નથી.* પણ તે સઘળું કરવા માંડવું તે પેહેલાં તેના ગુણદોષનો તપાસ કરવો. એમ કરવાથી જે ઉદ્ધતાઇનો નઠારો ભાગ છે તે અંતરને સ્પર્શ નહિ કરે. તમે દેહના કલ્યાણને કરનારા ઉપાય કરો અને સૌને કરતાં શીખવો, તમે તોછડાઈ તજો અને ઉછરતી પ્રજાને તજાવો, તમે સારો માર્ગ ગ્રહણ કરો ને ઉછરતી પ્રજાને ગ્રહણ કરાવો, અને તમે ધર્મના વિષયઉપર સત્વગુણનો આશ્રય કરી પૂર્ણ ધ્યાન આપો અને ઉછરતી પ્રજાને આસ્તિક કરો. તમારો નિરંતરનો ધર્મ તમે સમજો તો પછી બીજાને સમજાવવાની જરૂર નથી. પણ તમારામાંના કેટલાકને અમે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ નિરંતરના જે શત્રુ છે તેઓનેજ તાબે થઇ ગયેલા જોઇ અમને અતિ દુઃખ થાય છે. શરણે આવેલા શત્રુઓને અભયદાન આપવું એ કામક્રોધાદિકનો સ્વભાવ નથી, તથી તે તમને માંકડાંની સ્થિતિએ જેમ બને તેમ જલદીથી પોચાડી દે છે. એ સ્થિતિયે પોચ્યા પછી મનુષ્ય સ્થિતિને અપૂર્વ પુણ્યના પ્રતાપવિના કોઇ દિવસ પણ પોચી શકાતું નથી.

---

* પંદરના પગારવાળાને એ પરવડે તેવું નહિ હોવા છતાં ચોરને વાદે ચણા ઉપાડે તો પરિણામ સારૂં ક્યાંથી થાય? પણ તે કાળફેરથી સમજાવું કઠણ છે.

(અપૂર્ણ.)

(સાંધણ પાને ૨૪ થી.)

ટૂંકામાં એટલુંજ કે જેઓમાંથી ઉત્તમોત્તમ ગુણો, ઉત્તમોત્તમ વિદ્યાઓ, ઉત્તમોત્તમ કળાઓ, ઉત્તમોત્તમ જ્ઞાન, ઉત્તમોત્તમ વિજ્ઞાન અને આ લોક તથા પરલોકનાં કલ્યાણનાં ઉત્તમોત્તમ સાધનો મેળવી શકાય, તેઓજ સત્શાસ્ત્રો જાણવાં; તેવાંજ શાસ્ત્રોથી લોકો હિતને અને અહિતને, કૃત્યને અને અકૃત્યને, હેયને અને ઉપાદેયને, ઓળખી ગયા છે અને ઓળખે છે. અને એવાંજ શાસ્ત્રોના સંગથી લોકો વિપત્તિના પારને પામ્યા છે ને પામે છે. માટે જન્મથી તે ભરતાં સુધી તેવાંજ શાસ્ત્રોનો સંગ રાખો, તેવાંજ શાસ્ત્રોમાં મગ્ન રહો, અને તેવાંજ શાસ્ત્રોના અમૂલ્ય ઉપદેશો અમલમાં આણો, કે જેથી તે ઉપદેશો તમને વિપત્તિમાં અને સપત્તિમાં, શોકમાં અને હર્ષમાં, દુર્બળદશામાં અને સબળદશામાં ક્ષણેક્ષણે અત્યંત ઉપયોગી થઇ પડશે.

જેટલો અને જેવો સારાં શાસ્ત્રના સંગથી લાભ છે, તેટલો અને તેવોજ સત્સંગથી લાભ છે, માટે સત્પુરૂષોનો સગ નિરંતર રાખવો. પણ સત્પુરૂષ કોને જાણવા, એ વિચારવાનું છે. અમુક જ્ઞાતિમાં અમુક કુળમાં કે અમુક વંશમાંજ સત્પુરૂષો થાય એવો કાંઇ નિયમ નથી. નોખા નોખા ગ્રંથોમાંથી જ્યારે સત્પુરૂષોનાં લક્ષણો મેળવિયે છિયે ત્યારે મહાત્માઓ, સત્પુરૂષો અને ગુણિજનોના ગુણો સરખા મળતા આવે છે. તેથી એમ જણાય છે કે મહાત્માઓ, સત્પુરૂષો અને ગુણિજનો જુદા નથી. તેઓનાં કેટલાંક લક્ષણો હું તમોને નીચે લખી જણાવું છું.

જુઓ, ભગવાન્ વ્યાસજી સત્પુરૂષોના ધર્મવિષે વદે છે કે—

'अद्रोहःसर्वभूतेषु कर्मणामनसागिरा ।
अनुग्रहश्चदानंच सतांधर्मःसनातनः' ॥

(મન વચન અને કર્મથી પ્રાણીમાત્રનો દ્રોહ ન કરવો, સર્વઉપર અનુગ્રહ રાખવો, અને યથાશક્તિ દાન કરવું, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે.) વળી તેઓ એમ પણ કહે છે કે—

'संतःस्वेष्वप्यमित्रेषु दयांप्राप्तेषुकुर्वते' ।

(સત્પુરૂષો પોતાની શરણે આવેલા પોતાના શત્રુઓઉપર પણ દયા કરે છે.) તેમ—

'सतांसक्तसंगतमीप्सितंपरैस्ततःपरंमित्रमितिप्रचक्षते ।
नचाफलंसत्पुरूषेणसंगतं ततःसतःसन्निवसेत्समागमे' ॥

(સત્પુરૂષોનું એક ફેરાનું મળવું તે સંગત કહેવાય છે, ત્યાર પછી એટલે બીજા ફેરાના મળવાથી મિત્રાઈ ગણાય છે. સત્પુરૂષોનું એક ફેરાનું મળવું પણ નિષ્ફળ નથી જતું ત્યારે મિત્રાઈ તો કેમજ નિષ્ફળ જાય? નજ જાય; માટેજ સત્પુરૂષોનો સંગ કરવો.)

'आत्मन्यपिनविश्वासस्तावद्भवतिसत्सुयः ।
तस्मात्सत्सुविशेषेण सर्वःप्रणयमृच्छति' ॥

(માણસોને પોતાના મનનો એવો વિશ્વાસ નથી થતો, કે જેવો સત્પુરૂષોનો વિશ્વાસ થાય છે; અને એટલા માટેજ સર્વલોકો સત્પુરૂષોના સંગની ઈચ્છા રાખે છે.) ઇત્યાદિ.

તેમજ આદિ કવિ ભગવાન્ વાલ્મીકિ કહે છે કે—

'सुखयंतिहिचेतांसि जीवितादपिसाधवः' ।

(પોતાના જીવિત કરતાં પણ સત્પુરૂષો મનને વધારે સુખ ઉપજાવે છે.) તેમ—

'अकृत्रिमंसुखंकीर्त्ति मायुश्चैवाभिवांच्छता ।
सर्वाभिमतदानेन पूजनीयागुणान्विताः ॥
अपिजीवितदानेन गुणिनंपरिपालयेत् ।
गुणवत्संगमौषध्या मृत्युरप्येतिमित्रतां ॥
उदारगुणयुक्ताये विचरंतीहदेहिनः ।
धरातलेंदवःसंगाद्भृशंशीतलयंतिते ॥
मृतिर्गुणितिरस्कारो जीवितंगुणिसंश्रयः ।
फलंस्वर्गापवर्गादि जीवितात्गुणिसंश्रयात्' ॥

(જેઓ ખરૂં સુખ ભોગવવાને ઇચ્છતા હોય. જેઓ ખરી કીર્ત્તિ

થવા ઇચ્છતા હોય, અને જેઓ પૂર્ણ આયુષ્ય ભોગવવાને ઇચ્છતા હોય, તેઓએ પોતાના સર્વ પ્રિય પદાર્થો આપીને પણ ગુણિજનની પૂજા કરવી. પોતાનુ જીવિત આપીને પણ ગુણિજનને પાળવો, કેમકે ગુણીના સંગરૂપ ઓષધથી મૃત્યુ પણ મિત્રપણું પામી જાયછે. ઉદાર ગુણવાળા જે પુરૂષો જગતમાં છે તેઓ પૃથ્વીના ચંદ્રરૂપ છે, તેઓ સંગથી આપણને અત્યંત શીતલ કરે છે. ગુણિજનોનો તિરસ્કાર કરવો એજ મૃત્યુ, અને ગુણિજનોનો આશ્રય કરવો એજ જીવિતછે. સ્વર્ગ અને મોક્ષઆદિ ફળ ગુણિજનના આશ્રયથી મળે છે.)

ઇત્યાદિ બોલવાથી તેઓએ સત્પુરૂષોવિષે કેવો મત બાંધ્યો છે તે જણાઇ રહે છે. તેમ મહાકવિ ભવભૂતિ પણ કહે છે કે,—

'वज्रादपिकठोराणि मृदूनिकुसुमादपि ।
लोकोत्तराणाचेतांसि कोहिविज्ञातुमर्हति' ॥

(સર્વ લોકથી ઉત્તમ સ્થિતિના સત્પુરૂષોનાં ચરિત્રને કોણ જાણી શકે તેમ છે, કેમકે તેઓનાં હૃદય આપત્તિને સમયે વજ્ર સરખાં કઠણ હોય છે અને સંપત્તિને સમયે પુષ્પ કરતાં પણ કોમળ હોયછે.)

માઘ કવિ કહે છે કે—

' जितरोषरयामहाधियः सपदिक्रोधजितोलघुर्जनः ।
विजितेनजितस्यदुर्मतेर्मतिमद्भिःसहकाविरोधिता' ॥

(મોટા પુરૂષો ક્રોધના વેગને જીતે છે અને હલકા પુરૂષોને ક્રોધ જીતે છે, માટે પોતે જીતેલા તે ક્રોધે જીતાયેલ હલકા માણસ સાથે તે મહાન્પુરૂષો શું વિરોધ કરે?)

'महात्मानोनुगृह्णंति भजमानान्रिपूनपि ।
सपत्नीःप्रापयंत्यब्धिं सिंधवोनगनिम्नगाः' ॥

(મહાત્માઓ પોતાને શરણે આવેલા શત્રુઉપર પણ અનુગ્રહ કરેછે, જેમકે સિંધુ અથવા મોટી નદિયો, બીજી નદિયો પોતાની શોકરૂપ છે તોપણ તેને (પોતાને શરણે આવે છે તો) સમુદ્ર સાથે મેળવી દે છે.)

કવિ દેવેશ્વર કહે છે કે—

'गवादीनांपयोन्येद्युः सद्योवाजायतेदधि ।
क्षीरोदधेस्तुनाद्यापि महतांविकृतिःकुतः' ॥

(ગાય કે ભેંષ વિગેરેનું દૂધ બીજે દિવસે તરત દહીં થઈ જાય છે, પણ ક્ષીરસાગરનું દૂધ તો આજસુધી પણ દહીં થઈ ગયું નથી, કેમકે મોટાઓને વિકાર ન હોય.) એક પ્રાચીન કવિ કહે છે કે—

'सद्भिस्तुलीलयाप्रोक्तं शिलालिखितमक्षरं ।
असद्भिःशपथेनापि जलेलिखितमक्षरं' ॥

(સત્પુરૂષોએ રમતમાં પણ જે અક્ષરો કહ્યા હોય તે શિલાક્ષર એટલે શિલાલેખ જેવા મજબૂત જાણવા. અને અસત્પુરૂષોએ સમ ખાઇને પણ જે અક્ષરો કહ્યા હોય તે પાણીમાં લખેલા અક્ષર સરખા જાણવા.)

આ પ્રમાણે પ્રત્યેક ઉત્તમ ગ્રંથોમાં જે જે લક્ષણો સત્પુરૂષોનાં લખ્યાં હોય તે તે લક્ષણો જેઓમાં જણાતાં હોય તેઓનોજ સંગ કરવો, તેઓનોજ આશ્રય કરવો, તેઓનીજ મન વચન કર્મથી સેવા કરવી, તેઓનીજ સારી શીખામણ સાંભળવી, તેઓજ વિપત્તિમાં અને સંપત્તિમાં સહાયરૂપ થાય છે, તેઓજ આ લોક અને પરલોકના હિતકારક થાય છે અને તેઓજ સત્યાસત્ય, કૃત્યાકૃત્ય, હિતાહિત અને હેયોપાદેયના બતાવનાર થાય છે.

મિત્રો! એ પ્રમાણે શાસ્ત્રસંગ અને સત્સંગ કરીને વિપત્તિની વેળાએ વ્યાકુળ ન થવું અને સંપત્તિની વેળાએ ઉચ્છૃંખલ ન થવું એ આપણું કૃત્ય છે. તે સાથે ઇશ્વરસહાયની પણ મુખ્ય આવશ્યકતા છે. ઇશ્વર સહાયવિના શાસ્ત્રસંગ કે સત્સંગ કરવાનું બનતું નથી, એટલુંજ નહિ પણ કાંઇ પણ માનસિક, વાચિક કે કાયિક ઉત્તમ કૃત્ય ઇશ્વરસહાયવિના બનતું નથીજ. એ વાતથી કોણ અજાણ્યું છે? એવા ઘણા ઇતિહાસો આપણા સાંભળવામાં આવ્યા છે, કે અસંખ્ય સૈન્યના સહાયવાળા પણ પુરૂષો માત્ર ઇશ્વરસહાયતાની ન્યૂનતાને લીધેજ પાયમાલ થઈ ગયેલ છે; અને કોઇપણ પ્રકારની સહાયતા ન છતાં કેટલાએક પુરૂષો માત્ર ઇશ્વરનીજ સહાયતાથી અપ્રતિમ

જય મેળવી શયા છે. સર્વપ્રકારની સહાયતામાં ઇશ્વરની સહાયતા તો જોઇએજ. એવું કોઇપણ સુગમ કામ નથી, કે જેમાં ઇશ્વર-સહાયતાની જરૂર ન હોય. ટૂંકામાં બોલિયે તો ક્ષણે ક્ષણે ઇશ્વરની સહાયતાની જરૂર છે. પણ ઇશ્વર આપણી સહાયતા ક્યારે કરે તે પૂર્ણ રીતે વિચારવાનું છે. જ્યારે આપણે આપણાં મન, વચન, અને કર્મ ઇશ્વરમાં જોડિયે, જ્યારે આપણે મનમાં હોય તેવું બોલિયે અને બોલિયે તેવુ કરિયે, જ્યારે આપણે પરને સુખી જોઇ સુખી થઇયે, જ્યારે આપણે પરને દુઃખી જોઇને દુઃખી થઇયે, જ્યારે આપણે પરદાર, પરદ્રવ્ય, અને પરદ્રોહથી દૂર રહિયે, જ્યારે આપણે આપણા કરતાં ઉત્તમને જોઈ હર્ષ પામિયે, જ્યારે આપણે આપણી બરોબરના જોઇ તેની સાથે મૈત્રી બાંધિયે, જ્યારે આપણે આપણા કરતાં નીચી સ્થિતિના લોકોને જોઇ તેનીઉપર દયા કરિયે, જ્યારે આપણે દુષ્ટ દુર્જનોને જોઈ તે ઉપર ઉપેક્ષા કરિયે, જ્યારે આપણે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપ્રતિગૃહ સાથે પૂર્ણ પ્રેમ બાંધિયે, જ્યારે આપણે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર સાથે દઢ વૈર બાંધિયે, જ્યારે આપણે શાસ્ત્રસંગ અને સત્સંગથી શુદ્ધ થઇયે, જ્યારે આપણે શમ, દમ, દયા, ઔદાર્ય, સૌશીલ્ય, સારલ્ય, શૌર્ય, ધૈર્ય, ક્ષમા, તિતિક્ષા, અને સમાનદષ્ટિ આદિ ઉત્તમોત્તમ ગુણરત્નનો સંગ્રહ કરિયે, જ્યારે આપણે સર્વ દુર્ગુણોથી દૂર રહિયે, અને જ્યારે આપણે નિષ્કપટ મન વચન કર્મથી આખાં વિશ્વનુ હિત ઇચ્છિયે, એટલુંજ નહિ પણ જ્યારે આપણે અત્યંત શત્રુઓનું પણ કલ્યાણ ઇચ્છિયે, ત્યારેજ સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પરમકૃપાળુ પરમેશ્વર આપણી સહાયતા કરે, ત્યારેજ આપણે પરમેશ્વરના પ્રીતિપાત્ર થઇએ અને ત્યારેજ આપણે અસહ્ય આપત્તિયોને ઉતરી જય મેળવિયે. માટે પ્રત્યેક કામમાં ઇશ્વરની સહાયતા મેળવી, પછીથી કામનો આરંભ કરવો તો તેમાંથી જયજ મળે છે, એવો પ્રાચીન અને અર્વાચીન સર્વ વિદ્વાનોનો મત છે. આટલા માટે વિપત્તિની સામે થવા વખતે ઇશ્વરની સહાયતા મેળવવી, શાસ્ત્રસંગ ને સત્સંગની

સહાયતા મેળવવી, અને સદ્વિચારરૂપ રાજ્યને સ્વાધીન કરી સામે પગલે ચાલ્યે જવું, ને ગમે તેવો પ્રબળ વિપત્તિયો હોય તોપણ તેને પાયમાલ કરી પોતાના અચળ જયસ્તંભો રોપવા. વિપત્તિની વેળાએ આપણું ખરૂં કર્તવ્ય પણ એજ છે. શાસ્ત્રસંગની, સત્સંગની અને પરમેશ્વરની સહાયતા આપણને મળી તો પછી બીજી સહાયતા કોઈ પ્રકારની ન હોય તોપણ આપણે ભય પામવાનું નથી. એ ત્રણે સહાયતાઓ સર્વથી શ્રેષ્ઠ સહાયતા છે, માટે તે સહાયતા મેળવવા માટે બાળપણથી તે જીવિતપર્યંત પ્રયત્નમાં રહી તેને મેળવી વિપત્તિનો પરાજય કરવો. વિપત્તિની વેળાએ કદી બીજાઓની સહાયતા ન મળે તોપણ કુલીન માણસે ગભરાવું ન જોઇએ. એક મહાકવિ કહે છે, કે—

'एकोहमसहायोहं कृशोहमपरिच्छदः ।
स्वप्नेप्येवंविधाचिंता मृगेंद्रस्यनजायते' ॥

(હું એકલો છું, હું સહાયવિનાનો છું, હું દુર્બળ છું અને મારી પાસે કાંઇ સાધનો નથી, એવી ચિંતા સિંહને સ્વપ્નમાં પણ થતી નથી.)

કુલીન માણસે પણ વિપત્તિની વેળાએ એ પ્રમાણે વિચાર રાખવો જોઇએ. 'विचित्ररूपाःखलुचित्तवृत्तयः' અર્થાત્ માણસના વિચારો જુદા જુદા પ્રકારના હોય છે. વિપત્તિની વેળાએ માણસો પોતપોતાના વિચારપ્રમાણે ગમે તેવાં કૃત્યો કરીને પણ વિપત્તિને ઉતરવા ઇચ્છે છે, પણ વિદ્વાન્ અને કુલીન માણસોએ તેમ કરવાનું નથી. વિદ્વાન્ અને કુલીન માણસોએ તો વિપત્તિની વેળાએ ઉત્તમોત્તમ માર્ગઉપરથી ખસી ન જવું જોઇએ. જુઓ કવીશ્વર કાળીદાસ તેવિષે શું કહે છે?—

'द्रुमसानुमतांकिमंतरं यदिवायौद्वितयेपितेचलाः' ॥

(જો પવન આવે ત્યારે વૃક્ષ અને પર્વતો એ બેય હલે, તો તે બેયમાં પછી શો ફેર રહ્યો? અર્થાત્ વાયુ આવવાથી વૃક્ષો હલે પણ પર્વતો હલતા નથી.) આમ કહે છે. આ ઉપરથી સમજવાનું એ છે કે બીજા લોકો વિપત્તિથી કંપે પણ કુલીન અને વિદ્વાન્ પુરૂષોએ તો

કંપવું ન જોઇએ. મહાકવિ ભર્તૃહરિ પણ એવીજ રીત સિંહની અન્યોક્તિથી કુલીન અને વિદ્વાન્ માણસોને નીચેપ્રમાણે સૂચવેછે કે—

'क्षुत्क्षामोपि जराकृशोपि शिथिलप्रायोपि कष्टां दशा-
मापन्नोपि विपन्नदीधितिरपि प्राणेषु गच्छत्स्वपि ।
मत्तेभेंद्रविभिन्नकुंभपिशितग्रासैकबद्धस्पृहः
किं जीर्णं तृणमत्ति मानमहतामग्रेसरः केसरी' ॥

(ભૂખથી દુર્બળ થઇ ગયો હોય, જરાથી જીર્ણ થઇ ગયો હોય, દુર્દશાને પામ્યો હોય, કાંતિવગરનો થઇ ગયો હોય, અને પ્રાણ જતા હોય તોપણ કેસરી સિંહ, જે માનથી મોટા થયેલામાં અગ્રેસર ગણાય છે અને જે મદોન્મત્ત હાથિયોનાં કુંભસ્થળ ભેદી તેના માંસના ગ્રાસ કરવામાંજ ઇચ્છા બાંધે છે, તે શુ કદી જુનું ખડ (ઘાસ) ખાય છે? કદી પણ ખાતો નથી.

આમાં સારાંશ એ જણાવ્યો, કે કુલીન અને વિદ્વાન્ માણસોએ ગમે તેવી કઠિન વિપત્તિઓ આવી પડે તોપણ સિંહ જેમ ખડ નથી ખાતો તેમ પોતાના કુલને કલંક લાગે તેવું કૃત્ય કરવુંજ નહિ. જે કૃત્યોથી પોતાના કુળને કલંક લાગે, જે કૃત્યોથી પોતાની અપકીર્ત્તિ થાય, જે કૃત્યોથી પોતાની પ્રતિષ્ઠા પાયમાલ થાય, જે કૃત્યોથી લોકોમાં પોતાની હાંસી થાય, જે કૃત્યોથી પોત નીચ ગણાઇએ, જે કૃત્યોથી પોત મૂર્ખ ગણાઇએ, જે કૃત્યોથી લોકમાં પોત આગળીચીંધ થઇએ, અને જે કૃત્યોથી પોતાનો આ લોક તથા પરલોક બગડે, તેવા કૃત્યો કરીને વિપત્તિને ઉતર્યા તોપણ શું? તેવાં કૃત્યો કરીને સંપત્તિ મેળવી તોપણ શું? તેવાં કૃત્યો કરીને ધનાઢ્ય થયા તોપણ શું? તેવાં કૃત્યા કરીને જ્ઞાતિ ને જાતિમાં સારા બન્યા તોપણ શું? તેવાં કૃત્યો કરીને અધિકાર મેળવ્યો તોપણ શું? તેવાં કૃત્યો કરીને અમલદાર બન્યા તોપણ શું? તેવાં કૃત્યો કરીને ગામ કે ઇનામ મેળવ્યાં તોપણ શું? તેવાં કૃત્યો કરીને રાજા થયા તોપણ શું? તેવાં કૃત્યો કરીને મહારાજા થયા તોપણ શું? અને તેવાં કૃત્યો કરીને રાજાધિરાજ થયા તોપણ

શું? કાંઇજ નહિ. ધિક્કાર છે તે વિપત્તિથી ઉતરી જવાંને, ધિક્કાર છે તે સંપત્તિનાં મેળવવાંને, ધિક્કાર છે તે જાતિ અને જ્ઞાતિની મોટાઇને, ધિક્કાર છે તે અધિકારને, ધિક્કાર છે તે અમલદારપણાંને, ધિક્કાર છે તે રાજાપણાને, ધિક્કાર છે તે મહારાજપણાને, ધિક્કાર છે તે રાજાધિરાજપણાને, કે જેનું મૂળકારણ શોધતાં ઉપરનાં જેવાં કૃત્યો નીકળી આવે. તેવાં કૃત્યો કરી વિપત્તિ ઉતરી રાજાધિરાજ થયેલાં માણસ કરતાં વિપત્તિના પ્રબળ પ્રહારો પડતાં છતાં સ્વપ્નમાં પણ તેવાં કૃત્યોને પડખે ન ચડેલ અને છેક કંગાળ સ્થિતિયે પોચેલ માણસને હું ઉત્તમોત્તમ મનુષ્યરત્ન ગણું છું. નીચ કૃત્યો કરી વિપત્તિથી મુક્ત થવા કરતાં બેહેતરછે કે તેવા કૃત્યોથી દૂર રહી, માણાંત સુધી પણ વિપત્તિના વિષમ પ્રહારોને ધૈર્ય અને ઉત્સાહથી સામે પગલે પોતાની દૃઢ છાતિઉપર ઝીલવા. વિપત્તિના ભયથી ઘેલું થઇ જવું, વિપત્તિના ભયથી પોતાનો દેશ છોડી દેવો અને વિપત્તિના ભયથી અમૂલ્ય પ્રાણ પરહરી દેવો, એ જેવું નિંદિત અને કાયરતાનું કૃત્યછે, તેવુંજ બલકે તેથી પણ હજાર પ્રકારે નિંદવા લાયક, તેથી હજાર પ્રકારે ધિક્કાર કરવા લાયક, અને તેથી હજાર પ્રકારે તિરસ્કાર કરવા લાયક નીચ કૃત્ય છે. માટે હું મારા પ્રિયમિત્રોને એજ ભલામણ કરૂં છું, કે વિપતિની વેળામાં અને સંપતિના સમયમાં નીચ કૃત્યો તરફ સ્વપ્નમાં પણ ધ્યાન દેવું નહિ. ગમે તેટલી વિપત્તિયો સહન કરવી પડે, ગમે તેવાં દુઃખો સહન કરવાં પડે, અને ગમે તેવાં નુકશાનો ખમવાં પડે તોપણ નીચ કૃત્ય કરવાનો વિચાર મનમાં પણ લાવવો નહિ. નીચ કૃત્યો કર્યાથી ગમે તેટલી સંપત્તિ મળતી હોય, ગમે તેટલાં સુખ પ્રાપ્ત થતાં હોય, અને ગમે તેટલા લાભ પ્રાપ્ત થતા હોય તોપણ તે સંપત્તિયોને વિપત્તિયો જાણવી, તે સુખો ને દુઃખો જાણવાં, અને તે લાભને હાનિજ જાણવી. મિત્રો! હવે આ પત્રની સમાપ્તિ કરતાં હું આપને પ્રણામપૂર્વક એટલીજ પ્રાર્થના કરૂં છું, કે, દૈવયોગથી, દશાયોગથી, કે ભાગ્યયોગથી અકસ્માત્ અતર્કિત કોઈ વિપત્તિ આવી પડે તોપણ ગભરાઇ જઇ ઘેલું બની જવાય તેવું

બીરૂ મન રાખવું નહિ તેમ દેશ છોડવાનો પણ વિચાર કરવો નહિ. કોઇપણ નીચ કૃત્યથી વિપત્તિ દૂર થાય તેમ હોય તો વિપત્તિનાં અનેક અસહ્ય દુઃખો સહન કરવાં, પણ નીચ કૃત્ય કરવું નહિ. અને પ્રાણત્યાગનો તો વિચાર પણ કોઈ સમયે મનમા લાવવો નહિ.

છેવટ હું પરમકૃપાળુ પરમેશ્વરને હજારો પ્રણામ અર્પણ કરી એટલુંજ માગું છું, કે મારા સન્મિત્રોને સ્વપ્નમાં પણ આપત્તિયો ન આવે, મારા સન્મિત્રોને સ્વપ્નમા પણ દુષ્કીર્તિયો ન થાય, મારા સન્મિત્રોનાં બુદ્ધિ, ધીરજ, શૌર્ય અને હૃદય દૃઢ થાય, મારા સન્મિત્રોનો પ્રતિદિવસ ઉદય થાય, મારા સન્મિત્રો, વિપત્તિથી વ્યાકુળ ન થાય, મારા સન્મિત્રો સંપત્તિથી ઉચ્છૃંખલ ન થાય, મારા સન્મિત્રો પ્રાણીમાત્રને વિપત્તિની વેળામાં આશ્રય આપવાને પરાયણ રહે; અને મારા સન્મિત્રોને વિષે સર્વજ્ઞ સર્વશક્તિમાન્ પરમકૃપાળુ પરમેશ્વર પોતાની કૃપાદૃષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિ કર્યા કરે.

સ. ૧૯૩૨ ના જ્યેષ્ઠ કૃષ્ણપક્ષ ૯ બુધવારે આપના તરફ આ પત્ર રવાના કરેલછે, તે નિર્વિઘ્ન આપની પાસે પોચી આપની ઉચિત સેવા કરે એવુ હું ઈચ્છુ છું અને આપ તરફથી આવેલા ઉતમ પત્રદૂતનાં દર્શન માટે આ માણસનાં નેત્રો આતુર છે, તેને પણ આપના પવિત્ર પત્રદૂતના મુખદર્શનનું સુખ સત્વર પ્રાપ્ત થાય એમ ઇચ્છું છુ આ બેય મારી પ્રાર્થના ઈશ્વિર સફળ કરે. પરમકૃપાળુ ભક્તવત્સળ શ્રીપાર્વતીપ્રાણવલ્લભ એવો પણ સુખદ દિવસ આપણને અર્પણ કરશે, કે જેમા આપણે સર્વ મિત્રમડળ મળી પત્રદ્વારા જે વિયોગ ચલાવિયે છિયે, તે સમક્ષમા ચલાવશું. (તથાસ્તુ.)

આ જે સંસ્કૃતપત્રનું ભાષાન્તર છે તે પત્ર મોરબીના રેહેવાસી શીઘ્રકવિ શંકરલાલ માહેશ્વર પોતાના મિત્ર તરફ લખેલ હતો. *વિદ્વાનોના પત્રો પણ કેવા સાર્વજનિક બોધ આપનારા હોય છે, તે* દર્શાવવા અને તેમાથી બોધ લેવા આ સ્થળે તે દાખલ કરેલ છે. આ ભાષાન્તર છે માટે જે અર્થચમત્કૃતિ અને શબ્દચમત્કૃતિ મૂળમા છે તે આમાં આવી શકવી કઠણ છે, તથાપિ તેવિષે પ્રયત્ન કરવું પાછળ રાખ્યું નથી.

# आर्यशास्त्रविषे केटलाक विचार.

(સાંધણ ગયા વર્ષને પાને ૧૧૨ થી.)

अतीव सूक्ष्मं परमात्मतत्त्वं । न स्थूलदृष्ट्या प्रतिपत्तुमर्हति ॥
समाधिनात्यन्तसुसूक्ष्मवृत्त्या । ज्ञातव्यमार्यैरतिशुद्धबुद्धिभिः ॥ ३६३॥

वि. चू.

પરમાત્માનું તત્વ છે તે બહુજ સૂક્ષ્મ છે, તે જાડી દૃષ્ટિથી પામવા યોગ્ય નથી. અત્યન્ત સૂક્ષ્મ વૃત્તિવડે અતિશુદ્ધ બુદ્ધિવાળા આર્ય પુરૂષોથીજ તે જાણવા યોગ્ય છે.

એવા સચ્ચિદાનંદઘન પરમાત્મા પરમેશ્વરમાં સ્વાર્પણ કરી દેવું એ પરમ પ્રેમનો અને પરાભક્તિનો અવધિ છે. જ્ઞાની મહાત્માઓ સ્વાર્પણ કરી કેવી રીતિયે એકતા પામે છે તેવિષેઃ—

घटाकाशं महाकाशं । इवात्मानं परात्मनि ॥
विलाप्याऽखंडभावेन । तुष्णीं भव सदा मुने ॥ ९९१॥

वि. चू.

જેમ ઘટાકાશ એટલે ઘટ (રૂપ ઉપાધિમાંનું) આકાશ (તે ઉપાધિ ગયે) મહાકાશમાં એક થઇ જાય છે તેમ હે મુનિ! આત્માને પરમાત્મામાં લીન કરીને અખંડ ભાવવડે સદા શાન્ત થા.

એવી જે સ્થિતિ તેને સમાધિ કહે છેઃ—

यत्समत्वं तयोरत्र । जीवात्मपरमात्मनोः ॥
समस्तनष्टसंकल्पः ।समाधिरभिधीयते ॥
ब्रह्माकारमनोवृत्तिप्रभावोऽहंकृतिविना ॥
संप्रज्ञातसमाधिःस्यात् । ध्यानाभ्यासप्रयत्नतः ॥

महावाक्यरत्नावलि.

જીવાત્મા અને પરમાત્માની જ્યાં એકતા થાય છે, અને સર્વ સંકલ્પનો નાશ થાય છે, તે સમાધિ કહેવાય છે.

અહંકૃતિવિના બ્રહ્માકાર મનોવૃત્તિનો પ્રભાવ હોય તે સંપ્રજ્ઞાત સમાધિ છે. ધ્યાનના અભ્યાસના પ્રયત્નથી તે થાય છે.

સમાધિસ્થ યોગિયો સમાધિથી શુદ્ધ થયેલા અંતઃકરણની નિરાવરણવૃત્તિ વડે પરમાત્માને અનુભવતાં, જે અનુપમ તૃપ્તિ પોતે પામે છે, તેના સુખવિષે શ્રીભગવદ્ગીતાના ૬ ઠા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियं ॥
वेत्ति यत्र न चैवाऽयं स्थितश्चलति तत्त्वतः ॥२१॥

એ જે અનન્ત સુખ (તે અવિષયજનિત હોવાથી) ઇન્દ્રિયોની પાર માત્ર બુદ્ધિથીજ ગ્રહણ કરવા યોગ્ય છે. અને જે સમયે આત્મસ્વરૂપમાં સ્થિત એવો વિદ્વાન્ એ સુખને અનુભવે છે તે સમયે તત્વસ્વરૂપથી તે ચળતો નથી.

तमस्तमः कार्यमनर्थजालं । न दृश्यते सत्युदिते दिनेशे ॥
तथाऽद्वयानन्दरसानुभूतौ। नैवास्ति बन्धो न च दुःखगन्धः ॥
वि. चू. ॥३२२॥

સૂર્ય ઉગેથી (તેના પ્રકાશમાં) અન્ધકાર અને અનર્થની જાળ જેવાં ભયભ્રાન્તિ આદિ તેનાં કાર્ય (કયાં ગયાં એ) દેખાતાંજ નથી; તેમ અદ્વયાનન્દ પરમાત્માના રસના અનુભવમાં બન્ધ કે દુઃખનો ગન્ધ પણ છેજ નહિ.

સમાધિસ્થ યોગીના આત્માની પરમાત્મા સાથે એકતા થાય છે એમ કહેવાનો અર્થ એવો છે કેઃ—

મૂર્ખને કેવળ દેહાદિમાં અહંબુદ્ધિ હોય છે, વિચારકોને દેહ અને જીવમાં અહંબુદ્ધિ હોય છે, તેમ ન કરતાં, જ્ઞાનિયો સર્વ દૃશ્યના અને સર્વ દેહના અન્તરમાં રહેલું જે પરમ તત્વ અથવા અધિષ્ઠાન છે તે ભાગમાં અહંબુદ્ધિ કરે છે, તે—પરમેશ્વરનું સર્વમાં રહેલું પરમ તત્વ, અધિષ્ઠાન ભાગ—અને પરમાત્મા એ એક છે. જેને સામાન્ય રીતે આપણે જીવ કહિયે છિયે, તે, અને બ્રહ્મ એક છે એવી સમજ કોઈ યથાર્થ વેદાન્ત સમજનારની હોતીજ નથી.

શ્રીભગવાન્ શંકરાચાર્ય વિવેક ચૂડામણિમાં કહે છે કેઃ—

ऐक्यं तयोर्लक्षितयोर्न वाच्ययोर्निगद्यतेऽन्योऽन्य विरुद्धधर्मिणोः ॥
खद्योतभान्वोरिव राजभृत्ययोः कूपाम्बुराश्योः परमाणुमेर्वोः ॥

वि. चू. ॥२४९॥

બ્રહ્મ (ઇશ્વર) અને આત્મા (જીવ) એ બેના વાચ્ય* અર્થની એકતા નથી, પણ લક્ષ્ય અર્થની એકતા છે. કારણ બ્રહ્મ (ઇશ્વર) અને આત્મા (જીવ) એ બે એક બીજાથી વિરૂદ્ધ ધર્મવાળા કહ્યા છે. અને વળી ઇશ્વર સૂર્ય જેવો છે, અને તેના આગળ જીવ પતંગ જેવો છે, ઇશ્વર રાજા જેવો અને જીવ સેવક જેવો છે, ઇશ્વર સાગર જેવો છે અને જીવ ખાબોચિયા જેવો છે, ઇશ્વર પર્વત જેવો છે અને જીવ પરમાણુ જેવો છે.

એજ સમજનું વધારે સ્પષ્ટીકરણ બીજે સ્થળે છે, ત્યાં વદેછે કેઃ—

देहबुध्या तु दासोऽहं जीवबुध्या त्वदंशकः ॥
आत्मबुध्या त्वमेवाहमिति मे निश्चला मतिः ॥

હે પરમેશ્વર! મારી દેહબુદ્ધિ વડે તો હું તારો દાસ છું, જીવ બુદ્ધિવડે તારો અંશ છું, અને આત્મબુદ્ધિવડે તું તેજ હું છું. એવી મારી નિશ્ચળ મતિ રેહેજો.

---

* વાચ્ય અને લક્ષ્યના અર્થ સમજવા સૂક્ષ્મબુદ્ધિથી અભ્યાસ કરવો પડે છે. પરંતુ અત્રે એમ સમજવાનું છે કેઃ–સર્વશક્તિ, સર્વજ્ઞતા, વિભુતા, સ્વતંત્રતા, પરોક્ષતા, ઇશતા (પ્રેરકતા), માયીતા, બંધમોક્ષરહિતતા, એ આદિ ધર્મવાળું ઇશ્વરચેતન, તે, ઇશ્વરનો વાચ્ય અર્થ છે. અને ઉપર કહેલા ધર્મોથી વિપરીત ધર્મ—અલ્પશક્તિ, અલ્પજ્ઞતા, પરિછિન્નતા, કર્મતંત્રતા, પ્રત્યક્ષતા, અવિદ્યામોહિતતા, બંધમોક્ષતા; એ આદિ ધર્મવાળું જીવચેતન એ આત્માનો વાચ્ય અર્થ છે. એ બે એક નથી.

માયાનું અધિષ્ઠાનચેતન અને માયાસહિત આભાસ તે સર્વશક્તિ આદિ ધર્મવાળો ઇશ્વર છે. અને અવિદ્યા અંશનું અધિષ્ઠાનચેતન અને અવિદ્યાના અંશસહિત આભાસ તે અલ્પશક્તિ આદિ ધર્મવાળો જીવ છે. એમાં—ઇશ્વરનામાંથી આભાસસહિત માયા અને માયાકૃત સર્વશક્તિ આદિ એ વાચ્યભાગનો ત્યાગ કરેથી—જે લક્ષ્ય એકલો શુદ્ધ અધિષ્ઠાન

ષટ્પદી નામે સ્તોત્રમાં શંકર પરમેશ્વરને સબોધે છે કેઃ—

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वं ॥
सामुद्रोहितरंगः क्वचन समुद्रो न तारंगः ॥

હે નાથ! ભેદનો નાશ થયે સતે પણ, હું તારો છું. તું મારો નથી; કેમકે તરંગ સમુદ્રનોજ છે, પરંતુ કદા, કહિ પણ સમુદ્ર તરંગનો નથી.

મહાત્માઓની જીવ અને પરમેશ્વરની એકતાવિષે એવી ઉત્તમોત્તમ સમજ છે. માટે અજ્ઞાનિયો તેમાંથી અન્યથા અર્થ કરી તેનો દુરૂપયોગ કરે તેથી સમજુઓએ ભ્રમિત ન થવું.

એમ સર્વોપરી ભાગમાં અહંબુદ્ધિ કરેથી સર્વ પ્રકારે ઉત્કૃષ્ટ રીતે વર્તવાની અગત્ય પડે છે. અને નીચ અભિમાન કરતાં એ ઉચ્ચ અભિમાન બહુ લાભકારક છે. જેઓની ચિજ્જડગ્રંથી છૂટી જઇ, જેમને અપરોક્ષ જ્ઞાન થયુ હોય છે, તેઓજ, એવું ઉચ્ચ અભિમાન કરવા યોગ્ય છે. તેવા જ્ઞાની સદા ઉત્કૃષ્ટપણેજ આત્મજ્ઞાનને અનુસરી વર્તે છે. કેવળ મ્હોડેથી બ્રહ્મની વાર્ત્તાઓ કરવાથી તેમાં એકતા પમાતી નથી.

શંકર ભગવાન્ અપરોક્ષાનુભૂતિમાં વદે છે કેઃ—

कुशला ब्रह्मवार्त्तायां वृत्तिहिनाः सुरागिणः ॥
तेप्यज्ञानतमा नूनं पुनरायान्ति यान्ति च ॥१३२॥

બ્રહ્મની વાર્તા કરવામાં જેઓ કુશળ છે, પણ જેઓની વૃત્તિ બ્રહ્મમાં નથી, અને જેઓ રાગી છે, તેઓ તો અજ્ઞાનતમ છે, એટલે અજ્ઞાનિયોથી પણ અજ્ઞાની છે; અને વારંવાર તેમનું જન્મ મરણ થયા જાય છે.

---

ચેતન ભાગ રહે, તે, અને જીવનામાથી આભાસસહિત અવિદ્યાઅંશ અને અવિદ્યા કૃત અલ્પશક્તિ આદિ ધર્મ એ વાચ્ય ભાગનો ત્યાગ કરે, જે લક્ષ્ય એકનો અધિષ્ઠાનચેતન ભાગ રહે, તે, એ બે, મૂળ એકજ ભાગ છે, તે એકજ છે. એમ સમજ છે, એને 'તત્વંપદ'ની ભાગત્યાગ લક્ષણા કહે છે.

તેજ મહાત્મા **विवेकचूडामणिमां** પણ કહે છે કેઃ—

न गच्छति विनापानं । व्याधिरौषधशब्दतः ।
विनाऽपरोक्षानुभवं । ब्रह्मशब्दैर्नमुच्यते ॥६४॥
अकृत्वा शत्रुसंहारमगत्वाऽखिलभूश्रियं ॥
राजाहमिति शब्दान्नो राजाभवितुमर्हति ॥६३॥ (અપૂર્ણ.

## संगबळ तथा तदाश्रित उद्योगफळ.

(સાંધણ પાને ૧૬ થી.)

જ્યાં બહુજ ટાહાડ પડે છે, સ્વાભાવિક ઉષ્ણતા જે દેશમ થોડી છે, અને જે દેશ પૂર્ણ રીતિએ શીતકટીબંધમાં આવેલા છે તે દેશના લોકોને ટાહાડથી શરીર સંરક્ષણ કરવાસારૂ ઉપરપ્રમાણે સર્વાંગ આચ્છાદન કરવાની અગત્ય છે. પણ આપણા ભરતખંડ જેવા સમશીતોષ્ણ અને કેટલેક ભાગે ઉષ્ણ દેશની અંદર કાંઇ એટલી આવશ્યકતા નથી.—આપણા દેશમાં તો એથી ઉલટાં મોકળાં અને ગણત્રીનાંજ વસ્ત્રનો ખપ છે, અને તેમાં પણ હાથ પગ ઇત્યાદિ કેટલાએક અવયવો ઋતુની ઉષ્ણતાના પ્રમાણમાં સ્વચ્છ હવા, અને શીતળતાના લાભને માટે શરીરની સુખાકારી સારૂ ઉઘાડા રાખવાની અગત્ય છે. કદાપિ જે લોકો ઉપરી સરકાર સાથે રાજપ્રકરણી કામને માટે કોઇ રીતિએ સંબંધમાં આવેલા હશે અને તેઓને તે રાજકીય અધિકારીઓના કાર્યપ્રસંગવશાત્ સમયપ્રમાણે વસ્ત્રાદિમાં ફેરફાર કરવાની અગત્ય પડતી હશે, અને તેથી તેઓ તેમ કરતા હશે તો તે નિરૂપાય વાત છે. ઉપરનું દાંભિકપણું તેઓને લાગુ પડતું નથી. પરંતુ તેવિના બીજાઓમાં જે જણાય છે તે તો કેવળ હેતુવિનાની દેખાદેખીજ છે. કેટલાએક પરધર્મના લોકોના ભમાવવાથી આપણા આર્યલોકોનો જે કાંઈ મૂળ ધર્મ અને તે સંબંધી શાસ્ત્ર તે તો 'સમૂળગાં જુઠાંજ છે, કેતવરૂપજ છે,' પ્રમાણે સિદ્ધાંત કરી લેઇ મન્વાદિ ધર્મશાસ્ત્ર તેમજ વેદની

ઇશાવાસ્યાદિ શ્રુતિયો તથા વૃહદારણ્યાદિ ગંભીર તત્વવિચારથી ભરપુર ઉપનિષદ્ જેને વર્તમાનકાળના યુરોપમાંહેનો સુજ્ઞ વિદ્વાનો પણ પૂર્ણ તત્વજ્ઞાનના ગ્રંથો કરી માને છે—એઓને વાંચી વિચાર કરવાનું તથા સત્યાસત્ય શોધવાનું વહેતું મૂકે છે! આ બધું સંગબળના દાષને લેઇનેજ છે. થોડુંઘણું ઇંગ્રેજી શીખ્યા તથા સુધરેલા કહેવાયા એટલે હળદરના ગાંઠિયાથી વિના વિચારે ગાંધી થઇ બેસવા સરખું છે! વળી દેખાદેખીથી કેટલાએક અવિદ્વાન્ અને ગુણહીનયોકો નાના નાના સ્થાન અને યત્કિંચિત પદવી મળવાથી શક્તિ ઉપરાંત દંભ તથા અભિમાનનો આવેશ લાવે છે. તેઓ સારા અને ગુણવાન્ અધિકારિયોનું સરલપણું તથા સાદાઇનું ગૃહણ નહિ કરતાં ઉદ્ધતાઇ અને મિથ્યા અહંકાર લાવે છે. તેઓ કોઇ સારા અને વિદ્વાન્ માણસને માન આપી તેની સાથે વિવેકથી વાત કરવાનું પણ પોતાના અધિકારને અણછાજતું લેખે છે. ગાદીઉપરથી ઉઠવું એતો પ્રધાનજીથી કેમ બને, એમ સમજી કાષ્ટની પુતળીની પેઠે સ્થિર બેસી રહે છે, અને તેવિષે સકારણ સમાધાન કરે છે કે, 'મોટા મોટા રજપુતાણાના રજવાડામાં એવી રીતિ છે કે ગમે તેવો મોટો માણસ આવે અથવા પાટવીકુમાર આવે અથવા તો કોઇ મોટો પટાવત અને ભાયાત આવે તોપણ પ્રધાનજી ગાદી છોડી ઉભા થતા નથી'. આવાં આવાં સાહંકારનાં પ્રમાણ બતાવી પોતાની કૃતિને ઘટાવે છે. પ્રધાનપણું કેવળ પોતેજ પોતાનું માન સાચવી રાખવામાં અને બીજાને સન્માન નહિ કરતાં તુચ્છ ગણી કહાડવામાં રહેલું સમજે છે. અહા! શું તેઓની બુદ્ધિનું વિલક્ષણપણું દેખાઇ આવે છે. અભિમાન રાખવું, અન્યનો તિરસ્કાર કરવો, ગમે તેવો સદ્ગૃહસ્થ દેશી અથવા પરદેશી આવે તેનો સત્કાર સભ્ય મનુષ્યની રીતિએ ન કરવો, અને પોતામાં યોગ્ય ગુણ નહિ છતાં બીજાના ઉત્કૃષ્ટ ગુણનું ખંડન કરી ઇર્ષ્યાથીજ સંતુષ્ટ રેહવું, તેમાંજ તેઓ પોતાનું ભૂષણ સમજે છે. કદી મોટા રજવાડાના પ્રધાનો ન્યાયાસનપર બેઠેલા હોય અને તે સમયે સમક્ષ આવેલા સ્વાર્થી-

લોકો અથવા વાદી પ્રતિવાદીને તેમની સ્થિતિ તથા અવસ્થા જોઈ કાર્યવશાત્ ઉઠી સન્માન નહિ આપતા હોય એ વાત સત્ય હશે અને તે કારણપરત્વે અયોગ્ય પણ નહિ હોય. પરંતુ કોઈ સદ્ગુણી અને પ્રતિષ્ઠિત દેશી અથવા પરદેશી સદ્ગૃહસ્થ અથવા વિદ્વાન્ તેમને મળવા જતા હશે તે સમયે તેઓ ઉપરની રીતિ અચળ નિયમરૂપે નહીંજ રાખતા હોય, કેમકે સભ્ય મનુષ્યને તોછડાઈ તથા અભિમાન ગોઠતાંજ નથી. તેઓ બીજાનો સત્કાર કરવામાંજ સાચું માન સમજે છે. પરંતુ આ તો માત્ર એકદેશીજ દેખાદેખીની અસર ગૃહણ કરી રાખવાથી તેમજ બીજા હાથઉપર તેમના સદ્ગુણો શું છે, અને તેઓની ઉત્તમ કૃતિ તથા સાહાઈ કેવી છે, તેનાભણી ચક્ષુ મીંચી રાખવાથી વર્તમાનકાળમાં કેટલાએકની મિથ્યાભિમાનીના જેવી રીતભાત જોઈ ખરેખર સર્વ કોઈને વિસ્મય થાય છે. જુઓ! પ્રખ્યાત કિનલાક ફાર્બસ જેવા ગુણભંડાર પુરૂષે ઉપરપ્રમાણે પદવીના મિથ્યાભિમાનમાં રહી ગુણી લોકોની સાથે મળી બેસવાનું, અને વાતચીત કરવાનું, તથા તેઓની સાથે પ્રીતિ બાંધવાનું અણઘટતું ગણેલ હોત તો, તેનામાં જે અમૂલ્ય ગુણો રહેલા હતા તે લોકોના જાણવામાં આવતજ નહિ. તેમજ 'રાસમાળા' જેવા આ દેશના પ્રાચીન ચમત્કારિક શોધ તથા ઇતિહાસથી ભરપૂર ગ્રન્થ રચાઈ શકતજ નહિ અને નીતિ નિપુણ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ જેવા કવિરાજે તેનું નામ—તથા કીર્તિ અમર કર્યાં તે થાત નહિ; પણ અભિમાન રાખવા કરતાં નિરભિમાનીપણામાં સાર છે એવું જ્ઞ તેણે સમજાણું તોજ એ બધું થયું. અભિમાન છોડી સરલપણે અને નમ્રતાથી બીજાનું સન્માન કરવું એજ સત્ય ભૂષણ છે, એવું જણાવવાને માટે શ્રીમદ્ભાગવતમાં શ્રીકૃષ્ણ ને સુદામાનો દ્વારકામાં રાજ્યમંદિરમાં જે મેળાપ થયો છે, તેમાં કૃષ્ણની અતિ ઉંચી પદવી અને સુદામાની દરિદ્ર અવસ્થા વચ્ચે પૃથ્વી આકાશ જેટલો અંતર છતાં શ્રીકૃષ્ણે તેનો સત્કાર કરેલ છે, તે અદ્ભુત અને બોધ લેવા યોગ્ય છે.

# पुस्तकोनी पहोच.

'ગુજરાતી વહેમ' એ ચોપડીનો પ્રથમ ભાગ લીમડીવાળા ગાંધી પુરૂષોત્તમ કાનજી પ્રસિદ્ધ કરનાર તરફથી મળ્યો છે. એવું જણાય છે કે તે એક ચોપાનિયું છે અને તેથી હવે પછી બીજા ભાગો પણ નીકળશે. વહેમસંબંધી બાબત જાણવા જેવી છે. કિમ્મત ૧॥ આનો છે અમે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે.

---



## જાહેરખબર.

### 'सावित्रीचरित्रनाटक.'

આ નાટક ગુજરાતી ભાષામાં તૈયાર થઇ અઠવાડીયામાં બહાર પડશે. આની કિમ્મત રૂ. ૧ તથા ટપાલ ખર્ચ ૨ આના (જુદું) પડશે. જેને જોઇયે તેમણે મૂલ્ય મોકલી અમારે ત્યાંથી મગાવી લેવું, એની યોગ્યતાવિષે અનુભવ કર્યેથી જ્ઞાન થશે.

### 'प्रबोधचन्द्रोदयनाटक.'

ગુજરાતીમાં તૈયાર થઇ બહાર પડ્યું છે. આની કિમ્મત આના ૧૦ ટપાલ ખર્ચ આનો ૧. જમલે આના ૧૧ પડે છે. જોઇયે તેણે અમારે ત્યાંથી મૂલ્ય મોકલી મગાવી લેવું.

### 'पेहेली चोपडी.'

ચિત્રઉપરથી બાળકોને જ્ઞાન થાય તેવી આ ચોપડી બહાર પડી છે. કિમ્મત આનો ૧. ટપાલ ખર્ચ આનો અર્ધો. જમલે આનો દોઢ પડે છે. તે પણ રોકડે પૈસે અમારે ત્યાંથી મળશે.

### 'गुजरात त्रिमासिक.'

ત્રણ ત્રણ મહિને પ્રકટ થતાં ચોપાનિયાનો પેહેલો અંક બહાર પડ્યો છે. આખા વર્ષની ટપાલ ખર્ચ સુધાં રૂ ૪-૪-૦ કિમ્મત પડે છે. ગ્રાહક થવું હોય તેમણે અમને લખી જણાવવું'

### 'आर्यधर्मप्रकाश.'

આ ચોપાનિયાંનાં પાછલાં પુસ્તકોની કિમ્મત રૂ. ૧॥ છે. સામટાં મગાવનારને ટપાલ ખર્ચ નહિ પડે. જોઇયે તેમણે મૂલ્ય મોકલી મગાવી લેવા

# सर्वे सुज्ञ ग्राहकजनोने सूचना.

સદ્‌ગુણિ ગૃહસ્થો આ ''આર્યધર્મપ્રકાશ'' ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોભણીથી પ્રથમથીજ મળી ચુકાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં મનિઓરડરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રહેશે નહિ.

આ ચોપાનિયું જેનાઉપર મોકલવામાં આવે તેમને રાખવાની ઇચ્છા ન હોય તો મોકલેલો અંક ટીકીટ ચોડી પાછો મોકલવો, નહિ તો તેમને ગ્રાહક તરીકે સમજવામાં આવશે.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ટપાલ ખર્ચ ૬ આના વધારે મોકલવું.

## જાહેર ખબર.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બ-હારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ત્રીટ, ઘર નંબર ૨૫ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ.

# આર્ય ધર્મપ્રકાશ.

## ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું.   પોષ, સંવત ૧૯૩૮.   અંક ૩ જો.

वसंततिलका.

सर्वान्विहायकुपथःकुटिलान्दुरतान् ।
स्त्रीयंमनस्तुरगमादरतोनयतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग—
तोत्रंविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૧ ઇસવી

## અનુક્રમણિકા.



### શાર્દૂલવિક્રીડિત.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.

### સૂચના.

આ પત્રના તંત્રી ભાઇ કેશવલાલ હરિરામ બહારગામ ગયેલા હોવાને પુસ્તકોની પહોંચ તેમજ નાણાંની પહોંચ આવતા માઘમાસના અંક મુલતવી રાખી છે.

વિ. પ્ર.

નિયમિત સમયે નહી નિકળતાં કેટલાંક ચોપાનિયાના તંત્રીઓને હવેથી ચોપાનિયું બંધ કર્યું છે માટે તેમણે તેમના ચોપાનિયા મોકલવાની તસ્દી નહીં.

તંત્રિનીવતી,
વિ. પ્ર.

आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. પોષ, સંવત ૧૯૩૮. અંક ૩ જો

## ॥ यतोधर्मस्ततोजयः ॥

॥ श्लोकः ॥

रेरेचातकसावधानमनसामित्रक्षणंश्रूयता ।
मम्भोदाबहवोवसन्तिगगनेसर्वेपिनैतादृशाः ॥
वृष्टिभिरार्द्रयन्तिकेचिद्गर्जन्तिकेचिद्वृथा ।
यंयंपश्यसितस्यतस्यपुरतोमाब्रूहिदीनंवचः ॥१॥

भर्तृहरिनीतिशतकम् ॥

અર્થ—હે ચાતકપક્ષી ! હે મિત્ર ! જરા સાવધાન મન રાખીને સાંભળ. આ આકાશમાં ઘણાં વાદળાંઓ છે, પણ બધાં કંઈ સરખાં નથી. કેટલાંક વૃષ્ટિથી પૃથ્વીને પોચી કરે છે, અને કેટલાંક વગર ફોકટનાં ગાજે છે. માટે જેને જેને દેખ તેની બધાઓની પાસે દીનવાણી ન બોલ.

આ શ્લોક કવિએ અન્યોક્તિમાં ગરીબલોકોને કહી તેમને ઘણો સારો ઉપદેશ કર્યો છે. ગરીબલોકોને ચાતકપક્ષી લાગુ પાડીને કવિ કહે છે, કે, "હે ગરીબલોકો ! આ ક્ષણભંગુર સંસારમાં શ્રીમંતલોકો બહુ વસે છે." શ્રીમંતોને વાદળાંઓના સ્થળમાં મુકયા. "એ શ્રીમંતોમાંના કંઇ બધા સરખા સ્વભાવના હોતા નથી. કેટલાક લોભી હોય છે, અને કેટલાક ઉદાર હોય છે. ત્યારે એ સઘળા શ્રીમંતોની ઉદારતા અને લોભ જાણ્યાવગર તેઓની પાસે યાચના કરવી એમાં કાંઇ લાભ નથી, માટે જે ઉદાર હોય તેની પાસેજ યાચના કરો." આ ઉપરથી કવિએ એવું પણ દર્શાવ્યું કે શ્રીમંત થયાથી હમેશ ઉદારજ થાય એવો કંઇ સંભવ નથી, અને જ્યારે એની ઉદારતાનો સંભવ ન હોય ત્યારે યાચકની યાચના

પણ સફલ થવાનો સંભવ ક્યાંથી હોય? ત્યારે એટલો તો નિશ્ચય થયો કે ઉદાર શ્રીમંત હોય તેની પાસે યાચના કરવી.

સર્વથી હલકું કામ યાચનાનું કહેવાય છે. એક કવિ એક ઠેકાણે કહે છે, કે "યાચનાનું કામ એટલું તો હલકું છે, કે યાચકોને (જે ધંધો બ્રાહ્મણોજ ઘણુંકરીને કરે છે) પવન પણ પોતાની સાથે લઇ જવા ઇચ્છતા નથી. પવન પોતાની સાથે તૃણને લઇ જવા કબુલ કરશે પણ બ્રાહ્મણને નહિં લઇ જાય. વાયુ પણ ભીતિ રાખે છે કે રખેને મારી પાસે કઇ માગે." આ તો મોટી પીડા થઇ. હવે કરવું શું? યાચકો બીચારા દુઃખ ખમવા માંડશે, સુખની આશા ઉડી ગઇ. પણ શાન્ત થાઓ. હજી સુખનું ઠેકાણું છે. એક કવિ યાચકોને એક મોટું સુખનું ઠેકાણું દેખાડે છે. તે કવિ વદે છે કે,—

गंगातरंगकणशीकरशीतलानि ।
विद्याधराध्युषितचारुशिलातलानि ॥
स्थानानिकिंहिमवतःप्रलयंगतानि ।
यत्सावमानपरपिंडरतोमनुष्यः ॥१॥

અર્થ.—શું ગંગાનદીના મોજાનાં છાંટાના ઝીણા ઝીણા કણથી શીતળ થઇ રહેલાં, અને વિદ્યાધર આદિથી વસાયેલાં, શિલાઓ જેમાં ઢળાએલી છે એવાં, હીમાલય પર્વતની અંદર રહેલાં સ્થાનોનો નાશ થઇ ગયો, કે પુરૂષો બીજાના અન્નઉપર આશા રાખી પડ્યા રહે છે?

ખરેખર! જ્યારે એમજ હમણાં જણાય છે કે યાચના એ ઘણી હલકી વૃત્તિ છે ત્યારે આ ઉપદેશ બહુ કામનો છે. જ્યાંસુધી પોતાના શરીરના અવયવો બરાબર ચાલતા હોય ત્યાસુધી યાચના કરવી નહીં. જ્યારે પોતાના અવયવો ક્રીયા કરતા બંધ થાય ત્યારે પ્રાચીનકાળના મુનિઓની પેઠે કોઇઉપર આધાર ન રાખતાં આત્મજ્ઞાનાર્થે વનવાસ કરી ત્યાં જે મળે તે અથવા ફળ ફુલઉપર આધાર રાખી આત્મજ્ઞાનનો વિચાર કરવો. કદાચિત્ ઇશ્વર ઇચ્છાથી

ત્યાં પણ ઉદર પોષણાર્થે કંઇ ન મળ્યું તો પછી કોઇ પાસે યાચના કરવી. યાચના કરવામાં પણ વિચાર રાખી પ્રથમ શ્લોકમાં કહ્યા પ્રમાણે ઉદાર શ્રીમંત પાસે કરવી. આવી રીતે અનુભવ પામેલા વિદ્વાન્ પુરૂષો કહે છે.

## सज्जनोनां जेरववां.

(अनुष्टुप.)

तुच्छ वातोय मूर्खोने, जीभने होय टेरवे ।
गमे तेवी हशे वात, मोटा माणस जेरवे ॥
सर्वनुं साभळी काने, मनमा ठीक ठेरवे ।
तेमाथी तुच्छ लागे ते, मोटा माणस जेरवे ॥
विचारी वात बोलाणी, ते कदी नहि फेरवे ।
एथी जो आफतो आवे, मोटा माणस जेरवे ॥
संपत्ति समये शाणा, न जरा मदने श्रवे ।
महाभारत दुःखोने, मोटा माणस जेरवे ॥
कानकेरा खरे कीडा, एवुं लुच्चा सदा लवे ।
तथापि धैर्य राखीने, मोटा माणस जेरवे ॥
उपकार करे आप, सर्वनुं शुभ चिंतवे ।
अन्यना अपराधोने, मोटा माणस जेरवे ॥
बीजाना गुण विस्तारे, पृथ्वीना खंडमा नवे ।
दूषणो होय जो तोय, मोटा माणस जेरवे ॥
छेवटे स्नेह थावाने, जेम माखणने तवे ।
तेम आपत्तिनो ताप, मोटा माणस जेरवे ॥
पेटमा न उतारे ने, न लावे जीभ टेरवे ।
शेर मादेवनी पेठे, मोटा माणस जेरवे ॥
न जेरवाय जे तेवुं, मोटा माणस जेरवे ।
सदा सुखी गणुं तेने, यावज्जीवित, आभवे ॥

# विदुरनीति.

(સાંધણ પાને ૨૯ થી.)

चलचित्तमनात्मानमिंद्रियाणांवशानुगम् ।
अर्थाःसमभिवर्तन्तेहंसाःशुष्कंसरोयथा ॥४०॥

જેનું ચિત્ત ચળી ગયું છે અને પોતાને બરાબર જાણતો નથી અને જે ઇંદ્રિયોને વશ થઇ રહ્યોછે એવા પુરૂષની પાસે લક્ષ્મી માત્ર રહેછેજ છે. જેમ સુકાઇ ગયેલા સરોવર પાસે હંસ રહે છે તેમ.

અર્થાત્, જેમ સુકાઈ ગયેલા તળાવ પાસે હંસ રહે છે પણ તે કંઇ તેઓના કામમાં આવતું નથી; તેમ ઉપર કહેલા પુરૂષો પાસે લક્ષ્મી રહે છે પણ તે તેઓનો ઉપયોગ કરી શકતા નથી.

अकस्मादेवकुप्यंतिप्रसीदत्यनिमित्ततः ।
शीलमेतदसाधूनामभ्रंपारिप्लवंयथा ॥४१॥

અર્થ.—કુદકા મારતાં વાદળાંની પેઠે જે માણસ એકાએક કોપાયમાન થઇ જાય છે અને વળી વગર કારણે એકાએક આનંદમાં આવી જાય છે તે મૂર્ખના જેવા લક્ષણવાળો કહેવાય છે.

सुकृताश्चकृतार्थाश्चमित्राणांनभवंतिये ।
तान्मृतानपिक्रव्यादाःकृतघ्नान्नोपभुंजते ॥४२॥

મિત્રોવિષે બોલતાં વિદુરજી કહે છે કે—

જે મિત્રોનું શુભ કામ કરતા નથી અને જે મિત્રોને કૃતાર્થ કરતા નથી તેવા કૃતઘ્ની પુરૂષોને મુઆ પછી ગીધ આદિ પક્ષીઓ પણ ખાતા નથી. અર્થાત્ તેઓ એટલા તો હલકાછે કે ગીધપક્ષી, જેનો માંસ ખાવાનો સ્વભાવ છે તે પણ તેને અડકતા નથી તો બીજા તે કોણ અડકે?

अर्चयेदेवमित्राणि सतिवाऽसतिवाधने ।
नानर्थयन्प्रजानाति मित्राणांसारफल्गुताम् ॥४३॥

સજ્જન શ્રીમંત હોય અથવા ગરીબ હોય તથાપિ મિત્રની

પુજા કરે. અને જે પ્રાર્થનાશૂન્ય છે તે મિત્રોના સારાદિકને જાણતા નથી. અર્થાત્ જે પોતાના સ્વાર્થ માટે મિત્રો કરે છે તે સત્પુરૂષ કહેવાતા નથી.

संतापाद्भ्रश्यतेरूपं संतापाद्भ्रश्यतेबलं ।
संतापाद्भ्रश्यतेज्ञानं संतापाद्व्याधिमृच्छति ॥४४॥

સંતાપથી રૂપ નાશ પામે છે, સંતાપથી બલ નાશ પામે છે, સંતાપથી જ્ઞાન નાશ પામે છે અને સંતાપથી વ્યાધિ (રોગ) વધે છે. એટલાં વાનાં સંતાપથી (વહાલા પદાર્થના વિયોગથી થતા શોકથી) થાય છે.

अनवाप्यंचशोकेन शरीरंचोपतप्यते ।
अमित्राश्चप्रहृष्यंति मास्मशोकेमनःकृथाः ॥४५॥

ઇષ્ટ વસ્તુ કેવળ શોક કરવાથી મળતી નથી; ઉલટી શરીરને તપાવે છે, અને એથી જે પોતાના મિત્ર ન હોય (દ્વેષી હોય) તે રાજી થાયછે માટે શોક કરવામાં મનને લગાડવું નહીં. અર્થાત્ શોક ન કરવો.

पुनर्नरोम्रियतेजायतेच पुनर्नरोहीयतेवर्द्धतेच ।
पुनर्नरोयाचतिवाच्यतेच पुनर्नरःशोचतिशोच्यतेच ॥४६॥

વળી માણસ વારંવાર જન્મે છે ને મરે છે, વારંવાર ઘટી જાય છે અને વધી જાય છે, વારંવાર પોતે માગે છે, અને નિંદાય છે, અને વારંવાર શોક કરે છે અને શોક કરાય છે.

सुखंचदुःखंचभवाभवौच लाभालाभौमरणंजीवितंच ।
पर्यायशःसर्वमेतेस्पृशंति तस्माद्धीरोनचहृष्येन्नशोचेत् ॥४७॥

સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, લાભ, હાનિ, મરવું, જીવવું, એ સઘળાં પછી કોઇ રૂપે અને કોઇ રૂપે પણ પુરૂષ માત્રને સ્પર્શ કરે છે; (થયા કરે છે) માટે જે ધીર પુરૂષ હોય તેણે રાજી પણ ન થવું અને ખેદ પણ ન કરવો.

चलानिहीमानिषडिंद्रियाणि तेषांयद्यद्वर्द्ततेयत्रयत्र ।
ततस्ततःस्रवतेबुद्धिरस्य छिद्रोदकुंभादिवनित्यमंभः ॥४८॥

એક મન તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, અને ઘ્રાણ એ છ ઇંદ્રિયો અતિ ચંચળ છે. તેમાંથી જે જે ઇંદ્રિયો જે જે ઠેકાણે દોડે છે, તે તે વિષયોના સેવનથી પુરૂષની બુદ્ધિ, કાણાંવાળા પાણીના ગોળામાંથી જેમ પાણી નિરંતર ઝવી જાય છે તેમ ભ્રષ્ટ થાતી જાય છે. અર્થાત્ ઇંદ્રિયોને વશ રાખવી.

धृतराष्ट्र उवाच.

तनुरुद्धःशिखीराजा मिथ्योपचरितोमया ।
मंदानाममपुत्राणां युद्धेनांतंकरिष्यति ॥४९॥

લાકડાંરૂપ શરીરમાં રૂંધાઇ રહેલા અગ્નિ સરખા સૂક્ષ્મ ધર્મથી રૂંધાઇ રહેલા રાજા, તેની સાથે ખોટી (ન ઘટે તેવી) રીતે મેં વર્તણુંક ચલાવી છે માટે હવે તે, મંદ બુદ્ધિવાળા મારા પુત્રોના યુદ્ધથી નાશ કરશે.

नित्योद्विग्नमिदंसर्वं नित्योद्विग्नमिदंमनः ।
यत्तत्पदमनुद्विग्नं तन्मेवदमहामते ॥५०॥

તેથી મુને નિરંતર ઉદ્વેગવાળું આ સર્વે જગત્ લાગે છે, અને નિરંતર ઉદ્વેગવાળુ આ મારૂં મન થઇ ગયું છે. માટે હે મોટી બુદ્ધિવાળા જે ઉદ્વેગવિનાનું (અભય ને અચળ) એવું તત્પદ હોય તે તત્પદ મને કહી બતાવો. અર્થાત્ અભય અને અચળ એવું બ્રહ્મસ્વરૂપ બતાવો.

विदुर उवाच.

नान्यत्रविद्यातपसोर्नान्यत्रेंद्रियनिग्रहात् ।
नान्यत्रलोभसंत्यागाच्छांतिंपश्यामितेऽनघ ॥५१॥

વિદ્યા અને તપ (સ્વધર્મના આચરણ) વિના ક્યાંઇથી તમને શાંતિ થાય, ઇંદ્રિયોને વશ કર્યાવિના ક્યાંઇથી તમને શાંતિ થાય અને લોભનો ત્યાગ કર્યાવિના ક્યાંઇથી તમને શાંતિ થાય એમ હું દેખતો નથી. અર્થાત્ તમે લોભનો ત્યાગ નથી કર્યો તેથી શાંતિ (કલ્યાણ) નહિ થવાથી અભય અને અચળ એવું જે તત્પદ (બ્રહ્મ) તેને પામવા યોગ્ય નથી.

बुध्याभयंप्रणुदाति तपसाविंदतेमहत् ।
गुरुशुश्रूषयाज्ञानं शांतिंयोगेनविंदति ॥९२॥

વિચક્ષણ પુરૂષ બુદ્ધિવડે ભયને મટાડે છે. (બ્રહ્મજ્ઞાનથી સંસારના
ને ટાળે છે) તપવડે મોટી વસ્તુ (સારો ગુરૂ અને શાસ્ત્રાદિ)
ળવે છે. ગુરૂ સેવાથી જ્ઞાન મેળવે છે અને યોગથી સર્વ ચિત્ત-
ત્તેના રોધથી) શાંતિને મેળવે છે. એ પ્રમાણે શાંતિ થવાનો અને
 મટવાનો ઉપાય છે.

अनाश्रितादानपुण्यं वेदपुण्यमनाश्रिता: ।
रागद्वेषविनिर्मुक्ता विचरंतीहमोक्षिणः ॥९३॥

દાનના પુણ્યનો આશ્રય નહિ કરનારા, વેદના પુણ્યનો આશ્રય
હે કરનારા રાગદ્વેષથી મુકાઈ ગયેલા મોક્ષની ઇચ્છાવાળા વિચરે છે.
અર્થાત્ જેને શાંતિ થઇ છે તે પુરૂષ દાનનું ફળ સ્વર્ગાદિક તેનો
ચ્છ લાગવાથી) આશ્રય કરતા નથી, વેદનાં ફળનો આશ્રય કરતા
ી, અને રાગદ્વેષ મેલી દઇને મોક્ષની ઇચ્છાથી વિચર્યા કરે છે.
જાની કશાની ઇચ્છા રાખતા નથી.

स्वधीतस्यसुयुद्धस्य सुकृतस्यचकर्मणः ।
तपसःश्वसुतप्तस्य तस्यांतेसुखमेधते ॥९४॥

સારૂ ભણવુ, સારૂં યુદ્ધ, સારૂં કામ, અત્યંત તપેલું તપ, એ સ-
ાં કાર્યનો જ્યારે અંત આવે ત્યારે તે સુખને પામે છે. (આનંદને
ળવે છે).
જગત્નાં કારણરૂપ બ્રહ્મનાં દર્શનથી સર્વ કર્મનો નાશ થવાથી
:કારણ શુદ્ધ બ્રહ્મને પામે છે એમ અહી જણાવ્યુ.

स्वास्तीर्णांनिशयनानिप्रपन्ना नवैभिन्नाजातुनिद्रालभते ।
नस्त्रीपुराजनरतिमाप्नुवंति नमागधैःस्तूयमानानसूतैः ॥९५॥

જે ભેદ દૃષ્ટિવાળા છે તે સારાં બીછાવેલા પલંગોપર પડ્યા હોય
પણ, અને સુત અને માગધો (સ્તુતિ કરનારા) સ્તુતિ કરતા હોય
પણ, તેને કોઇ દિવસ પણ ઉંઘ આવતી નથી; અને સ્ત્રીયોમાં

પણ તેને પ્રીતિ ઉત્પન્ન થતી નથી. તેમજ જે પોતાની જ્ઞાતિમાં પરસ્પર ભેદ કરનારા છે તેઓ પણ સારા પાથરેલા પલંગમાં સુતા હોય તોપણ, અને સુત અને માગધલોક સ્તુતિ કરતા હોય તોપણ, કોઇ દિવસ ઉંઘતા નથી, અને સ્ત્રીયોમાં પ્રીતિ પામતા નથી. એવા તે ભયવાળા અને ચિંતાવાળા હોય છે.

नवैभिन्नाजातुचरंतिधर्मं नवैसुखंप्राप्नुवंतीहभिन्नाः।
नवैभिन्नागौरवंप्राप्नुवंति नवैभिन्नाःप्रशमंरोचयंति ॥९६॥

જેઓ ભેદ દૃષ્ટિવાળા (દ્વૈત દૃષ્ટિવાળા) હોય છે તે કોઇ દિવસ ધર્મનું કે ન્યાયનું આચરણ કરતા નથી, જેઓ ભેદ દૃષ્ટિવાળા છે તેઓ આ લોકમાં પણ કોઇ દિવસ સુખ પામતા નથી, જેઓ ભેદ દૃષ્ટિવાળા છે તેઓ મોટાઇ પામતા નથી, અને જેઓ ભેદ દૃષ્ટિવાળા છે તેઓ ક્રોધને રાજી કરે છે એટલે તેઓને ક્રોધ આવ્યા વગર રહેતા નથી તેથી લોહી બળી જાય છે. તેવીજ રીતે જેઓ જ્ઞાતિમાં પરસ્પર ભેદ કરનારા છે તેઓ પણ ધર્મને કે ન્યાયને અનુસરી ચાલતા નથી, આ લોકમાં પણ સુખ પામતા નથી, મોટાઇને પામતા નથી, અને ક્રોધને રાજી કરે છે એટલે નિરંતર રીસ [illegible]વ્યાજ કરે છે.

नवैतेषांस्वदतेपथ्यमुक्तं योगक्षेमंकल्पतेनैवतेषां।
भिन्नानांवैमनुजेंद्रपरायणं नविद्यतेकिंचिदन्यद्विनाशात् ॥९७॥

જે ભેદ દૃષ્ટિવાળા છે તેઓને સાચું કલ્યાણકારક કહ્યું હોય તો [illegible]મતું નથી, યોગ (કોઇ દિવસ ન મળ્યું હોય તેનું મળવું) અને [illegible]મ (એ મળેલાનું રક્ષણ કરવું) તે એયવાના તેને ઘટતાં નથી [illegible]માં હોતાં નથી) અને હે રાજા ! તેઓને નાશવગર બીજી કાંઇ [illegible]ત નથી. તેવીજ રીતે જેઓ જ્ઞાતિમાં ભેદ કરનારા (દુર્યોધનાદિકની [illegible] કુલેશ અને વેર કરનારા) છે તેમને તેમના હિતનું વચન કહ્યું [illegible]તે ગમતું નથી, અલભ્ય લાભ મેળવવો ને મળેલાનું રક્ષણ [illegible] તેમાં તે યોગ્ય થતા નથી અને છેવટ નાશ થવાવિના બીજી [illegible] કોઇ ગતિ નથી, છેવટ નાશને આધીન થવું પડે છે. (અપૂર્ણ.)

# सुज्ञने बे बोल.

(સાંધણ પાને ૩૨ થી.)

મનુષ્ય સ્થિતિને પોચાતું નથી એટલુંજ નહિ પણ ભવસાગરમાં જન્મમરણરૂપ મહાસંકટો અને અનેક જાતિયોનાં પ્રાણીયો જેવાં કે અંડજ ઉદ્‌ભિજ, સ્વેદજ, એઓના શરીરસંબંધી પીડાઓનો અનુભવ કરી મહાદુઃખ ભોગવવું પડે છે. ખેતરમાં તલ વાવવાથી તલજ પાકે છે, ઘઉં વાવવાથી ઘઉંજ પાકે છે અને ચોખા વાવવાથી ચોખાજ પાકે છે. વાવ્યું હોય કાંઇ અને ઉગે કાંઇ એમ થતુંજ નથી. આ નિયમપ્રમાણે આ મનુષ્યદેહથી જે કાંઇ કર્મ કરવાં તે એક જાતિનુ પાછાં તેનાં ફળ ભોગવવાનું વાવણું છે. જેવાં વૃક્ષ વવાય તેવાંજ ફળ મળે એ નિશ્ચય જાણવુ. અંતઃકરણ નિર્મળ રાખવા નિષ્કામપણે કરેલાં કર્મનું ફળ ભોગવવું પડતુ નથી, એ દશાને પોચવું એ ઘણું કઠણ છે. કામ ક્રોધાદિકના દાસને એ વાત સ્વપ્નમાં પણ દુર્લભ સમજવી. જેઓ તેવા થવાના અધિકારી હોય છે તે કામને કાપી નાંખે છે, ક્રોધને ઠકેલી મેલે છે, લોભને ભારી મેલે છે, મોહને હરાવી નાખે છે, મદને દમી નાખે છે, અને મત્સરને નિર્મૂળ કરે છે. તમારે પણ એ માર્ગ ગ્રહણ કરવો જોઇએ. કામ ક્રોધાદિક સાવ નાશ નથી થતા એ વાત એક પક્ષે અંગીકાર કરવી પડે તેવી છે, પણ તેને યોગ્ય રીતે ઉપયોગમાં લેવા જોઇએ, એ તેમાં મોટી સમજણનું કામ છે. એમાં ઘણો સારો ભેદ સમાય છે, કોણ જાણે શું થયું પણ કોઇ એવું અંતરપટ તમારા અંતઃકરણ ઉપર આવી ગયું છે કે ઉપલી વાત તમારા અંતઃકરણમાં ઉતરીજ નથી. કલ્યાણ કરે એવી સમજણ ઓછી છતાં તમારામાંના કેટલાએક મહાદાંભિકપણું પામી જાય છે અને કેટલાક અભિમાનનાં પૂતળાં થઇ જાય છે. ભાઇઓ ! અભિમાન શાનું ? અને કોને માટે આણવું એતો વિચારો. એક મહાકવિ બોધ કરે છે કે,—

'मा कुरु धनजनयौवनगर्वं, हरति निमेषात्कालः सर्वं' ।

(અરે ભાઇ, ધનનો, માણસોનો, જુવાનીનો તું ગર્વ કરીશ નહિ; કેમકે કાળ એ સર્વનો ક્ષણમાત્રમાં નાશ કરી નાંખે છે.)

આ સત્ય સિદ્ધાંતનો અનુભવ જાતે પ્રતિક્ષણે થયો છે, થાય છે (અને થશે પણ) પરંતુ એને સાધારણ સમજી અથવા સમજ્યા છતાં સ્મશાનજ્ઞાનની પેઠે પલવાર પણ હૃદયમાં રહ્યો ના રહ્યો કે પરહરી દેવામાં આવે છે, એ પોતાની મેળે પોતાનું અહિત કરાય છે. આખી દુનિયાં અનુભવ ઉપરથી જ્ઞાન મેળવી અસાર ત્યાગી દઇ સારને ગ્રહણ કરે છે, એ દુનિયાંમાં જો તમે આવી જતા હો તો તમે પણ તેમ કરવાને યોગ્ય છો. આ ઉપરથી આછા લાગતાં દેહને માટે જો અભિમાન ધરાવતા હો તો વિચારો કે તેમાં અભિમાન રાખી શકાય એવો કયો ઉત્તમ અમૂલ્ય પવિત્ર પદાર્થ ઇશ્વરી છાયાવાળો છે? જ્યાં જોશો ત્યાં હાડકાં, ચાંમડાં અને લોહીવિના કશુંએ દેખાશે નહિ. ઉપરથી સુશોભિત ચામડું જો શરીરઉપર ન રચાયેલું હોત તો તે એટલું તો બીભત્સ જણાત કે સીમા. આવા આ અપવિત્ર પદાર્થોના સમુદાયવાળા દેહમાં અભિમાન રાખવું વૃથા છે. ધનનું અભિમાન ધરાવતા હો તો તે કોઇને પણ સાથે જતું નથી. જેટલી જગ્યામાં જ્યાં સુધી સુવાય અને જ્યાં સુધી જેટલું અન્ન ખવાય તેટલુંજ આપણું છે. બાકીનું જે કાંઇ વિશેષ હોય તે સઘળું આપણું નથી. વિદ્યાનું અભિમાન ધરાવતા હો તો તેપણ કોઇને સાથે જતી નથી. વળી વિદ્યા સંપાદન કર્યા પછી અભિમાન આવે એ વિદ્યાને પણ કલંક લગાડનારૂં છે. વિદ્યાથી વિનયજ આવવો જોઇએ તેમછતાં વિદ્યાથી અવિનય ઉત્પન્ન થાય એ અતિ ખેદકારક અને અવિદ્યાનું મૂળછે. તમારામાંના કેટલાક આંખ્યો છતાં પણ પૂર્ણ દેખતા જણાતા નથી એ અવિદ્યારૂપ થઇ ગયેલી વિદ્યાથીજ. જો સારૂ કરવાની અને થવાની ઇચ્છા હોય તો સારી વિદ્યા શીખ્યા હોઇએ તેનો સારો ઉપયોગ કરવો. સારી વિદ્યાના સારા [illegible]લા ઉપયોગથી જે પુણ્ય થાય છે, તે પરિણામે પરમ સહાયરૂપ છે. [illegible]વાર નિદ્રામાં પડેલા માણસને માથે ગમે તેટલું દુઃખ આવી પડ-

વાનું હોય અથવા ગમે તેટલું કોઇ અનિષ્ટ બોલતું કરતું હોય તોપણ નિદ્રાના આવરણથી તેને કંઇ પણ જ્ઞાન થતું નથી. તેમજ અજ્ઞાન કે અવિદ્યાના નિશામાં ચકચૂર થયેલા તમારામાંના કેટલાએક આપણું શું અનિષ્ટ થાયછે, અને આપણીકઇ સ્થિતિ છે!! તે જાણતા નથી. માણસ અનેક આશાથી ધન સંઘરે છે ત્યારે પૃથ્વી હસે છે; કેમકે એ ધન સંઘરનારને સ્વાધીન રેહેવું એવો નિશ્ચય રેહેતો નથી. જ્યાં દાટેલું હોય ત્યાંથી જેના નસીબનું હોય તેને મળે છે. જે વખતે અરિસામાં મોઢું જોઇ અભિમાન કે મગરૂબી આણે છે તે વખતે કાળ હસે છે; કેમકે તે મગરૂબી લાવનાર પોતાનાં આયુષ્યનાં પ્રમાણને કે ભાવિને જાણતો નથી. પ્રતિક્ષણે અમુલ્ય આયુષ્ય અજાણતાં જતું રેહે છે તેની જાણ જ્યારે ન પડે ત્યારે કાળ કેમ ન હસે? એનો સારાંશ માત્ર એજ કે ધન અને કાળને સારા ઉપયોગમાં લેવાં કેમકે તેની યોગ્યતા તેમ કરવાથીજ થાય છે. આવા ઉત્તમોત્તમ મનુષ્યના અવતારમાં જ્યારે તમારાથી તેવું કાંઇ ન થયું અને ધનમદ, જનમદ અને યૌવન આદીના મદમાં મરજીમાં આવે તેમ વર્તીને આયુષ્ય નિષ્ફળ જવા દીધું ત્યારે તે મનુષ્યાવતાર વૃથા થયો. મનુષ્યનું એજ કાર્ય છે કે પોતાનો અવતાર વૃથા જવા દેવો નહિ. કદી તમોને સુંદર સુગંધી સાબુથી શરીર સાફ કરવામાં, કે નાનાપ્રકારનાં સુંદર શ્વેતવસ્ત્ર ધારણ કરવામાં, કે વાળાના વિંજણાના પ્રતિદિવસ પવન લેવામાં, કે ગાદી તકીયે પડ્યા રેહેવામાં શરીરની સાફલ્યતા સિદ્ધ થઇ જણાઇ અભિમાન આવતું હોય તો એમાં અમે કંઇ અભિમાન આણવા જેવું દેખતા નથી; કેમકે એ સુંગધી સાબુથી સાફ કરવાનું, સુંદર શ્વેતવસ્ત્ર ધારણ કરવાનું, વાળાના વિંજણાના પવન લેવાનું, અને ગાદી તકીયે પડ્યા રેહેવાનું તો પ્રાણ (ગુમરાં)ને પણ હોય છે ત્યારે માણસને હોય એમાં શું? પણ યોગ્યતા તો ત્યારે દેહેવાય કે જ્યારે પોતાનું કલ્યાણકારક સાધન સંપાદન કરી સદાચારની સડકે ચાલ્યા જતાં ઇશ્વરસ્વરૂપ ઓળખવું અને સર્વની ઉપર દયા દૃષ્ટિ રાખવી. એમ ન થયું તો એમજ સમજવું

જોઇએ કે ત્રણ કરતાં પણ તમે હલકા છો. મનુષ્યમાત્રને માથે જન્મતાવેંત ત્રણ જાતિનાં ઋણ કહેવાય છે. એ ત્રણે ઋણ ઉતરી જવાનું સાધન આ શરીર છે. એ સાધન પ્રાપ્ત થયા છતાં તે ઉપર તમે લક્ષ નહિ આપો તો એપણ કંઇ નાની ભૂલ નથી. 'આજ નહિ પણ કાલ કરશું' એમ વિચારીને વખતની વાટ જોતા હો તોપણ અઘટિત છે, કેમકે એક પલ પછી આપણી કેવી સ્થિતિ હશે, તેનો નિશ્ચય બાંધી બેસીયે તે પ્રમાણે પરિણામ ઉતરવું આપણા સ્વાધીનમાં નથી. કોઇ કહે છે કે 'ग्रहीतइवकेशेषुमृत्युनाधर्ममाचरेत्' (મૃત્યયે જાણે આપણી શીખા પકડી રાખી હોય એવી બીકથી ધર્મસંબંધી આચરણ કરવું) એ વાત યોગ્ય છે. સારા કામ જેમ બને તેમ ત્વરાથી કરી લેવાં જોઇએ. તમે સદાચરણી થઈ, અને સારા કામ કરી, નિર્મળ અંત:કરણવાળા, નિરભિમાની, પરોપકારી, સુવિચારી થઇ તમારી પ્રજાને પણ તેવી કરશો તો સમજજો કે તમારો, તમારા દેશનો અને તમારી પ્રજાનો ઉત્તમોત્તમ ઉદય પાસે આવીને ઉભેલોજ છે. તમે સમજુ અને ડાહ્યા છો એમ જાણીને બે બોલ બોલવામાં આવ્યા છે તો અમારી ધારણા પૂર્ણ કરવા માટે, કે તમારા, તમારા દેશના, કે તમારી પ્રજાના ભલાને માટે તે ઉપર પૂર્ણ લક્ષ દઇ, જેમ સજ્જનોના મતથી, શાસ્ત્ર પ્રમાણથી, લોકની રૂઢીથી અને શરીરને અનુકૂલ તથા અધિકારને અનુકૂળ યોગ્ય લાગે તેમ કરવા આ ઘડિયેથીજ નિયમ લ્યો.

---

## आर्यशास्त्रविषे केटलाक विचार.

(સાંધણ પાને ૪૬ થી.)

જેમ ઔષધ પીધાવિના કેવળ ઔષધ એ શબ્દથી રોગ જતો નથી; તેમ અપરોક્ષ અનુભવવિના કેવળ બ્રહ્મ શબ્દથી મુક્ત થવાતું નથી.

શત્રુનો સંહાર કર્યાવિના, અને સર્વે ભૂમિની શ્રી પામ્યાવિના, હું રાજા છું એવા શબ્દથી જેમ કોઇ રાજા થઇ શકવા યોગ્ય નથી.

(તેમ રાગદ્વેષાદિ રિપુને જીત્યાવિના અને વિવેક વિરાગાદિ જ્ઞાનની સમૃદ્ધિ સંપાદન કર્યાવિના માત્ર 'અહંબ્રહ્માસ્મિ' કહ્યાથી બ્રહ્મમાં એકતા પામવા યોગ્ય કોઇ કદિ થતું નથી.)

પ્રારબ્ધયોગે જ્યાંસુધી આયુષ્ય હોય ત્યાંસુધી મહાપુરૂષોનાં શરીર રહે છે, અને તેનો પરમેરિતવત્ વ્યવહાર ચાલે છે, પરંતુ તેઓ સાવધાન થતાં, તેમની વૃત્તિ બ્રહ્મમાંજ મગ્ન થઇ રહે છે.

*વિવેકચૂડામણિમાં વદે છે કેઃ—*

विलक्षणं यथा ध्वान्तं । लीयते भानुतेजसि ॥
तथैव सकलं दृश्यं । ब्रह्मणि प्रविलीयते ॥५६७॥

સૂર્યના પ્રકાશમાં જેમ વિલક્ષણ અંધકાર નાશ પામે છે તેમજ બ્રહ્મમાં આ સર્વ દેખાતા જડ પદાર્થો અત્યંત નાશ પામે છે, એમ જ્ઞાનીની દૃષ્ટિ થાય છે.

જે મહાત્માઓ જીવતાંજ બ્રહ્મજ્ઞાનનું યથાર્થ સુખ ભોગવે છે તે જીવન્મુક્ત કહેવાય છે. તેમનાં લક્ષણ વિવેકચૂડામણિકારે એવાં કહ્યાં છે કેઃ—

वर्तमानेऽपि देहेऽस्मिन् । छायावदनुवर्तिनि ॥
अहंता ममताऽभावो । जीवन्मुक्तस्य लक्षणं ॥४३४॥
अतीताऽननुसन्धानं । भविष्यदविचारणं ॥
औदासीन्यमपिप्राप्तं । जीवन्मुक्तस्यलक्षणं ॥४३५॥
ब्रह्मानंदरसस्वादा- । सक्तचित्ततयाप्तेः ॥
अन्तर्बहिरविज्ञान । जीवन्मुक्तस्यलक्षणं ॥४३८॥

છાયાની પેઠે સાથે રહેતું જે આ વર્ત્તમાન શરીર, તેમાં જીવન્મુક્તને અહંતા અને મમતાનો અભાવ હોય છે.

જે ભૂતકાળમાં ગયું તેવિષે તો કંઇ સંભારતાજ નથી, અને જે ભવિષ્યકાળમાં થવાનું તેવિષે વિચાર નથી કરતા, અને જે વર્ત્તમાનકાળમાં પ્રાપ્ત થયું તેવિષે ઉદાસીનતા રાખે છે, એવું જીવન્મુક્તનું લક્ષણ છે.

બ્રહ્માનંદના રસના સ્વાદમાં આસક્ત ચિત્તને લીધે અન્તર્ કે બ-

હારનું બીજું કંઇ યતિ જાણતા નથી. અર્થાત્ તેઓની વૃત્તિ અનુપમ બ્રહ્માનંદમાંજ રમમાણ થઇ રેહે છે.

આત્મવિદ્યાના પ્રસિદ્ધ ફળવિષે તેજ ગ્રંથમાં એમ કહ્યું છે કેઃ—

निवृत्तिः परमा तृप्तिरानंदोनुपमःस्वतः ॥
दृष्टदुःखेष्वनुद्वेगो विद्यायाःप्रस्तुतं फलं ॥४२३॥

નિવૃત્તિ અને પરમ તૃપ્તિ, અનુપમ આનંદ પોતેજ, અને દૃષ્ટ દુઃખોમાં ઉદ્વેગ ન થાય, એ આત્મજ્ઞાનનું બહુ વખણાયલું ફળ છે.

બ્રહ્માકાર વૃત્તિમાંથી એવા જીવન્મુક્ત મુનિ યોગીનું ઉત્થાન થાય છે ત્યારે પણ તેમના વ્યવહાર અતિશુદ્ધ હોય છે. શંકર વદે છે, કે, જ્ઞાનીને નિન્દિત કર્મનો અસંભવ છે.

यत्कृतं भ्रांतिवेलायां नानाकर्म जुगुप्सितं॥
पश्चान्नरो विवेकेन तत्कथं कर्तुमर्हति॥४२४॥ वि. चू.

ભ્રાન્તિકાળમાં જે નાનાપ્રકારનાં નિન્દિત કર્મ કરયાં હોય, તેવાં કર્મ કરવા, વિવેક થયા પછી, મનુષ્ય કેમ યોગ્ય થાય? નજ થાય.

જ્ઞાનિયો એમ નિષેધ કર્મ નથીજ કરતાં એટલુંજ નથી, પણ તેઓ પાછા કર્મફળનો ત્યાગ રાખી, નિષ્કામ થઈ, પરોપકારનાં અનેક કર્મો કરયાં જાય છે. અને તેમ કરવુંજ જોઇયે એમ શ્રીકૃષ્ણ ભગવાન્‌ની આજ્ઞા છે. ગીતાના અરાઢમાં અધ્યાયમાં તેઓ આજ્ઞા કરે છે કેઃ—

एतान्यपि तु कर्माणि । संगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ । निश्चितं मतमुत्तमं ॥६॥

હે અર્જુન! સંગનો અને ફળનો ત્યાગ કરીને, એ સર્વ કર્મ પણ કરવા યોગ્ય છે, એવું મારૂં નિશ્ચિત ઉત્તમ મત છે. કારણ કેઃ—

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
यस्तु कर्मफलत्यागी सत्यागीत्यभिधीयते ॥११॥

દેહધારણ કરનારે સર્વ કર્મનો ત્યાગ કરવો એ અશક્ય છે. માટે કર્મના ફળનો ત્યાગ કરે છે તેજ ત્યાગી કેહેવાય છે. એનું નામજ સન્યાસ છે.

વેદાન્તશાસ્ત્રનો મુખ્ય ઉદ્દેશ કર્મનો ત્યાગ કરાવવામાં નથી, પરંતુ આપણામા આનંદ ભાગનુ તિરોધાન છે, તે તિરોધાનનો નાશ થઇ, સચ્ચિદાનંદનો આવિર્ભાવ, કેવળ જ્ઞાનથીજ થાય છે, એવું અનુભવાવવામા તેનુ તાત્પર્ય છે. એક વાર જેના હૃદયની ચિજ્જડ ગ્રથી છૂટી જઈ યથાર્થ અપરોક્ષજ્ઞાન જેને થયુ તે પછી, જનક, રામચદ્ર, વસિષ્ઠ, કૃષ્ણ, આદિ મહાત્માઓની પેઠે ગમે એવાં મહત્કાર્યો કરે પણ તેને પછી બાધ આવતા નથી. જેઓએ કર્મફળનો ત્યાગ કર્યો છે તે સદા ત્યાગી ગણાય છે.

ઉપદેશસહસ્ત્રીમા શંકર ભગવાન્ વદે છે કે—

क्षीरात्सर्पिर्यथोद्धृत्य क्षिप्तं तस्मिन्नपूर्ववत् ॥
बुध्यादेर्ज्ञस्तथाऽसत्यान्नदेही पूर्ववद्भवेत् ॥

જેમ દૂધમાથી રીતપ્રમાણે ક્રિયા કરી ઘી જૂદુ કાહાડ્યું અને પછી તેમાજ નાખ્યું તેથી તે આગળ જેવુ થતું નથી. (તેમા રહ્યા છતાં તેમાં ભળી જતું નથી) તેમ (યથાર્થ રીતે જ્ઞાનથી) બુદ્ધિ આદિનો જાણનાર અસત્યથી આગળની (અજ્ઞાનદશાની) પેઠે પાછો રહી યતો નથી. અર્થાત્ તે સત્કર્મો કરે છે તોપણ તે કર્મોમાં લેપાતો નથી.

સિદ્ધાન્ત તો ઉપરપ્રમાણે છે. પરંતુ એ મહાજ્ઞાન સપાદન કરનારાની સર્વની દૃઢતા અને શક્તિ સરખી નથી હોતી તેથી કેટલાક તે ઉત્તમ જ્ઞાનને પોતાની મલિનતાથી ઝાંખું કરી તેનો દુરુપયોગ કરે છે. તેવા વિપરીત ભયથી રક્ષણ થવા સારૂ કેટલાક યોગિયો, તે ઉત્તમ જ્ઞાન યોગ્ય અધિકારીવિના ફળદાતા થતુ નથી એમ માની, સંસારીને અધિકારી ગણતા નથી. વિરક્તનેજ જ્ઞાનના અધિકારી ગણે છે, અને અપરોક્ષજ્ઞાન સપાદન કરેથી તેરાજ અધિકારિયો મુક્તિ પામે છે એમ ગણે છે.

એમ અધિકારી અને જ્ઞાનીવિષે બે પક્ષ છે પચદશીકાર વિદ્યારણ્યસ્વામી જેવાનો એમ આશય છે કે—પ્રથમ જ્ઞાન થવુ એ અધિકારીવિના થતુ નથી. એ દુર્લભ સુખદ પ્રાપ્તિ, મહાપુણ્ય, અત્યન્ત

પ્રયાસ, અને વિશાળબુદ્ધિ હોય છે તોજ થાય છે. પણ જ્ઞાનસમકાળ મુક્તિ થાય છે. પછી અવશેષ પ્રારબ્ધ ભોગવતાં વ્યવહાર કરો, વા ન કરો અને વિરક્ત રહો. એ એમાંથી એકે ૯૯ અપરોક્ષને બાધ કર્તા નથી. શંકરાનંદ આદિ યોગીશ્વરોનો એમ આશય જણાય છે,—કે, જ્ઞાનીને પ્રવૃત્તિ કે વ્યવહાર ઘટતો નથી. તેણે તો નિવૃત્તિમાં રહી જીવનુમુક્તિના વિલક્ષણ અતિશય સુખમાંજ રેહવું યોગ્ય છે. ઇત્યાદિ.

બીજા પક્ષવાળા કેહે છે કે,—વિદ્યારણ્યસ્વામી પૂર્વાશ્રમમાં રાજ્યકાર્યભારી હતા. તે પૂર્વાનુરાગથી તેમનું મત એમ છે, પરંતુ તે સર્વને કલ્યાણકારી નથી. પ્રથમ પક્ષવાળા શંકરાનંદાદિવિષે પણ એમજ કારણ બતાવે છે કે,—તેઓ વિરક્ત હોવાને લીધે તમનો પ્રવાહ પૂર્ણ વિરકતતા અને સમાધિસુખ ભણી છે. પરંતુ જ્ઞાન થયા પછી દેહ અવશેષ પ્રારબ્ધ ભોગવે તેમાં લોકસંગ્રહણાર્થે સત્કર્મ કરી લોકોપકાર કરવો એ જ્ઞાનને બાધ કર્તા નથી.

'જે કોઇ મનુષ્ય કોટ્યાવધિ ધન કમાય એટલે તે ધનવાન્ તો કેહેવાયજ. પરંતુ તેનો ભોગ કરી સુખ ભોગવવું એ જૂદી વાત છે. તેમ ગમે તે અવસ્થામાં અને આશ્રમમાં જ્ઞાન થયું એટલે તે જ્ઞાનવાન્ કેહેવાય. પછી તે જ્ઞાનથી જીવનુમુક્તિનું સુખ ભોગવવું એ જૂદીજ વાત છે. તે યથાર્થ ભોગવાય તો ભાગ્ય પૂરૂં ગણાય પરંતુ તે કારણથી જ્ઞાન નથી એમ ન કેહેવાય.'

આ ઉપોદ્ઘાતની સમાપ્તિ કરતાં સૂચવવું જોઇયે કે આત્મજ્ઞાનનું એવું પરમ મહાત્મ્ય છે, કે તે પામનારના મહાન્ સુખનો અવધિ નથી. શ્રીકૃષ્ણ વદે છે કે:—यं लब्ध्वा चापरं लाभं । मन्यते नाधिकं ततः 'સચ્ચિદાનંદનું અપરોક્ષજ્ઞાન થતાં જે પરમ લાભ થાય છે તેના આગળ બીજો અધિક લાભ કોઇ છેજ નહિ.' એ સુખ એવું અકથનીય છે કે અન્તે,—શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ—થઈ વિરામ થાય છે. અને તે અનુભવનાર કૃતકૃત્ય થઇ, ધન્ય, ધન્ય, ધન્ય વાદને પાત્ર થાય છે. सुज्ञ गोकुलजी झाला तथा वेदांत.

# पांचाली चरित.

પ્રિય બેનો ! આ વાત તો આપની અજાણી નહિ હોય કે શ્રીકૃષ્ણની સોળહજાર એકસો ને આઠ સ્ત્રિયોમાં સત્યભામા અભિમાનના અવતાર જેવાં એક પ્રખ્યાત પટરાણી હતાં. તે પોતાના પ્રાણનાથ શ્રીકૃષ્ણ સાથે કુવેશ કર્યા કરતાં. એક દિવસ શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે "મેં ઘણી દેવકન્યાઓ, રાજકન્યાઓ અને નાગકન્યાઓ જોઇ છે પરંતુ કોઇ સત્યભામાની બરોબરી ધરાવે એવી અભિમાનવાળી સ્ત્રી જોઈ નથી. સ્વભાવથીજ એ અભિમાનવાળાં છે તેમાં વળી તેને નારદ જેવા મળી જાય છે ત્યારે તો અભિમાનનો, ક્રોધનો કે કુવેશનો તો પારજ રહેતો નથી. આગળ નારદજીએ તેને 'શ્રીકૃષ્ણે રૂક્મિણીને પારિજાતનું ફૂલ આપ્યું' એવું કહ્યું હતું તેથી એટલાં તો ક્રોધે ભરાયાં હતાં કે કાંઇ વાત નહિ. હજારો પ્રકારે સમજાવ્યાં પણ તે સમજ્યાંજ નહિ. જ્યારે પારિજાતનું ઝાડ તેના દરબારમાં લઇ આવી આપ્યું ત્યારે શાંત થયાં. હું તો કદિ એનો સ્વભાવ જાણું છું પરંતુ મારાં માતાપિતા, મોટા ભાઇ અને ભાભી આદિ બધુવર્ગ એનાં એવાં કડણ વચન કેમ સહન કરે ? એનાંજ વાક્યથી મારાં ભાભી રેવતી, મોટાભાઇ બળભદ્ર અને બેન સુભદ્રા પણ ઉદાસ હોય એમ લાગે છે. જ્યારે માતાપિતા, ભાઇ, ભોજાઈ અને બેન સંબંધિયો એનાજ કુવેશથી આવાં ઉદાસ થાય ત્યારે તે ગમે તેવા રૂપાળાં, ગુણવાળાં અને ઉતમ કુળવાળાં હોય પણ શા કામનાં ? એણે પોતાનો ધર્મ શો છે, તે સમજવું જોઇએ. કોઇ પણ સતી સ્રીના સંગવિના તે પોતાનો ધર્મ નહિ જાણે. હમણાં ખરાં સતી સ્રી તો એક દ્રૌપદી છે; ને તે જો તેને શીખામણ દેશે તો લાગશે ખરી. પણ સત્યભામાનો સ્વભાવ એવો તો હઠીલો છે, કે, હું દ્રૌપદી પાસે ચાલો એમ કહીશ તો તે જરૂર ના પાડશે; માટે સત્યભામાજ મુને દ્રૌપદી દેખાડો એમ કહે એવી હું યુક્તિ કરૂં."

આ વિચારથી શ્રીકૃષ્ણ જેમ નિદ્રા આવી હોય તેમ પોઢી ગયા.

સત્યભામા તે સમયે પંખો કરતાં હતાં. એટલામાં શ્રીકૃષ્ણ ભર-નિદ્રામાં બોલ્યા, કે 'અરે પાંચાલિ! તમે બાલક છતાં સર્વ સ્ત્રિયોને સ્ત્રીધર્મ શીખવવામાં ગુરૂરૂપ છો, સતીઓમાં મુખ્ય ગણવા યોગ્ય છો, ટુંકામાં સર્વ કુલીન્ સ્ત્રિયોના ગુણથી ભરેલાં છો. હાય હાય! તમને પણ આ સમયે વનમાં નિવાસ કરવો પડ્યો છે!! ધિક્કાર છે વિધાતાના વ્યાપારને!' આવું શ્રીકૃષ્ણનું બોલવું સાંભળી સત્યભામા બોલી ઉઠ્યાં, કે 'અરે પ્રાણનાથ! ઉંઘમાં પણ આપ કોનું ધ્યાન કરો છો? એવી કોણ ગુણવાળી સ્ત્રી છે કે જેને આપ જેવા પણ સારી રીતે સંભારો છો? એણે કઇ માતાથી અને કયા પિતાથી જન્મ ધર્યો છે અને એણે કયા રાજાને પાણિગૃહણ કરી સંસારનું સુખ સર્વસ્વ ભોગવનાર કર્યો છે, તે હું જાણવા ઇચ્છું છું.' શ્રીકૃષ્ણે કહ્યું કે 'સત્યભામા! હું ઉંઘમાં શું બોલ્યો તે એકદમ જાગી જવાથી યાદ રહ્યું નથી માટે હું જે બોલ્યો હોઉ તે તમે મુને કહો તો ધીરે ધીરે સંભારીને કહું' સત્યભામા બોલ્યાં, કે 'મહારાજ! આપ કાંઇ "પાંચાલી પાંચાલી અને વનવાસ વનવાસ" એવું કહેતા હતા,' શ્રીકૃષ્ણે કહ્યું કે 'હા, હવે મને સ્મરણ આવ્યું છે. વિસ્તારથી તે તમને કહી સંભળાવું.'

'તમે જાણો છો કે મારાં ફૈ કુંતાજીને પાંચ પુત્ર બાળ હતા ત્યારે તેના પતિ મહારાજા પાંડુએ સ્વર્ગવાસ કર્યો હતો. ત્યાર પછી તે પાંચેય ભાઇયોએ પોતાના કાકાના સો પુત્રો સાથે વિદ્યાભ્યાસ કર્યો હતો. એના ધનુર્વેદના ગુરૂ દ્રોણાચાર્ય હતા. સર્વ રાજકુમારો ધનુર્વિદ્યામાં પૂર્ણ થયા ત્યારે દ્રોણાચાર્યે કહ્યું, કે "રાજા દ્રુપદને જીવતો મારી પાસે લઇ આવી આપો તો સર્વ પ્રકારની ગુરૂદક્ષણા તમે મુને આપી એમ હું માનીશ." આ આજ્ઞા અર્જુને માન્ય કરીને પોતાના ભાઇઓને સાથે લઇ જઇ દ્રુપદરાજાને બાંધી લઇ આવ્યા. દ્રોણાચાર્યે તેને કેટલાંક વચન કહી છોડી મેલ્યો. તે સમયથી દ્રુપદે દ્રોણાચાર્યને મારે એવો પુત્ર થાય અને અર્જુનને પરણાવવા યોગ્ય એક કન્યા થાય એવા વિચારથી યજ્ઞ કર્યો. એ

યજ્ઞમાંથી એક પુત્રી થયાં. જે પુત્રી થયાં તેનું નામ દ્રૌપદી અથવા પાંચાલી કહેવાય છે. એ દ્રૌપદીની અવસ્થા વિવાહ યોગ્ય થઇ તેટલામાં તો દુષ્ટ કૌરવોએ પાંડવોને અનેક દુઃખ દઇ, છેવટ લાક્ષના ઘર કરી તેમાં બાળી દીધા, પરંતુ તેમાંથી પણ તેઓ પોતાના પરાક્રમથી જીવતા રહ્યા. ત્યાર પછી તેઓ બ્રાહ્મણને વેશે છાના રહ્યા હતા. દ્રુપદરાજા સારી રીતે જાણતો હતો કે પાંડવો કોઇથી માર્યા મરે તેવા નથી માટે હું એવુ કામ કરૂં, કે તે અર્જુનવિના બીજાથી નજ બને. દ્રુપદરાજાએ આ વિચારથી મત્સ્યવેધ કરાવવો ધારી સર્વ ધનુર્ધારિયોને ભેળા કર્યા, પણ કોઇનાથી મત્સ્યવેધ કરી શકાયો નહિ. છેવટ અર્જુન મત્સ્ય વેધ્યો ને તેથી દ્રુપદે પોતાની દ્રૌપદી પુત્રીને તે પાંચે ભાઇઓને પરણાવ્યાં. આ ઉપરથી પાંડવો જીવતા છે એવું કૌરવોના જાણવામાં આવવાથી તેઓએ પાછું પાંડવો ઉપર વૈર શરૂ કર્યું. જુગટું રમીને ખોટા દાવા નાંખીને પાંડવોનું રાજ્યપાટ લઇને કૌરવોએ તેને વનમાં મોકલ્યા. પ્રથમ દ્રૌપદીને પણ તેઓ હારી ગયા હતા, તેથી દ્રૌપદીને સભામાં બોલાવી તેનાં વસ્ત્ર ખેચાવ્યાં, પણ તેના પતિવ્રતપણાંના પ્રભાવથી નવસો નવાણું વસ્ત્ર દુષ્ટ દુઃશાસને ઉતાર્યાં ત્યા સુધી દ્રૌપદીનું અંગ કોઇના જોવામાં આવ્યું નહિ. દ્રૌપદીના આવા પ્રભાવથી સર્વ લોકોએ ભય પામીને તેનું રાજ્યપાટ સોપી દીધું, પણ દુર્યોધન પાસે ચંડાળ ચોકડી હતી તેણે એવું શીખવ્યું કે એક ફેરે આપણે યુધિષ્ટિર પાસે પાસો નંખાવવો. જો જીતે તો તેનાં રાજ્યમાં જાય અને હારે તો ૧૪ વર્ષ વનમાં રહે. આવી સલાહથી દુર્યોધને ફરીથી યુધિષ્ઠિર પાસે પાસો નંખાવ્યો. તેમાં હારી જવાથી પાચેય ભાઇઓને અને દ્રૌપદીને વનમાં રેહેવું પડ્યું છે. અને ત્યાં એવાં એવા કષ્ટો ભોગવે છે કે તે કહ્યાજ ન શકાય. એવી સતી સ્ત્રી આ ત્રણ લોકમાં કોઇ પણ નથી; તેથી મને આજ તે પવિત્ર પાંચાલીનું સ્વપ્ન થયું.' આ પ્રમાણે શ્રીકૃષ્ણનું વચન સાંભળીને સત્યભામાએ વિનવીને કહ્યું, કે 'મહારાજ! ત્યારે તો મારે તેને મળવાંની ઘણી ઉત્કંઠા છે માટે મુને તે જ્યાં હોય ત્યા તેડી જાઓ.'

શ્રીકૃષ્ણને તે વાત ગમતી હેવાથી તરત રથ મગાવી જે વનમાં પાંડવો રેહેતા હતા ત્યાં ગયા. અકસ્માત્ શ્રીકૃષ્ણ પધારવાથી પાંડવોને દુ:ખના વખતમાં ઘણોજ આનંદ થયો. સત્યભામા પાંચ દસ દિવસ દ્રૌપદી પાસે રહ્યાં, તેથી દ્રૌપદી સાથે ઘણુંજ મન મળી ગયું. અને પરસ્પર ઘણીજ પ્રીતિ બંધાણી. એક દિવસ પ્રીતિના પ્રવાહમાં દ્રૌપદીને સત્યભામાએ નીચે પ્રમાણે કહ્યું.

'પ્રિયસખિ પાંચાલિ! હું તમને મારાં પ્રિયસખીરૂપ, મારા હેતુરૂપ અને મારાં અંત:કરણરૂપ જાણું છું અને તેથી મારા મનની શંકા મટવા પુછું છું, કે આ તમારા પાંચ પતિ લોકપાળ જેવા છે તોપણ તેઓ તમને વશ થઇ રહ્યા છે, તમારાવિષેજ પ્રીતિ બાંધી રહ્યા છે અને કોઇ દિવસ પણ તમારીઉપર રીસ કરતા નથી; એ તે શું તમે કાંઈ વ્રત કર્યું છે તેનો પ્રભાવ છે, કે કોઇ તીર્થ સ્નાનનો પ્રભાવ છે, કે તપનો પ્રભાવ છે, કે મંત્રનો પ્રભાવ છે, કે ઔષધનો પ્રભાવ છે, કે વિદ્યાનો પ્રભાવ છે, કે કોઇ મૂળનો પ્રભાવ છે, કે કોઈ જપ હોમનો પ્રભાવ છે? જેનો પ્રભાવ હોય તે મુને કહી બતાવો કે હું તે પ્રમાણે કરૂં અને શ્રીકૃષ્ણ પણ મારે વશ થાય.' સત્યભામાનાં આ વચનો સાંભળીને તરત પાંચાલી બોલ્યાં, કે 'અરે સત્યભામા! તમારાં પ્રશ્નથી તો મુને રીસ ચડે છે. શું તમ જેવી ઉત્તમ સ્ત્રીએ પતિને વશ કરવાના આવા ઉપાયો કરવા ઘટે છે? શું તમે મુને પણ એવી કામણ કરનારી નીચ સ્ત્રી ગણોછો? પ્રિયસખિ! તમે નિશ્ચય જાણજો કે તમ જેવી ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી અને શ્રીકૃષ્ણ જેવા પતિને પરણેલી સ્ત્રીને આવો સંશય કે પ્રશ્ન પણ ઘટે નહિ. જ્યારે ધણી એવું જાણે કે મારી સ્ત્રી મૂળ મંત્ર કરે છે, ત્યારે સર્પવાળાં ઘરથી જેમ માણસ ઉદ્વેગ પામે તેમ તે સ્ત્રીથી તે પતિ ઉદ્વેગમાં રહે છે. જ્યારે પતિ ઉદ્વેગમાં રહ્યો ત્યારે શાંતિ કે સુખ તો ક્યાંથીજ મળે? માટે મંત્રના કામથી ધણી વશ થતોજ નથી. જો તમે એમ જાણતાં હો કે ઔષધોથી ધણી વશ થાય છે, તો તેપણ ખોટું છે કેમકે તેવાં ઔષધો પતિને ખવરાવવાથી

નાનાપ્રકારના મૃત્યુના હેતુરૂપ રોગ પેદા થાય છે, અથવા જળો-દરવાળો, કોઢવાળો, વળીપળીવાળો, પુરૂષત્વમા હીન, આંધળો, લુલો કે બેગે થઇ જાય છે. સુખ થવું તો દૂર રહ્યું પણ ઉલટું વધારે દુઃખ થઇ પડે છે. માટે સ્ત્રિયે કદી પણ પતિનું અહિત ન કરવું. એજ સ્ત્રીનો ખરો ધર્મ છે. સત્યભામા ! હું મારા પતિ સાથે કેવી રીતે વર્તું છું ને આ સમયે આપને કહી બનાવું છું. હું અહંકાર લેશ પણ રાખતી નથી, તેમ કામ ક્રોધ કે લોભ પણ રાખતી નથી, નિરંતર મારા પતિની સેવા કરૂંછું, અને મારા પતિની પ્રીતિ માટે મારી શોક જે તેની બીજી સ્ત્રિયો છે તેની પણ પૂજા કરૂંછું, ઇર્ષ્યા અભિમાન મેલી દઇ મારા પતિની સેવામાં તેની ઇચ્છાપ્રમાણે ચાલુ છું, નઠારાં વચન બોલતી નથી, નઠારી જાયગાએ ઉભી રેહેતી નથી, નઠારા પદાર્થ જોતી નથી, નઠારે ઠેકાણે બેસતી નથી, નઠારી જાયગાએ જતી નથી, પ્રતાપી મારા પ્રિયપતિને સૂર્ય, અગ્નિ અને ચંદ્ર જેવા માનુંછું, મારા પતિવિના દેવ મનુષ્ય કે ગંધર્વ ગમે તેવા રૂપવાળા, યૌવનવાળા, અને અલંકારવાળા પુરૂષોને હું તુચ્છ ગણું છું, મારા પતિ જમ્યા ન હોય ત્યા સુધી હું જમતી નથી, તેમ તે કાઇ કામમાં હોય ત્યાં સુધી પણ હું જમતી નથી. તે વનમાથી કે ગામમાથી ઘેર આવે છે ત્યારે હું સામી જઇ આસન નાંખી આપી પાણી પીવા આપુંછું, હું ઘરનાં પાત્ર સર્વ સ્વચ્છ રાખું છુ, રસોઇ મધુર રસવાળી કરૂં છું, વખતસર તેને ભોજન કરાવું છુ, ધન સાચવું છુ, ઘરની સામગ્રી સર્વ સ્વચ્છ રાખુ છું, કોઇ વખત પણ હું એવું નથી બોલતી કે જેથી મારા પતિનો તિરસ્કાર થાય, નઠારી સ્ત્રિયોની સંગત રાખતી નથી, આળસ વગરની તેને અનુકૂળ રહું છું, હું ઘણું હસતી નથી, ઉંબરા ઉપર ઉભી રેહેતી નથી, ઉકરડા પાસે ઉભી રેહેતી નથી, વાડીમા એકલી ઉભી રેહેતી નથી, અતિ હાસ્ય કે અતિ ક્રોધ કરતી નથી, નિરંતર સત્ય બોલું છુ, અને પતિનુ જેમ હિત થાય તેમ કરૂં છું. પતિવિના મુને કોઇજ પદાર્થ પ્રિય નથી. જ્યારે કોઇ કામના પ્રસંગથી મારાપતિ

કોઇ પરદેશ કે પરગામ જાય છે ત્યારે ચંદન, પુષ્પ, નવાં વસ્ત્ર, અને અલંકાર હું ધારણ કરતી નથી, પણ વ્રતનિયમ ધારણ કરૂં છું. જે મારા પતિ નથી પીતા, જે મારા પતિ નથી જમતા, જે મારા પતિ નથી સેવતા તેવા પદાર્થોને હું દૂરથી મેલી દઉં છું. જેમ શાસ્ત્રમાં સ્ત્રિયોના ધર્મ લખ્યા છે તે પ્રમાણે મારા પતિના હિતને માટે વર્તું છું, સુંદર વસ્ત્ર, અલંકાર, પુષ્પ અને ચંદનથી શણગાર ધરી મારા પતિની સેવામાં રહું છું. જે કાંઇ ધર્મો કુટુંબમાં પાલવાના મારાં સાસુ કુંતાજીએ બતાવ્યા છે તે પ્રમાણેજ હું ચાલું છું, જે માન લાયક માણસો છે તેને માન આપું છું, રાત દિવસ યમ નિયમ અને વિનયને સેવું છું, મારા પતિ ક્રોધમાં હોય છે તોપણ હું દીન થઇને સેવા કરૂં છું. કેમકે સ્ત્રીને પતિ એજ એક આધાર છે, પતિ એજ દેવ છે, પતિ એજ ગતિ છે, માટે કોઇ વખત પણ પતિનું વચન ઉલ્લંઘન કરતી નથી. તેમજ મારાં સાસુને પણ દેવની તુલ્ય ગણી પૂજા કરૂં છું, સાસુને જમાડીને જમું છું, તે પોઢ્યા પછી તેનાં ચરણકમળ ચાંપી હું શયન કરૂં છું, આજ અમે વનમાં છિયે પણ મહારાજ યુધિષ્ઠિરનું રાજ્ય આબાદ હતું ત્યારે અઢાર હજાર બ્રાહ્મણો સોનાનાં પાત્રમાં જમનારા હતા અને બીજા અઠ્યાશી હજાર સ્નાતક બ્રાહ્મણ જમવાવાળા હતા તેઓને વૈશ્વદેવ કર્યા પછી તરત ભોજનનાં પાત્રો હાજર હું કરતી, જેમ ઘટે તેવી રીતે અન્નવસ્ત્રથી તેઓની સેવા કરતી, મારી હજુરમાં એક લાખ દાસીઓ હતી તેઓને કેટલાં વસ્ત્રો છે, કેટલા અલંકારો છે, તેઓ શું ખાય છે, શું પેહેરે છે અને શું કામકાજ કરે છે તે હું સારી રીતે જાણતી. કેટલીક દાસિયો તો હાથમાં પાત્ર લઇ બ્રાહ્મણોને પીરસવાવાળી હતી. એ મહારાજાના દરબારમાં દસ લાખ હાથી અને બીજાં રથ, પાલખી વિગેરે વાહનોની સંખ્યા પણ મારા જાણવા બહાર ન હતી અને તેઓની યોગ્ય વ્યવસ્થા પણ હું કરતી. દરબારના ચાકરોમાં મોટા પ્રધાનોથી તે ગોવાળ કે બકરીયોના ચારનાર પણ શું કામ કરે છે કેવી રીતે વર્તે છે ને કેવી

સ્થિતિમાં છે તે મારૂં અજાણ્યું ન હતું. રાજ્યની આવક અને રાજ્યનું ખરચ પણ હું જાણતી. એટલુજ નહિ પણ એનો સર્વ હિસાબ પણ હુંજ સંભાળતી. મારા પ્રાણનાથ આ સર્વ કુટુંબનો ભાર મારીઉપર રાખી પોતે નિશ્ચિત થઇ ફરતા. મેં રાતદિવસ સર્વ સુખનો ત્યાગ કરી મારા પ્રાણનાથે સોંપેલો એ ભાર માથે ચડાવી લીધો હતો. તેમ કુબેરના જેવો ભરપૂર મારા પતિનો જે ભંડાર હતો તેવિષે પણ હું એકજ જાણતી હતી. રાતે કે દિવસે, સુંદર રાજભુવનમાં કે વનમાં, સુખમાં કે દુઃખમાં, હુ મારા પ્રાણનાથની સાથે સરખાજ સ્નેહથી રેહેતી અને રહું છું. મને મારા પ્રાણનાથની સેવામાં રાત કે દિવસ સરખો હતો અને છે, તે વખતમાં અને આજ પણ મારા પ્રાણનાથ પોઢ્યા પછી શયન કરૂં છું, અને તે જાગ્યા પેહેલાં જાગું છું. નિરંતર આ પ્રકારથી વર્તુ છું એજ મારૂં ખરૂં વશીકરણ છે. હું એમજ જાણું છું કે આ પ્રકારશિવાય પોતાના પ્રાણનાથને પોતાની સાથે પ્રેમથી બાંધવાને બીજું કોઇ સાધન નથી. બીજાં નીચ સ્ત્રિયોનાં આચરણને હું માનતી પણ નથી ને ઇચ્છતી પણ નથી." પાંચાલીનું આવું વચન સાંભળી સત્યભામાએ ઘણા આદરથી ક્ષમા માગી કે "હે પ્રિયસખિ પાંચાલિ! મેં આપને મારાં આભ્યાંતર સખી જાણી આપની ઉપરપ્રમાણે પ્રાર્થના કરી હતી પણ તે મારાથી મોટો, અવિવેક થયો છે. એ આપ પોતાના સ્વાભાવિક સ્નેહને લીધે ક્ષમા કરશો એવી આશા છે. કારણ કે જ્યા ઘણો સ્નેહ હોય છે ત્યાં વિચાર વગર બોલવાની પણ છુટ રેહે છે." સત્યભામાનાં આવાં વચન સાંભળી ફરીથી દ્રૌપદી બોલ્યાં કે "પ્રિયસખિ સત્યભામા! તમારા બોલવાથી મુને દુઃખ હોયજ નહિ અને હું જે કાંઇ બોલી અને બોલુંછું તે તમારાં હિતને માટેજ છે. એથી તમે એમ નહિ ગણશો કે મુને રીસ ચડી છે. સત્યભામા! હું તમને પતિને વશ કરવાનો ઉત્તમોત્તમ ઉપાય બતાવું છું તે યાદ રાખજો જેથી સર્વ સ્ત્રિયો કરતાં તમારી ઉપર તમારા પ્રાણનાથનો પ્રેમ એવો વધી જશે કે સીમા.

તમારૂં અજાણ્યું નથી કે સ્ત્રિયોની ઉપર પોતાના પ્રાણનાથ પ્રસન્ન રહે તેજ લોકમાં સ્ત્રિયોનું પરમ દૈવત છે. સારાં સારાં વસ્ત્રો અમૂલ્ય અમૂલ્ય અલંકારો, ઉત્તમોત્તમ ચંદન પુષ્પ અને સુગંધી પદાર્થો, અને ટુંકામાં કહીયે તો સર્વ સુખનાં સાધનો માત્ર પતિની પ્રસન્નતાથીજ સ્ત્રિયોને પ્રાપ્ત થાય છે. તેમજ પુત્ર, પરિવાર, ધન, ધાન્ય, અને સર્વસ્વ પણ પતિની પ્રસન્નતાથીજ મેળવી શકાય છે, અને તેનાજ કોપથી તે સર્વેનો નાશ થાય છે, તે કોનું અજાણ્યું છે? સખિ! સુખથી સુખ મળતું નથી પણ દુઃખથી સુખ મળે છે માટે સ્નેહથી, પ્રેમથી અને મનવચન કર્મથી તમારા પતિ શ્રીકૃષ્ણની તમે સેવા કરો, ઉત્તમમાં ઉત્તમ વસ્ત્ર તમે તેને અર્પણ કરો, ઉત્તમમાં ઉત્તમ અલંકારો તમે તેને ધરાવો, ઉત્તમોત્તમ ચંદન, ઉત્તમોત્તમ પુષ્પ અને બીજા જે કાંઇ ઉત્તમોત્તમ પદાર્થ ભાસે તે તમે તેને અર્પણ કરો. બહારથી આવતા તમારા પતિનો સાદ સાંભળી તમે ઉભાં થઇ સામાં જાઓ, આસન આપો અને પતિ આસન ઉપર બેસે કે તરત શીતળ જળથી તેનાં ચરણકમળ ધુઓ તેને પીવાને સારૂ પાણી આપ્યા પછી પંખાથી પવન નાંખો, તમે એવા એવા પ્રકારથી શ્રીકૃષ્ણની સેવા કરો કે જેથી શ્રીકૃષ્ણના મનમાં તમારી ઉપર દયા અને પ્રેમ આવ્યાવિના રહેજ નહિ. શ્રીકૃષ્ણે જે કાંઇ તમારી પાસે વાત કહી હોય તે કોઇને કહો નહિ, કારણ કે તે વાત પાછી બીજે ઠેકાણેથી તમારા પતિ સાંભળે તો તે સ્નેહ તુટવાનું કારણ છે. જે તમારા પતિને વહાલા હોય, જે તમારા પતિના ભક્ત હોય અને જે તમારા પતિના હેતુ હોય તેવાઓને તમે અન્ન વસ્ત્ર તથા અલંકારથી માન આપો અને જેઓ તમારા પતિના શત્રુ હોય, જેઓ તમારા પતિને અપ્રિય હોય અને જેઓ દુરાચરણી હોય તેઓથી તમે દૂર રહો, મદ મેલી દો, અહંકારને અળગો કરો, અને કામ, ક્રોધ, લોભ, વિગેરે દુર્ગુણોથી દૂર રહો. ન વશ રાખો, ગાફલ ન રહો અને ઘણું બોલવું બંધ કરો.

(અપૂર્ણ.)

## જાહેરખબર.

'सावित्रीचरित्रनाटक.'

આ નાટક ગુજરાતી ભાષામા તૈયાર થઇ આઠવાડીયામાં બહાર પડશે. આની કિમ્મત રૂ. ૧ તથા ટપાલ ખર્ચ ૨ આના (જુદુ) પડશે. જેને જોઇએ તેમણે મૂલ્ય મોકલી અમારે ત્યાથી મગાવી લેવુ, એની યોગ્યતાવિષે અનુભવ કર્યેથી જ્ઞાન થશે.

'प्रबोधचन्द्रोदयनाटक.'

ગુજરાતીમાં તૈયાર થઇ બહાર પડ્યુ છે. આની કિમ્મત આના ૧૦ ટપાલ ખર્ચ આનો ૧. જમલે આના ૧૧ પડે છે. જોઇએ તેણે અમારે ત્યાથી મૂલ્ય મોકલી મગાવી લેવુ.

'પેહેલી ચોપડી.'

ચિત્રઉપરથી બાળકોને જ્ઞાન થાય તેવી આ ચોપડી બહાર પડી છે. કિમ્મત આનો ૧. ટપાલ ખર્ચ આનો અર્ધો. જમલે આનો દોઢ પડે છે. તે પણ રોકડે પૈસે અમારે ત્યાથી મળશે.

'गुजरात त्रिमासिक.'

ત્રણ ત્રણ મહિને પ્રકટ થતાં ચોપાનિયાનો પેહેલો અંક બહાર પડ્યો છે. આખા વર્ષની ટપાલ ખર્ચ સુધા રૂ ૪-૪-૦ કિમ્મત પડે છે. ગ્રાહક થવું હોય તેમણે અમને લખી જણાવવુ'

'आर्यधर्मप्रकाश.'

આ ચોપાનિયાંનાં પાછલાં પુસ્તકોની કિમ્મત રૂ. ૧ાા છે. આમરાં મગાવનારને ટપાલ ખર્ચ નહિ પડે. જોઇએ તેમણે મૂલ્ય મોકલી મગાવી લેવ

# સર્વે સુજ્ઞ ગ્રાહકજનોને સૂચના.

સદ્‌ગુણિ ગૃહસ્થો આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોભણીથી પ્રથમથીજ મળી ચુકાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં મનિઓરડરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રહેશે નહિ.

આ ચોપાનિયું જેનાઉપર મોકલવામાં આવે તેમને રાખવાની ઇચ્છા ન હોય તો મોકલેલા અંક ટીકીટ ચોડી પાછો મોકલવો, નહિ તો તેમને ગ્રાહક તરીકે સમજવામાં આવશે.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ટપાલ ખર્ચ ૬ આના વધારે મોકલવું.

---

## જાહેર ખબર.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઇ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ત્રીટ, ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૧૦ મું. માઘ, સંવત ૧૯૩૮. અંક ૪ થો.

वसंततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरतान् ।
स्त्रीयमनस्तुरगमादरतोनयतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग—
तोनभिधायसुजनाइतिचार्थनामे ॥

છપાવી પ્રકટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઈસ્વી

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



---

**શાર્દૂલવિક્રીડિત.**

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમયને સદ્ધર્મને આપજો.

---

## જાહેરખબર.

આ ચોપાનિયાનો કિંમતમાં કે ટપાલખર્ચમાં અમે ઘટાડો કરેલ નથી માટે અમારા સજ્જન ગ્રાહકોએ હમેશાના માફક લવાજમનાં નાણાં પુરેપુરાં મોકલવાં.

જે જે સદ્ગૃહસ્થોએ જે પ્રમાણે ગ્રાહક થઇ અંકો મગાવેલ છે તેઓને તે પ્રમાણે મોકલ્યા છે અને તેઓનાં નામ ગ્રાહકના લીસ્ટમાં નોંધ્યાં છે.

ગયા અંકમાં પ્રથમ જે શ્લોક મૂકેલ છે તેનું ત્રીજું ચરણ આ પ્રમાણે વાંચવું.

'केचिद्वृष्टिभिरार्द्रयंतिधरणींगर्जंतिकेचिद्वृथा' ।

---

જગો ને જીવરામ એ નામની કલ્પિત વાર્તાની ચોપડી બનાવનાર બટ કાનજી માધવજી રંધેજાના મેહેતાજી અને છપાવનાર ત્રવાડી આત્મારામ નારણજી ભાવનગરવાળા તરફથી અમોને મળી છે, તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે. સોળપેજી પાના ૩૨ છે અને કિમ્મત આના બે છે. બાળકોને ભણાવતા હોય તેવા બ્રાહ્મણોને બોધ આપે એવો તેનો હેતુ દેખાય છે.

आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. માઘ, સંવત ૧૯૩૮. અંક ૪ થો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## एक विद्वानना चार निश्चय.

॥ श्लोकः ॥

सात्रीर्यानमदंकुर्यात् ससुखीतृष्णयोज्झितः ।
तन्मित्रंयत्रविश्वासः पुरुषोयोजितेंद्रियः ॥

નમદાવે તેજ લક્ષ્મી, તૃષ્ણા રહિત તે સુખી;
જેમાં વિશ્વાસ તે મિત્ર, જે જિતેંદ્રિય તે નર.

ગમે તેવી લક્ષ્મી હોય પણ જે લક્ષ્મીના જોરમાં માણસના મગજમાં મદ આવી જાય છે તે લક્ષ્મી ન કેહેવાય, ગમે તેવો સુખી હોય તોપણ તૃષ્ણા જ્યાં સુધી તજે નહિ ત્યાં સુધી સુખી ન કેહેવાય, ગમે તેવો મિત્ર હોય તોપણ જેમાં વિશ્વાસ ન બેસે તેને મિત્ર ન કેહેવાય, અને ગમે તેવો પુરૂષ હોય તોપણ જેણે ઇંદ્રિયો જીતલ નથી તે પુરૂષ ન કેહેવાય; પરંતુ જે લક્ષ્મી મદોન્મત્ત ન કરે પણ નમ્ર કરે તેજ લક્ષ્મી કેહેવાય, જેણે તૃષ્ણા ત્યાગ કરી હોય તે સુખી ગણાય, જેનેવિષે પૂર્ણ વિશ્વાસ હોય તે મિત્ર કેહેવાય અને જે જીતેંદ્રિય હોય તે પુરૂષ કેહેવાય.

ઉપરના સિધ્ધાંતને વધારે દૃઢ કરી આપવો પડે તેમ નથી, કેમકે તેની સત્યતાવિષે સહુએ જાણીતા હોવા જોઇએ. આમાં વિધિ અને નિષેધ એમ બે પ્રકારે આપણે બોધ લેવો જોઇએ કે, લક્ષ્મીથી મદી ન જવું પણ નમ્ર થવુ, તૃષ્ણા રાખવી નહિ પણ તેનો ત્યાગ કરી સંતોષ રાખવો, જેમાં વિશ્વાસ ન રાખી શકાય તેવો મિત્ર મેલી દેવો, પરંતુ જેમાં વિશ્વાસ રાખી શકાય તેવો સદ્ગુણી શુધ્ધ સ્વભાવનો મિત્ર કરવો, અને ઇંદ્રિયોને સ્વેચ્છાપ્રમાણે છુટાં ન મેલવાં પરંતુ તેઓને નિયમમાં રાખી સારા કલ્યાણકારક માર્ગે પ્રવર્તાવવાં.

આ બોધ એવો તો ઉત્તમ છે કે ક્રમેકરીને જો તે ચારે વિષયઉપર પૂર્ણ લક્ષ અપાય તો તે ઉત્તમોત્તમ કલ્યાણનાં સાધન રૂપ થાય. વિચારવાન્ પુરૂષો તે પ્રમાણે કરતા હશે, તોપણ તેઓને વધારે સ્મરણ આપવા તથા જેઓ તે વાતને વિસારી મેલે છે તેઓને સંભારી આપી સન્માર્ગમાં પ્રવર્ત્તાવવા આ સ્થલે ઉપરતું બોધક શ્લોક રત્ન લખેલું છે. આશા રાખિયે છિયે કે આર્યજનો તેનો ત્વરાથી સદુપયોગ કરશે. (તથાસ્તુ.)

---

## चित्तने विचारी चालवाविषे.

पद.

(છંદ મહીદીપ પ્રમાણે.)

चाल तुं विचारि चित्त, चाल तुं विचारी;
होय ते हितोपदेश, अंतरे उतारी. चाल.
पापना प्रपंचने सदैव तुं निवारी;
धर्म कर्ममांहि ध्यान, शुद्ध धारि धारि. चाल.
देहछे मटूकि एक, फटक फूटनारी;
जीवननी दोर तेम, तटक तूटनारी. चाल.
सदाचारतणी चाल, सर्व तुं विसारी;
जोरमां न चोर मूर्ख, खालयो खुवारी. चाल.
छोडि दे छकेल रांड, वृत्तिने नठारी;
नीति रीतिमां सदैव, करी प्रीति सारी. चाल.
काम क्रोध लोभ मोह, लोहनी कटारी;
सर्वने सदैव साव, ठार मारनारी. चाल.
पुण्य ने परार्थबीज, सद्गति धनारी;
पुण्य ने परार्थबीज, दुर्गति जनारी. चाल.

सत्कृति सदाय करी, कीर्तिने वधारी;
जेम आ तरी जवाय, भवसागर भारी. चाल.

## विदुरनीति.

(सांधणु पाने ५६ थी.)

संपन्नंगोषुसंभाव्य सभाव्यंब्राह्मणेतपः ।
संभाव्यंचापलंस्त्रीषु संभाव्यज्ञातितोभयं ॥५८॥

ગાયોમાં દૂધ હોય છે તેની સંભાળ રાખવી, બ્રાહ્મણોમાં તપ હોય છે તેની સભાળ રાખવી, સ્ત્રિયોમાં ચપળતા હોય છે તેની સંભાળ રાખવી, અને જ્ઞાતિથકી ભય થાય છે તેની સંભાળ રાખવી.

तंतवोप्यायितानित्यं तंतवोबहुलाःसमाः ।
बहून्बहुत्वादायासान्सहंतीत्युपमासतां ॥५९॥

કુળના તંતુરૂપ બાળક પાંડવોને ઘણા વર્ષ સુધી તમેંજ નિરંતર વધાર્યા છે, (ઉછેરીને મોટા કર્યા છે) તે ઘણા ભાઈઓથી અને ઋષિલોકથી ઘણાં કષ્ટ વેઠે છે, તેથી તેઓ સત્પુરૂપોને ઉપમા આપાય એવા છે. અર્થાત્ એવા સત્પુરૂપોમાં ઉતમ પાંડવો છેતરવા યોગ્ય નથી.

धूमायंतेव्यपेतानि ज्वलंतिसहितानिच ।
धृतराष्ट्रोल्मुकानीव ज्ञातयोभरतर्षभ ॥६०॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ ધૃતરાષ્ટ્રરાજા! લાંકડાં જેમ જુદાં જુદાં હોય તો ધુંધવ્યા કરે છે અને ભેળાં થાય છે તો બળવા માંડે છે (તાપ થાય છે) તેમ જ્ઞાતિપણ જો જુદી જુદી હોય તો ધુંધવ્યા (સહુ પોત પોતામાં ચડભડ્યા) કરે છે અને ભેળી થાય છે તો સળગી ઉઠે છે. (એક બીજા લડી મરે છે.)

ब्राह्मणेषुचयेशूराः स्त्रीषुज्ञातिषुगोषुच ।
वृंतादिवफलंपक्वं धृतराष्ट्रपततिते ॥६१॥

જે બ્રાહ્મણોઉપર શૂરા થાય છે, જે સ્ત્રિયોઉપર શૂરા થાય છે, જે

લડવાને ન ઇચ્છતી હોય તેવી જ્ઞાતિઉપર શૂરા થાય છે, જે ગાયો ઉપર શૂરા થાય છે, તે સઘળા હે રાજા! જેમ ડીટીયાથી પાકલ ફળ ખરી પડે તેમ ખરી પડે છે. અર્થાત્ નાશ પામે છે કે ઉત્તમ સ્થિતિમાંથી નીચા પડે છે. (આહીં પાંડવો કે જેઓ લડવાને નથી ઇચ્છતા તેનીઉપર વેર રાખવાથી કૌરવોની ફળના જેવી સ્થિતિ થવાનું દર્શાવ્યું.)

महानप्येकजोवृक्षो बलवान्सुप्रतिष्ठितः ।
प्रसह्यएववातेन सस्कंधोमर्दितुंक्षणात् ॥६२॥

ઘણા દિવસનું વાવેલ હોય, અતિ મજબુત હોય, ઘણું મોટું હોય તોપણ એવું ઝાડ જો એકલું (એકજ) હોય તો નકી તેને ક્ષણવારમાં થડ સુધાં ઉખેડી નાંખવાને વાયુ સમર્થ છે.

अथयेसंहितावृक्षाः संघशःसुप्रतिष्ठिताः ।
तेहिशीघ्रतमान्वातान् सहंतेन्योन्यसंश्रयात् ॥६३॥

પણ મજબુત જામેલા, ભેળા રહી ઉછરેલા, ઘણા વૃક્ષોના જથા હોય તો તે ગમે એવા ઉતાવળા (જોરવાળા અને વેગવાળા) પવનો હોય તેને એક બીજાના આશ્રયથી સહન કરી શકે છે. અર્થાત્ ઘણા પવનથી પણ પરાભવ પામતા નથી.

एवंमनुष्यमप्येकं गुणैरपिसमन्वितं ।
शक्यंद्विषंतोमन्यंते वायुर्द्रुममिवैकजं ॥६४॥

એવી રીતે એક મનુષ્ય ભલે ગુણોથી ભરેલું હોય તોપણ જેમ પવન એકલા ઝાડને ઉખેડી નાંખવા સમર્થ થાય છે તેમ શત્રુઓ તે માણસને ઉખેડી નાંખવા સમર્થ છે, એમ માની શકાય છે.

अन्योन्यसमुपष्टंभादन्योन्यापाश्रयेणच ।
ज्ञातयःसंप्रवर्द्धंते सरसीवोत्पलान्युत ॥६५॥

એક બીજાના ઓથથી અને એક બીજાના આશ્રયથી તળાવમાં જેમ કમળો વિસ્તાર પામે છે તેમ એક બીજાના આશ્રયથી જ્ઞાતિ-પણ વિસ્તારને પામે છે.

अवध्याब्राह्मणागावो ज्ञातयःशिशवस्त्रियः ।
येषाचानानिभुंजीत येचस्युःशरणागताः ॥६६॥

બ્રાહ્મણો, ગાયો, જ્ઞાતિયો, છોકરાંઓ, સ્ત્રિયો, તથા જેનું અન્ન ખાતા હોઇએ તે અને જે શરણે આવ્યા હોય તે વધ કરવા યોગ્ય નથી. અર્થાત્ તેઓને સત્કાર કરવો યોગ્ય છે.

नमनुष्येगुणःकश्चिद्राजन्सधनतामृते ।
अनातुरत्वाद्भद्रंते मृतकल्पाहिरोगिणः ॥६७॥

હે રાજા ધનસહિતપણાશિવાય મનુષ્યમાં કોઇ બીજો ગુણજ છે નહિ. અર્થાત્ ધન છે એજ એક ગુણ છે કે જેમાં સઘળા ગુણો સમાય છે. સઘળા રોગિયો મૃત્યુને પામવાના એમ કલ્પના કરાય છે, પણ તમે તેવા રોગી નથી. તમારૂં કલ્યાણ થાઓ. (એમ ઈચ્છું છું.)

अव्याधिजंकटुकंशीर्षरोगि पापानुबंधंपरुषंतीक्ष्णमुष्णं ।
सतापेयंयन्नपिबंत्यसंतोमन्युंमहाराजपिबप्रशाम्य ॥६८॥

હે રાજા ! તમે (ઉપર કહ્યા પ્રમાણે અનાતુર છો તથા ગુણવાન્ છો માટે) રોગવિના થનારૂં, અપ્રીતિ કરનારૂં, માથાનો રોગ કરનારૂં, પાપને બંધાવનારૂં, કડણ, તીક્ષ્ણ, સ્પર્શી ન કરી શકાય એવું, સત્પુરૂષો જેને પી જાય છે, અસત્પુરૂષો જેને પીતા નથી એવું જે દીનપણું તેને શાંત થઇને પી જાઓ. અર્થાત્ એવા દુર્ગુણવાળાં દીનપણાને અને શાંત થાઓ.

रोगार्दितानफलान्याद्रियंतेनवैलभंतेविषयेषुतत्व ।
दुःखोपेतारोगिणोनित्यमेव नवुध्यतेधनभोगान्नसौख्यं ॥६९॥

રોગથી પીડાયેલા હોય છે તેઓ પુત્ર પશુઆદિ ફળનો આદર કરતા નથી અને વિષયોમાંથી આ ગમતું છે અને આ અણગમતું છે એવા વિવેકરૂપ સાર પણ જાણી શકતા નથી. રોગિયો બીચારા નિરંતર દુ:ખથી ભરેલાજ હોય છે અને તેથી તેઓ ધનથી અને સ્ત્રિયાદિક ભોગથી મળેલાં સુખને જાણતા નથી.

पुराह्युक्तंनाकरोस्त्वंवचोमे द्यूतेजितांद्रौपदींप्रेक्ष्यराजन् ।
दुर्योधनंवारयेत्यक्षवत्यां कितवत्वंपंडितावर्जयंति ॥७०॥

હે રાજા! જુગટાંમાં દ્રૌપદી જીતાયાં એમ જાણીને "તમે ચોપટથી દુર્યોધનને અટકાવો" એમ મેં પ્રથમ તમને કહેલું હતું તે મારૂં વચન તમે પાળ્યું નહિ. પણ વિદ્વાન્ લોકો દ્યૂતપ્રિયપણાને મેલી દેછે. અર્થાત્ તમે પ્રથમ મારૂં કહ્યું માન્યું નહિ અને દુર્યોધનને વાર્યો નહિ તથા દ્યૂતમાં પ્રીતિ રાખી એ અવિદ્વાનનું આચરણ કર્યું છે.

नतद्बलंयन्मृदुनाविरुध्यते सूक्ष्मोधर्मस्तरसासेवितव्यः ।
प्रध्वंसिनिक्रूरसमाहिताश्रीर्मृदुप्रौढागच्छातिपुत्रपौत्रान् ॥७१॥

મૃદુ (ખમી ખાય એવા) માણસની સાથે વિરોધ કરવામાં આવે તે કાંઈ બળ ન કેહેવાય. માટે સૂક્ષ્મ એવો ધર્મ તમારે ત્વરાથી સેવવો જોઇએ. અર્થાત્ પાંડવોને એનો ભાગ તરત આપવો જોઇએ. ક્રૂર એવા તમારા પુત્રનેવિષે રહેલી લક્ષ્મી નાશ કરનારી છે, માટે તે લક્ષ્મીને જો યુધિષ્ઠિર સાચવશે તો તે છોકરા, છોકરાના છોકરા, તેના છોકરા, એમ પેઢી ઉતાર પોચશે.

धार्तराष्ट्राःपांडवान्पालयंतु पांडोःसुतास्तवपुत्रांश्चपांतु ।
एकारिमित्राःकुरवोरेककार्या जिवंतुराजन्सुखिनःसमृद्धाः ॥७२॥

હે રાજા! તમારા પુત્રો પાંડવોને રક્ષણ કરે અને પાંડવો તમારા પુત્રોને રક્ષણ કરે તથા એ કુરૂકુળમાં થનારાઓ, એક શત્રુવાળા, એક મિત્રવાળા, એક કામવાળા થઇ (અર્થાત્ જે પાંડવોનો શત્રુ તે કૌરવોનો શત્રુ અને કૌરવાનો શત્રુ તે પાંડવોનો શત્રુ, પાંડવોનો મિત્ર તે કૌરવોનો મિત્ર અને કૌરવોનો મિત્ર તે પાંડવોનો મિત્ર, પાંડવોનું કાર્ય તે કૌરવોનું કાર્ય અને કૌરવોનું કાર્ય તે પાંડવોનું કાર્ય એમ સઘળું એક થઈ જાય એવા સંપવાળા થઇ) સમૃદ્ધિવાળા, અને સુખિયા થઇને આયુષ્ય ભોગવો.

मेढीभूतःकौरवाणां त्वमद्य त्वय्याधीनंकुरुकुलमाजमीढ ।
पार्थान्बालान्वनवासप्रतप्तान्गोपायस्वस्वंयशस्तातरक्षन् ॥७३॥

તમારા સ્વચ્છંદપણે વર્તનારા પુત્રોને તે થકી નિવૃત્ત કરાવવામાં સ્થંભરૂપ હવે એક તમે રહ્યા છો અને આખું કુરૂકુળ તમારે આધીન છે, માટે હે રાજા! તમે તમારા યશનું રક્ષણ કરવા માટે વનવાસથી તપી રહેલા બાળક પાંડવોને રક્ષણ કરો. (પાળો.)

संधत्स्वत्वंकौरवपाडुपुत्रैर्मातेतरंरिपवःप्रार्थयंतु ।
सत्येस्थितातेनरदेवसर्वे दुर्योधनंस्थापयत्वंनरेंद्र ॥७१॥

હે રાજા! તમે તમારા પુત્રોને પાંડવોની સાથે સ્નેહ કરાવો. કૌરવ અને પાંડવોમાં અંતર રહે એમ એના શત્રુઓ પણ કોઇ દિવસ ઇચ્છશો માં. હે રાજા! એ સર્વે પાંડવો સત્યમાં રહ્યા છે માટે તમે દુર્યોધનને સત્યમાં સ્થાપો. (અર્થાત્ જેમ પાંડવો સત્યથી વર્તેછે તેમ દુર્યોધન પણ સત્યથી વર્તે તેમ કરો.)

इति श्रीमहाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरहितवाक्ये षट्त्रिंशोऽध्यायः ३६.

---

## પાંચાળી ચરિત.

(સાંધણ પાને ૭૨ થી.)

બીજા પુરૂષોની વાત તો દૂર રહી પણ પ્રદ્યુમ્ન અને સાંબ કે જે તમારા પુત્રજ ગણાય તેની સાથે પણ એકાંતમાં બેસશો માં. જેઓ મોટા કુળમાં જન્મેલી હોય, જેઓ નિષ્પાપ હોય, જેઓ સુશીલ હોય, જેઓ સરલ હોય અને જેઓ સતી હોય એવીજ સ્ત્રિયોની તમે સંગત કરજો. જે સ્ત્રિયો ક્રૂર સ્વભાવની હોય, કુછ્યાળી હોય, ઘણું ખાનારી હોય, ચોરી કરનારી હોય અને દુરાચરણી હોય તે સ્ત્રિયોથી દૂર રહેજો. અમૂલ્ય વસ્ત્ર અને અલંકાર પેહેરી પરમ પ્રેમથી, મન વચન કર્મથી તમારા પ્રાણનાથની સેવામાં નિરંતર તત્પર રહો. એજ પતિને વશ કરનાર, યશને વધારનાર, સૌભાગ્યને વધારનાર અને સ્વર્ગને આપનાર ઉત્તમોત્તમ સાધન છે. એમ જ્યાં દ્રૌપદી કહે છે ત્યાં શ્રીકૃષ્ણે રથમાં બેસતી વખત સત્યભામાને

તેડવા માણસ મોકલ્યું તેથી સત્યભામા દ્રૌપદીને મળીને કહેવા લાગ્યાં કે "સખી દ્રૌપદિ! તમે કાંઇ ચિંતા કરશો નહિ. કાંઈ ઉજાગરો કરશો નહિ. થોડા વખતમાં તમારા પ્રતાપી પ્રાણપતિ પાછું પોતાનું રાજ્ય મેળવશેજ. તમજેવાં સુશીલ અને સુલક્ષણવાળાં સતી સ્ત્રિયો ઘણો વખત ક્લેશ ભોગવતાંજ નથી. માટે હું નિઃશંકપણે કહું છું કે તરત તમારૂં રાજ્ય તમને મળશે. જે સ્ત્રિયો તમને વનમાં જતી વખતે દેખી હસતી હતી તે સ્ત્રિયો ઉદાસ થઇને બેઠેલી દેખશો. જેણે જેણે તમને દુઃખ દીધાં છે તે સર્વે સુવેલાજ પડ્યા છે, એમ જાણજો. તમારા પુત્રો અભિમન્યુઆદિ દ્વારકામાં છે તેનેવિષે કાંઈજ ચિંતા કરશો નહિ. જેમ તમે તેને રાખોછો તેમજ સુભદ્રાજી રાખે છે ને તે પુત્રોને દેખીનેજ સુભદ્રા સુખમાં દિવસો નિર્ગમન કરે છે, તેમ રૂક્મિણીજી પણ પોતાના પુત્રો કરતાં તેઓને વધારે રાખે છે; તેમજ મારાં સાસુસસરો અને જેઠ પણ તેઓની ઘણી સંભાળ રાખેછે માટે નિશ્ચિંત રહેજો. હવે હું આપને છેલ્લા પ્રયાણના પ્રણામ કરી એટલુંજ ઇશ્વર પાસે માગું છું કે તરત આપનું રાજ્ય પાછું આપના પ્રાણનાથના પ્રતાપવડે પ્રતિદિવસ પ્રકાશવાળું થાય અને તે રાજ્યમાં પરમસુખની પરંપરાનો અનુભવ કરતાં આપને હું દેખું." (તથાસ્તુ.) ઇત્યાદિ મનોહર અને સત્યવચન બોલી દ્રૌપદીની પ્રદક્ષણા ફરી પગે લાગી તેની આશીષ માથે ચડાવી સત્યભામા રથમાં બેઠાં. શ્રીકૃષ્ણ તો સત્યભામાની મુખમુદ્રા જોઇનેજ જાણી ગયા હતા કે હવે આ સત્યભામા બીજાંજ છે તેથી પ્રસન્ન થઇ તરત દ્વારકામાં પધાર્યા. ત્યાં આવ્યા પછી સત્યભામાએ દ્રૌપદીના ઉપદેશ પ્રમાણેજ વર્તવા માડ્યું કે જેથી શ્રીકૃષ્ણ અને સત્યભામાના સુખનો અને સ્નેહનો પારજ રહ્યો નહિ. મારાં પ્રિય બેનો! વિચારો. શ્રીકૃષ્ણ જેવા કે જેઓ સર્વ જગત્‌ના ક્લેશનો નાશ કરે તેવા પણ સ્ત્રિયોના ક્લેશથી કાયર થઈ જાય છે ત્યારે માણસ તેવા ક્લેશથી કાયર થઇ જાય તેમાં શું આશ્ચર્ય? માટે કોઇ પ્રકારે પોતાના પતિના મનમાં ક્લેશ આવે તેવું કામ ન કરવું એજ સ્ત્રિયોનો મુખ્ય ધર્મ છે.

ઘણી નીચ સ્ત્રિયો પોતે અનેક પ્રકારના કલેશ કરી પોતાના પતિને કાયર કાયર કરી નાંખેછે તેથી તેઓ પોતાની સ્ત્રિયો સાથે ઉદાસ થઇ વાતચિત અને હસવા બોલવાનું બંધ કરે છે એટલે તે નીચ સ્ત્રિયો મંત્રતંત્ર કામણવિગેરે કરાવી પોતાના પતિને વશ કરવા ધારે છે; પણ આ ઠેકાણે સતીશિરોમણિ પાંચાલીનોજ પતિવશ કરવાનો અમૂલ્ય ઉપાય સદૈવ સ્મરણમાં રાખવો જોઇએ. વિચારો કે જે જે દુઃખ પાંચાલીઉપર આવી પડયાં છે તે તે દુઃખોના હજારમાં હિસ્સાને પણ કોઇ બીજી સ્ત્રી સહન કરી શકવાની? કદી નહિ. ખરૂં બોલિયે તો પાંચાલીના પતિવ્રતાપણાનોજ એ સર્વ પ્રભાવ છે. જગતમાં દેવકન્યાઓ, નાગકન્યાઓ કે રાજકન્યાઓ કેટલી કેટલી નથી થઇ નથી થાતી કે નહિ થાય, પણ શ્રીકૃષ્ણ જેવા જગદ્ગુરૂની પણ સ્ત્રીને સ્ત્રીધર્મમાં ગુરૂ થનાર પાંચાલી એકજ રાજકન્યામાં રત્ન થયાં છે એમ કહિયે તોપણ તે અઘટિત નથી. પાંચાલીના મહિમાવિષે જેટલું બોલિયે તેટલું ઓછું છે. માટે હું ટુંકામાં એટલુંજ કહું છું કે પવિત્ર પાંચાલીયે સત્યભામાને જે જે ઉત્તમોત્તમ હિતનાં વાકયો કહ્યાં છે તે તે વાકયોને એક રત્નની માળા માની તમારા હૃદયમાં રાખો જેથી તમારો ખરો ધર્મ સમજવાથી અને ખરો ધર્મ પાળવાથી તમારૂં આ લોકનું અને પર લોકનું કલ્યાંણ થશેજ.

### અનુષ્ટુપ્.

પાંચાલીના પ્રતાપેથી, સત્યભામા સુખી થયાં;
પતિના પ્રેમને પામ્યાં, દુઃખ દૂર વહી ગયાં.
શોધી લો સાર તેમાંથી, તમે તેમ સુખી થવા;
આધિવ્યાધિ ઉપાધિનાં, દુઃખ દૂર વહી જવા.
શુદ્ધ શીલ, સદાચાર, પતિનો પ્રેમ, સત્યતા;
મર્યાદા, લાજ આદીની, સ્ત્રીજનોને અગત્યતા.
ઇચ્છો તેવાં થવા આપ, તો તે દૂર કંઈ નથી;
મનુષ્યો છો તમે માટે જુવો મન વિષે મથી.

---

# चंद्रप्रभा चरित्र.

એક કોઇ પોતાના બુદ્ધિબળથી ગીર્વાણગુરૂ બૃહસ્પતિના પણ બુદ્ધિબળના પ્રતાપને તરછોડનાર, પ્રતિપક્ષી રાજાઓરૂપ અંધારાને પોતાના પ્રતાપરૂપ સૂર્યથી ઉખેડી નાખનાર, કોમળ અને મનોહર કરથી ચંદ્રમાની માફક રૈયતને રંજન કરનાર, કોક પક્ષીનીપેઠે મિત્ર મંડળના ઉદયમાંજ હૃદય રાખનાર, દયાળુપણાથી શીબીઆદિ રાજાઓની ઉપમાનું માન મેળવનાર, નિરૂપમ શૌર્યથી સર્વ લોકના ભયને ભગાડનાર, ન્યાયથી શત્રુમિત્રને સરખા રાખવાની મોટાઇને મેળવનાર, સારી કીર્તિરૂપ સુધાના સમુદ્રથી સકલ લોકને આનંદ આપનાર, અને દુનિયાંને ડરાવનારા દુષ્ટોને દંડ દેવામાં પ્રચંડ કાળરૂપ કીર્તિપાળ નામે અપૂર્વ ભૂપાળ હતો. તેને સર્વ સતીજનોના શિરોમણીરૂપ સુકન્યા નામે પ્રમાણિક રાણી હતી, અને મન, વચન, કર્મથી, એક રૂપ, વિદ્યાવાન્ માણસોના મનરૂપી મોરને વિસામાના વૃક્ષરૂપ, કરૂણારૂપ અમૃતવડે ભરપૂર ઉર હોવાથી શરણે આવેલા દીન અને અનાથ લોકોને આશરો આપનાર શિવશર્મા નામે પવિત્ર મિત્ર હતો. તે શિવશર્માને પણ સુશીલતા અને સરલતાની શાળારૂપ સુબાળા નામે એક ધર્મપત્ની હતી.

એક દિવસ તે રાજા અને તેનો પ્રધાન બેય પોતાના પ્રારબ્ધની પ્રબળતાથી અરધી આવરદા જતાંસુધી પણ પુત્રના સુખદર્શનનું સુખ ન સાંપડવાથી "અરે હાય હાય! મહાત્માઓના મોટા અનુગ્રહવિના પુરૂષો ચાર પુરૂષાર્થના પાત્ર થતા નથી," એમ વિચારીને એકદમ "આપણે પરમેશ્વરનો પ્રસાદ પ્રાપ્ત થયાશિવાય આ પુરમાં પાછું પેસવું નહિ" એવી પ્રતિજ્ઞા કરી કોઇ ન જાણે તેમ નગરની બહાર નીકળી ગયા. તેણે બે ત્રણ યોજન માર્ગ માત્ર ઉલંઘન કર્યાબાદ કળિકાળના પરાભવથી બીનેલું સત્યુગનું સ્થાન હોયની જાણે? અહિંસાનું રાજ્ય હોયની જાણે? અસ્તેયતાનું આગણું હોયની જાણે? સત્યને ઉત્પન્ન થવાનું સ્થળ હોયની

જાણે? બ્રહ્મચર્યનું સિંહાસન હોયની જાણે? અને અપ્રતિગ્રહને રમવાની રંગભૂમિ હોયની જાણે? એવા એક મોટા ઋષિનો આશ્રમ દીઠો. તે આશ્રમમાં ચાલતાં ચાલતાં અતિ નીચે નમેલી ડાળિયોમાં વળગેલાં મૃગચર્મ અને કમંડળુવાળાં વૃક્ષો હોવાથી કેમ જાણે ઋષિકુમારો હોય તેમ તેને ચોતરફ જોતા, ઘણા કાળના સહવાસના સંબંધથી વેદશાસ્ત્રમાં પ્રવીણ શુકમારિકાઓથી શંકા પામતા મુનિ બાળકોએ બોલાતા એવા શામ અને યજુર્વેદોને સાંભળતા, એટલુંજ નહિ પણ—"શિવશર્મા! જુઓ, આ ઝાડમાં આ પોપટ મહાભારત ભણે છે, આ બીજા ઝાડમાં બીજો પોપટ રમણીય રામાયણોના ગીત ગાય છે, ત્રીજી તરફ ત્રીજો પોપટ ધર્મશાસ્ત્રોની ધુન મચાવે છે, આ ચોથી તરફ ચોથો પોપટ વેદાંત વાદ ચલાવે છે અને આ સર્વ પક્ષીઓ શ્રદ્ધાસહિત મુનિજનોની માફક મન દઇને સાંભળે છે." "હા, મહારાજ! તેમજ છે, આપ આ તરફ પણ દૃષ્ટિ કરો. આ મેના એક તરફ સતિયોના ધર્મને, એક તરફ બીજી મેનાં સતિયોના સારાં ચરિત્રને, એકતરફ ત્રીજી મેના કુળધર્મને, એકતરફ ચોથી મેના કુલીન સ્ત્રિયોના ધર્મને ગાય છે; અને બીજીઓ નિશ્ચળ થઇને મુનિની સ્ત્રિયોની માફક એક ચિત્તથી સાંભળે છે."

એમ પરસ્પર એક બીજાને આશ્રમના ભાગો દેખાડતા અને "અરે આ કોઇ મહર્ષિના સંગમનો પ્રભાવ છે" એ રીતે વિચાર કરતા ફરે છે, તેટલામાં એક વડના વૃક્ષની નીચે કેમ જાણે મૂર્તિમાન્ તપ હોય? કેમ જાણે ધર્મનો અવતાર હોય? તપને અંગીકાર કરનાર કેમ જાણે અગ્નિદેવ હોય? શિવભક્તના દ્વેષના મોટા પાપને નાશ કરવા વાસ્તે તપસ્વીનો વેશ લેનાર કેમ જાણે સૂર્ય હોય? કળિકાળના પાપને પરાભવ પમાડવા પરમશિવની ઉપાસના સારૂ દેહ ધરનાર કેમ જાણે વેદ હોય? તેમજ જન્મથી માંડીને સદાશિવના ચરણારવિંદની સેવાથી થયેલ મૂર્તિમાન્ પુણ્ય હોયની જાણે? તેમ જટાજુટને ધારણ કરનાર, રૂદ્રાક્ષનાં કડાં, રૂદ્રાક્ષના બાજુબંધ, રૂદ્રાક્ષનો

ગંઠા, ને રૂદ્રાક્ષના હારને ધારણ કરનાર અને પીંગળી જટામાં બાંધેલી રૂદ્રાક્ષની માળાથી, જટાજૂટમાં મોટા નાગને બાંધનાર સદાશિવની બરોબરી કરનાર, મૂલથીજ મન્યુને ઉખેડી નાખનાર ઉપમન્યુ નામના મહામુનિનાં દર્શન થયાં; જે મુનિનું આખું શરીર વિભૂતિથી ધુસરૂં થઇ ગયેલ છે ને જમણા હાથમાં સ્ફટિકમણિની માળા છે તે કેમ જાણે દક્ષ પ્રજાપતિના શ્રાપથી ક્ષયરોગી થયેલ પોતાના પતિ ચંદ્રમાના કલ્યાણ માટે પ્રાર્થના કરવા તારાની પંક્તિઓ આવી હોય એમ દેખાય છે, જેના ડાબા હાથમાં ધારણ કરેલું સ્ફાટિકમણિનું કમંડળ કેમ જાણે ગુરસ્ત્રીના સ્પર્શના સાંભળવાથી કોપ પામેલા શંકરથી ડરીને, શિવનો ભક્ત પણ શિવના ક્રોધથી બચાવવા સમર્થ છે એવું જાણી આશરે આવેલ ચંદ્ર હોય એમ જણાય છે, અને જે શતરૂદ્રીના મંત્રથી પોતાની સામે ચિંતામણિમય શિવલિંગને અભિષેક કરે છે. આ સમયે "અહો ! આપણાં મોટાં ભાગ્ય" એમ માની આંખમાં આંસુ લાવતાં બેયજણા હાથ જોડી તેના પગમાં પડ્યા. શિવાર્ચન સમાપ્ત થયા પછી 'તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? અને અહીં આવવાનું શું કારણ છે?' ઈત્યાદિ પ્રશ્નો તે મહાનુભાવ મહર્ષિએ પુછ્યાં ત્યારે તે બેએ પોતાના આવવાનું ખરૂં કારણ કહી સંભળાવ્યું. તે સાંભળી તે મહામુનિ, એક મુહૂર્ત્ત આંખ્યો મીંચી ધ્યાન ધરી એકદમ હશીને બોલ્યા કે, "પ્રિય પુત્રો! બુદ્ધિરૂપ ધન ધારનાર ધીર પુરૂષે કદી કોઇપણ કામમાં નિરાશ થવું નહિ, પણ જ્યાં સુધી બુદ્ધિ અને બળ ચાલે ત્યાં સુધી તેમાં યત્નજ કર્યા કરવું, એ વાત શાસ્ત્રસિદ્ધ છે માટે તમે પણ તમારૂં ધાર્યું થવા માટે અગીયાર અતિરૂદ્રનો આરંભ કરો તેથી અપર્ણાપ્રાણેશ્વર સદાશિવ રાજી થઇ તમારૂં કલ્યાણ કરશે." એમ કહી મુનિ બોલતા બંધ થયા. પછી સારો દિવસ જોઈ તે અતિરૂદ્ર કરવામાં તેજ મહર્ષિને મુખ્ય કરી શુભ કાર્ય કરવાનો આરંભ કર્યો અને પોતપણ પ્રેમપૂર્વક શિવદિક્ષા લઇ ભસ્મરૂદ્રાક્ષાદિક ધારણ કરી હમેશાં શિવપૂજન

કરવા માન્યું. એમ કેટલાએક દિવસો નિકળી ગયા પછી એ અતિરૂદ્રની સમાપ્તિને દિવસે સવારમાં ઉઠી "પ્રિયપુત્રો! ભક્તવત્સળ ભગવાન્, પાર્વતીવલ્લભની ભક્તવત્સલતા જુઓ." એમ કહી મહામુનિ હસ્યા. તે સાંભળી "મહારાજ આપને આમ એકદમ હસવુ શ્યાથી આવ્યું? એ જો કેહેવા યોગ્ય હોય તો કેહેવાની કૃપા કરશો એવી આશા છે." આવું તેઓનું બોલવું હજી પુરૂં નથી થયું ત્યાંજ મહાનુભાવ મહર્ષિ બોલી ઉઠ્યા કે "પુત્રો! કાંઇ છાનું નથી. જો તમને કૌતુક લાગતું હોય તો સાવધાન થઇ સાંભળો."

એક શોભાવનાર આખી પૃથ્વીનો, પોતાના પ્રતાપના તાપથી તપાવનાર શત્રુઓનો, વિખ્યાતખ્યાતિ નર ત્રિભુવનનો, સરદાર શૂરવીરોનો, મુખી મતીમંતોનો, સીમાડો સૌજન્યનો, ભંડાર સદ્ગુણરત્નોનો, તેમજ વિનય વિવેક ને આર્જવની રંગ ભૂમિરૂપ અને દયા ઔદાર્ય ને ચતુરાઇની અવધિરૂપ શત્રુશલ્ય નામે રાજકુમાર હતો. તે એક દિવસ પ્રણયી વિનયવાન્ માણસમાન મલયશીલ નામના પ્રધાન ઉપર આખી પૃથ્વીનો કારભારનો ભાર નાંખી નગરની બહાર નીકળી ગયો. તે ચારેકોર કૌતુકને જોવાની ઇચ્છાથી ધોળા ઘોડા ઉપર બેસી જૂદી જૂદી જાતનાં વીરપુરૂષોને લાયક હથીયારો ધારણ કરી પ્યાદાઓની સાથે પુણ્યરૂપ વગડામાં ફરતો હતો તેટલામાં એક ઉંચો પર્વત તેની નજરે પડ્યો; જેનાં મોટાં અને ઉંચા શીખરો ઘણાં ઝાડોની ઝાડીની લીલી છાયાથી છવરાઇ રહ્યાં હતાં અને જેમાં ચોતરફ હજારો જળના ઝરણામાં પેસતાં ને બહાર નીકળતાં અનેક રંગબેરંગી પંખીઓના કુળનો કલકલ કોળાહળ થઇ રહ્યો હતો. મનુષ્યવિનાનો અને વર્ણવી ન શકાય એવી શોભાવાળો આંખોને અને અંતરને આનંદ આપનારા એ પર્વતને જોઇ વિશેષ જોવાનું કૌતુક પેદા થવાથી પોતાના સ્નેહી ચાકરોને બોલાવી કહ્યું કે, "માણસો! આ ઘોડાની સરખ પકડી બેઘડી બેસો એટલામાં હું આ સજ્જનોની મનોવૃત્તિ જેવી અતિગંભીર પર્વતની ગુફામાં જઇને તેમાં કોઇ પણ મહામુનિ મળશે તો તેને પ્રેમથી પ્રણામ કરી પાછો

તરત તમારી પાસે આવું છું" આમ કહેતી વખત તેને કૌતુક જોવાના ઉત્સાહથી પોતાના કર્ત્તવ્ય વિચારો વિસ્મરણ થઇ ગયા હતા. અને ચાકરો પણ "જેવી હજુર સાહેબની આજ્ઞા" એમ કહી ગુફાના મુખ આગળની શીલાઉપર બેઠા. પછી પોતે એકલોજ ગુફાના અંધારામાં પેઠા. અતિ ઘોર અંધારામાં ચાલતાં તેના દેખવામાં કે સાંભળવામાં કાંઇ આવતું નહતું તેમ બહાર નીકળવાનો રસ્તો પણ જાણવામાં આવતો નહોતો અને બેય બાજુની ભીતને પોતાના બેય હાથથી થથુમતાં થથુમતાં તેણે ચાર યોજનનો રસ્તો કાપી નાખ્યો. તેટલામાં ફરીને સુર્યનારાયણના ઉદયથી ગુફાના મોહાડું અજવાળું દેખાણું એટલે તરત તેમાંથી ઘણો હર્ષ પામી બહાર નીકળી નજર કરે છે તો મનને અને અંતઃકરણને આનંદ આપનાર એક ઘણું સુંદર સરોવર દીઠું, જે સરોવર પદ્મરાગમણિના પગથીયાંથી બાંધેલું હતું, જેમાં સુંદર કમળનાં ફુલો અતિઉત્તમ પદ્મરાગમણિની શોભાને શરમાવતાં હતાં, જેનાં પગથીયાં પદ્મરાગમણિના બનાવેલા મનોહર હંસ, કારંડવ, ચક્રવાક, અને જલકુકડીયોથી અતિ શોભિતાં હતાં, જેના પાણીમાં પદ્મરાગમણિનાં મગરમચ્છો ડબકાં દેતા હતા, અને જેના કાંઠાઉપર માણસ કે પશુપક્ષીઆદી કાંઇપણ નજરે પડતું ન હતું. તેના કાંઠાઉપર થોડીવાર વિશ્રામ લઇ તે સરોવરના જેવાથી જેટલામાં તેનો શ્રમ સર્વ શાંત થયો અને પાણીના ઓસડથી ભૂખનો રોગ ભાગી ગયો તેટલીવારમાં આમ તેમ નજર કરે છે ત્યાં થોડે દૂર પાર્વતીના પતિ ભગવાન્ સદાશિવનું મંદિર દીઠું. પદ્મરાગમણિની એક પુતળી ત્યાં સ્તુતિ કરતી હોય તેમ હાથ જોડીને ઉભેલી હતી તેની પાસે જઇ શિવલિંગનાં દર્શન કરી તેજ પુતળીની પછવાડે રહેલી શીલા તરફ નજર કરે છે ત્યાં આ પ્રમાણે લખેલું દીઠું.

અનુષ્ટુપ્.

'અહો અહીં અહોરાત્ર, ન રહો દેવદાનવો,
ન રહો હઠથી રેતાં, થશો માણિક્ય માનવો. ૧

જો કોઇ દેવયોગેથી, અહીં આવી ચડે કદી,
પાસેના પર્વતામાંહી, આળવો છેક એક દી.' ૨

આ અક્ષરો વાંચી તે સુકુમાર રાજકુમારે વિચાર કર્યો કે "અહો! આ અતિરમણીય જાયગા છતાં આ શીલાલેખના લખનારે અહીં રહેવાને વાસ્તે મના કરેલ છે પણ તેનો શું અભિપ્રાય હશે તે મારા હૃદયમાં આવતું નથી, અથવા એવું ઉત્તમ ભાગ્ય કોનું હોય કે જે આમાં ક્ષણ પણ રહેવાના સુખનું પાત્ર થાય. ઠીક હું તો પૂર્વ પર્વતની ગુફામાંથી આવ્યો છું માટે તે લેખકારની આજ્ઞાપ્રમાણે પશ્ચિમ પર્વતની ગુફામાં પેશી જોઉ કે તેમાં કોઈ મુનિ કે માનવ કોઇ દેવ કે દાનવ અથવા કોઈ સિદ્ધ કે ગંધર્વ હોય તો તેને પ્રણામ પૂર્વક નમ્રતાથી નમીને આ જાયગાવિષે જે મને વિસ્મય થાય છે તેનો ખુલાસો સારી રીતે મેળવુ." એમ વિચારી પ્રથમપ્રમાણે પશ્ચિમ પર્વતની ગુફામાં પેઠો અને અનુમાનથી બે ચાર દિવસે એક દિવસ બપોર વખતે મોટી મેહેનતથી ભૂખ તરશ અને ઉજાગરાથી ઉદ્વેગ પામેલો તે ગુફામાંથી બાહેર નીકળી જ્યાં જુએ છે ત્યાં એક મોટું તળાવ તેની નજરે પડ્યું; જેની ચોતરફ બરફની માફક ઠંડક ઉપજાવનારાં સ્ફાટિકમણિનાં પગથીયાં બાંધેલાં હતાં, અને જેની રચના આગળ આવી ગયેલા સરોવર કરતાં જરા પણ ઉતરે તેવી નહીં હતી. ત્યાંનું પાણી પીવાથી તેનો શ્રમ શાંત થયો એટલે આ કૌતક જોવાના હેતુથી જ્યાં ચારેતરફ નજર કરેછે ત્યાં એક સ્ફાટિકમણિનું શિવાલય તેના જોવામાં આવ્યું અનેત્યાં જઇ તેમાં રહેલા સ્ફાટિકમણિના શંકરનાં દર્શન કર્યાં. થોડી વારે એક સ્થંભમાં સ્ફાટિકમણિની પુતળી ઉપર શીલામાં પ્રથમની પ્રમાણે લેખ જોવામાં આવ્યો તેમાં તફાવતમાત્ર એટલોજ હતો કે "એક અહોરાત્ર રેહેવાથી સ્ફાટિકમણિ થઇ જાશે." એવું વાંચી તે રાજકુમારે પશ્ચિમ તરફની ગુફામાં જવાનો રસ્તો પકડ્યો. ઘણુંકરીને મન એક નિરાકાર અને નકહી શકાય તેવાં રૂપનું છે તોપણ તેનો સ્વાભાવિક ધર્મ એવો છે કે તે સારી અથવા નરતી બાબતમાં લાગે છે ત્યાર પછી ગમે એટલી આપત્તિ

આવે કે ગમે એટલી અપકીર્ત્તિ થાય કે ગમે તેટલી હાની થાય તોપણ તે બાબતથી પાછું હઠતું નથી. આ એના સ્વાભાવિક હઠ પાસે ગુરૂના ઉપદેશો, શાસ્ત્રોનું સાંભળવું તથા સજ્જનોની મૈત્રી નકામી છે. તે પોતેજ તે બાબતમાં ઠોકર ખાધાવિના, મોટા પસ્તાવામાં પડ્યા વિના અથવા પ્રાણાંત આપત્તિ આવ્યાવિના કદી નરમ પડતું નથી. આ સુજ્ઞ રાજકુમારનું મન પણ હજુ નરમ પડ્યું ન હતું. તેથી પાછો ન વળતાં કેટલાએક દિવસે તેમાંથી બહાર નીકળી આકાશ સામે નજર કરી ત્યાં દિવસ આથમવાને માત્ર પાંચ છ ઘડીની વાર હતી. પ્રથમ જેમ પદ્મરાગમણિનું અને પછી સ્ફટિકમણિનું સરોવર આ રાજકુમારના જોવામાં આવ્યું હતું તેમ આ સમયે પણ નીલમણિમય સરોવર જોવામાં આવ્યું. એટલુંજ નહિ પણ તેના પ્રદેશો પશુપક્ષી તથા જળજંતુઓ પણ પ્રાણરહિત નીલમણિનાં બનેલાં દેખાતાં હતાં તેથી તે રાજકુમારના મનમાં વિચાર આવ્યો કે 'અહો! આ કોઇ ઋષીના શ્રાપનો પ્રભાવ હશે તેવિના આ સ્થળ દેવદાનવોને રેહેવા લાયક છતાં તે બેય ઠેકાણે લેખમાં મના કરવાનું કારણ શું? ગમે તે હો, હું તો ઘણો થાકી ગયો છું માટે આ નીલમણિમય શંકરના મંદીરમાં જરા વિશ્રામ લઇને પાછું ચાલવું શરૂ કરીશ, એમ વિચારી ઘણા પ્રવાસને લીધે કોમળ પગની તળીઓ પાકી આવેલી હતી તેથી ધીરેધીરે શિવમંદીરમાં આવી દર્શન કર્યાં થોડીવાર વિશ્રામ લેવા વિચાર કરે છે એટલામાં તો વળી નીલમણિની પુતળી પછવાડે ત્રીજો શીલાલેખ તેની નજરે પડ્યો. જેમાં આગળના કરતાં માત્ર એટલોજ ફેરફાર હતો કે "આ જાયગામાં સાયંકાળ સુધી જે રહેશે તે નીલમણિ થઇ જાશે. જો કે પેહેલાં આ સુંદર સરોવરનું જલ પીધાથી અને આ સ્થળની મનોહરતાનું સુખ લીધાથી થાક ઉતરી ગયો હતો તો પણ આવા અક્ષરો વાંચવાથી પાછો તે તાજો થઇ આવ્યો અને તેની બુદ્ધિપણ તેની સાથેજ થાક પામી ગઇ. હવે શું કરવું? એ વિચારમાં તે મૂઢ થઇ ગયો.

(અપૂર્ણ.)

# સ્ત્રીબોધવિષે બે બોલ.

હાલમાં જેમ છોકરાઓને કેળવણી અપાય છે તેમજ છોકરિયોને પણ અપાય છે. એ બેયને જે કેળવણી અપાય છે તેમાં માત્ર ભાષા, ગણિત અને ભુગોળાદિતું જ્ઞાન કરાવવામાં વિશેષ લક્ષ અપાય છે. તોપણ તે કેળવણીને સારૂં માન ઘટે છે કેમકે તેના પ્રતાપથી આજ કોઇ સૂક્ષ્મ વિચાર કરે તો જાણી શકે કે એ છોકરાઓ ને છોકરિયોને અપાતી કેળવણીમાં ફેરફાર થવો જોઇએ. અને છોકરિઓની કેળવણીમાં તો મોટામાં મોટો ફેરફાર થવો જોઇએ છિયે. પરંતુ તે જાણી શકવાને મુખ્ય વિવેકનો ઉપયોગ છે તો તે વિવેક કાળયોગથી ક્વચિતજ જોવામાં આવે છે.

સુખ મેળવવાનો આધાર, સપત્તિ સાંપડવાનો આધાર, કુસંપ કપાવાનો આધાર, દેશના ઉદયનો આધાર, વિદ્યાની વૃદ્ધિનો આધાર, લક્ષ્મીસંબંધી લાભનો આધાર, નિરંતર નિર્ભય રેહેવાનો આધાર, અહર્નિશ નિશ્ચિંત રેહેવાનો આધાર, સદાય સન્માર્ગમાં જવાનો આધાર, નિષ્કલંક કીર્ત્તિ કરવાનો આધાર, વિશ્વમા વખણાવાનો આધાર, સર્વે શોભાનો આધાર, વિપત્તિ વણશી જવાનો આધાર, અનેક ઉન્નતિ આવવાનો આધાર અને ટુંકામાં કહિયે તો ધર્મ અર્થ કામ અને મોક્ષનો આધાર સ્ત્રિયોની સારી કેળવણી ઉપર રહ્યો છે એમ કહેવાને કંઇ સંદેહ ઉત્પન્ન થતો નથી. માટે ઉપર પ્રમાણે લાભ લેવા ઇચ્છનાર પુરૂષોએ સ્ત્રીકેળવણી માટે અવશ્ય સૂક્ષ્મવિચારપૂર્વક લક્ષ આપવું જોઇએ.

પણ અનુમાન એમ થાય છે કે કાળના અને ગુણના મહાત્મ્યથી જેવી દેખાદેખીયે માણસ ચડે છે તેવે વેને પછી ધોમધોકાર ચાલ્યું જવાય છે. એ કોઇનું અજાણ્યું નથી.

છોકરીનો જન્મ થયા પછી તેને સજ્ઞા થવા મંડે એટલે તેને કાને સારા સારા શબ્દો જાય તેમ તેમનાં માતાપિતાએ બોલવું. એમ કરવાથી તે બોલવા શીખે છે ત્યારે સારા શબ્દો બોલે છે. જેવી

જાતિની વર્તણુંક બાળકની કરાવવી હોય તેવીરીતે તેમનાં મુરબ્બીઓએ વર્ત્તવું જોઇએ. બોલતાં શીખ્યા પછી રમવા જવા જેવડું થાય ત્યારે તેને નઠારી રમતમાં કે નઠારા સંગમાં ન જવા દેવું. બને તો તેને પોતાના ઘરમાંજ રમવા દેવું. એને માટે એવી રમત ગોઠવી દેવી કે તેમાંથી તેને સારો બોધ મળે. ભલે તેમની અણસમજ ભરેલી અવસ્થા હોય તોપણ સારી સારી સદુપદેશની તેનાથી સમજી શકાય તેવી વાતો તેને સંભળાવવી. સાંભળ્યા પ્રમાણે તેનાથી ન થઈ શકે એમ લાગે તોપણ ફરીફરીને તેમને સ્મરણ આપ્યા કરવું. જેવી રીતે માતાપિતા કે બીજાં કોઇ પરસ્પર વિનયથી બોલતાં હોય અથવા આવ્યાં ગયાં માણસોનું માન રાખતાં હોય તેવી રીતે છોકરાં રાખે છે, માટે કદી માવતરે પોતે ગમે તેમ ચલાવ્યું હોય તોપણ પ્રજાને માટે ઘરમાં વિનય ભરેલી રીતભાત રાખવી; આથી છોકરૂં વિવેકી થઇને આજ્ઞા માનવાના સ્વભાવવાળું થાય છે. છોકરો હોય તો તે બાપનીઉપર વળે છે અને છોકરી હોય તો માની ઉપર વળે છે.

આ પ્રમાણે વિવેક પામેલી છોકરીને આઠ વરસની થયા પછી કાંઇ કાંઇ ઘરનાં નાનાં કામમાં અને વિદ્યા ભણાવવમાં લગાડવી. સારી કન્યાશાળા હોય તેમાં અભ્યાસ કરવા મોકલવામાં આવે તોપણ જ્યાંસુધી કન્યાશાળામાં સદુપદેશની બાબત નથી ચાલતી ત્યાંસુધી તેને સદુપદેશ આપ્યા કરવો. લુગડાં કેવી પ્રૌઢતાથી પેરવાં, બોલવું કેમ, માતાપિતા, ભાઇભાંડુ અને બીજાં મુરબ્બીઓની સાથે કેમ વર્ત્તવું, ભણવામાં અને કામકાજમાં કેવીરીતે વર્ત્તવું, તે તેમને સારી પેઠે શીખવી દેવું જોઇએ.

સંસારમાં દેખાદેખી અને દુઃસંગના પ્રબળથી પાંચ પાંચ વરસનાં છોકરાં એવાં તો નઠારા થઇ જાય છે કે તેની તે નઠારી ચાલ સો વરસનાં થાય તેપાણ જતી નથી. આવી નઠારી ચાલો ટુંકામાં સર્વે સુખનો અને ધર્મનો નાશ કરનારી છે, તોપણ તેનું આંહી વિવેચન કરવાની જરૂર નથી કેમકે સંસારમાં ઘણાં માણસો તે વિષયનાં અનુભવી હોય છે. માત્ર એટલુંજ કહેવાનું કે પોતાનું બાળક

તેવે વેન ન ચડે તેને માટે નિરંતર માતાપિતાએ સચિંત રેહેવું. આઠથી અગીયાર બાર વરસની છોકરી થાય ત્યાં ઘરનું મુખ્ય મુખ્ય કામકાજ, બોલવા ચાલવાનો વિવેક, વિદ્યાનું સાધારણ જ્ઞાન, માતાપિતા આદિ તરફ કેવી નમ્રતાથી વર્તવું, તે સઘળું શીખવી દેવું જોઇએ.

આટલેસુધી જે કામકાજ, જે સદ્ગુણ અને જે વિદ્યાઆદિ શીખવામાં આવે છે તેની દેખરેખ માતાપિતાની હેઠલ હોય છે, અને પછી તે દેખરેખ તદન મેલી દેવી જોઇએ, એ વાત ભૂલ ભરેલીછે. છોકરીને યોગ્યવરની સાથે પરણાવ્યા પછી જ્યાંસુધી તેમનું મન માતાપિતા તરફ વધારે વલન રાખતું હોય ત્યાંસુધી તેને નિરતર કામકાજ શીખવાનો, સદ્ગુણ મેળવવાનો, સારૂં કેહેવાવાનો, ભણેલી વિદ્યાનો ઉપયોગ કરવાનો, સાસરિયાં સાથે અને તેમના સ્વામી સાથે શુભ રીતે વર્તવાનો, મર્યાદા રાખવાનો, વસ્ત્ર અને આભૂષણના વિષયમાં મોઢતા રાખવાનો, સુખદુઃખમાં સમતા રાખવાનો, પોતાની કે પરની વાત પેટમાંજ રાખવાનો, સંસારનો અનુભવ લઇ અને તેનો શુભસાર ગોતી તે પ્રમાણે ચાલવાનો, અને તેમને જેમ સર્વ સુખ મળે તેમ વર્તવાનો અને બેય કુળને શોભા આપે એવો ઉપદેશ ક્રમેક્રમે, વખતે વખતે અને તેના અંતઃકરણમાં ઉતરે તેમ તેમની માતાએ આપ્યા કરવો.

પરણ્યા પછી છોકરીનું મન માતાપિના તરફ કેટલોક વખત રહે છે તેટલા વખતમાં તેમપ્રમાણે ઉપદેશ દઇ દેવો; તેઉપરથી તેને પોતાના ઘરનું અભિમાન બંધાય છે. તેને સાસરે ગયા પછી તેના સર્વ સદ્ગુણમાં વૃદ્ધિથવાનો આધાર મુખ્ય પતિ અને ત્યાર પછી સાસુ આદિ માન્ય સ્ત્રિયોઉપર હોય છે; માટે બનતાં સુધી પતિ યોગ્ય વયનો અને સદ્ગુણી જોવો જોઇએ.

છોકરી સાસરે ગઇ એટલે પછી તેમની સાસુએ તેમને ઉપર જે માતાએ સદ્ઉપદેશ આપવાના લખ્યા છે તે ક્રમે કરીને આપવા. સાધારણ રીતે તે કામ સાસુનું છે પણ વિશેષ તે કામ તેના પતિનુંછે

તેમનું અધુરૂં જ્ઞાન પૂર્ણ થાય, સર્વ સદ્ગુણ પ્રાપ્ત થાય, ઘરનું કામકાજ સારી રીતે કરી શકે અને જે જે પિતાને ઘેર શીખવામાં આવ્યું હોય તે તે બાબતનો આંહી સારી રીતે અનુભવ લઇ સંતોષ ઉપજાવે એ શીખવવાનું ધણીના હાથમાં છે. ઉપર લખ્યાપ્રમાણે સ્ત્રીને તેમના પીયરમાં બોધ થયો હોય છે તો પછી પતિને એક સેજસાજ પ્રયાસ લેવો પડે છે અને એટલામાં તો સ્ત્રીને સારૂં જ્ઞાન આવી જાય છે. કદી માતાપિતાને ત્યાંથી થોડો બોધ મળ્યો હોય તો સ્વામીને વધારે મેહેનત પડે છે, પણ તે મેહેનત લેવીજ જોઇએ કેમકે તેમાં પોતાના સર્વે સુખનો આધાર છે. જો કે સ્ત્રિયો વાંચે તેવાં પુસ્તકો થયાં નથી તોપણ થવાનો સંભવ છે, તે સમયની અંદર સારાં સારાં સતિઓનાં ચરિત્રો કે ઘરસંબંધી કામકાજનાં પુસ્તકો તેમને વાંચવા રાખવાં. તેશિવાયનાં ઇતિહાસ કે નાટક આદિ પુસ્તકો વાંચવાની કાંઇ જરૂર નથી. નાટક આદિમાં ઘણો પ્રેમ દર્શાવ્યો હોય તેથી કોઇને એમ થાય કે તે વાંચવા યોગ્ય છે પરંતુ અમારો અભિપ્રાય એમ છે કે જ્યાંસુધી સત્વગુણી અને પ્રૌઢ તથા દ્રઢ વિચારનો સ્વભાવ થયો ન હોય ત્યાં સુધી તે પુસ્તકો નુકશાન ન કરે તોપણ કશો ગુણ તો કરતાંજ નથી. કદી એવાં પુસ્તકોમાંથી ધણીને ઇચ્છા થાય તો ભલે પોતાને પ્રિયભાગ હોય તે સંભળાવે; પરંતુ સ્ત્રિયે સ્વતંત્ર રીતે તો કદી પણ કોઇ તેવું પુસ્તક વાંચવું જોઇએ નહિ. પરણ્યા પેહેલાં માતા-પિતાની આજ્ઞાને આધીન રેહેવું અને પરણ્યા પછી પતિની અને સાસરાંની આજ્ઞાને આધીન રેહેવું એ માતાપિતા તરફથી અપાયેલી કેળવણીઉપર આધાર રાખે છે તોપણ કદિ કાંઇ તેવિષયમાં ન્યૂનતા હોય તો પતિનો સહવાસ થતાંજ સંપૂર્ણ થવી જોઇએ.

જ્યારે એવી નિશાળો નથી થઇ કે, પ્રસિદ્ધરીતે સદ્ગુણો ગ્રહણ કરવાનાં ભાષણો થાય ત્યારે તે થાય નહિ ત્યાં સુધી પીયરને આ-ધીન હોય ત્યાં સુધી માતાએ અને સાસરાંને આધીન હોય ત્યારથી મુખ્ય તો પતિયે તેવિષયમાં પ્રીતિ રાખવી. જો શોધ કરીયે તો સ્ત્રિ-યોના, પતિના, પુત્રના, શિષ્યના ઇત્યાદિ ઘણા ધર્મો શાસ્ત્રોમાંથી

નીકળે છે પણ તેવી રીતે કોઇ તે ધર્મ કાઢવાને પ્રેરણા કરતું નથી. પરણ્યા પેહેલાં માતાપિતાને ઇશ્વર સમાન માનવાં અને પરણ્યા પછી સાસુસસરાને માતાપિતાસમાન માનવાં, અને પતિને ઇશ્વર સમાન માનવો. એમ જાણવાને, જેને ખરોબર બોધ થયો હોય તે સ્ત્રીને વિલંબ લાગતો નથી.

સાચું બોલવું, સહનશીલ થવું, પ્રયોજન જેટલું બોલવું, કોઇને દુઃખ થાય તેવું બોલવું નહિ, તનમનથી નિર્મળ રેહેવું, વૃથા કાળ કાઢવો નહિ, માન અપમાન પેટમાં રાખવુ, દુર્ગુણથી ડરતાં રેહેવું, સદ્ગુણ સર્વ ગ્રહણ કરવા, પરણ્યા પછી પીયર રેહેવા ઇચ્છવું નહિ, કાયા વાણી અને મનથી એક રહી પતિનો પ્રેમ સંપાદન કરી કલ્યાણ કરવું, સૌનું સારૂં ઇચ્છવું, દિલમાં દયા રાખવી, રજા શિવાય વ્યવહારિક કામ કરવુ નહિ પણ સ્વામીના હિતનું હોય તે કામને માટે વાટ ન જોવી, રજાશિવાય ઉમરો ઓળંગવો નહિ, તનમનથી પ્રૌઢ થવું, ગજાપ્રમાણે મળેલાંમાં સંતોષ રાખવો, એકપણ અક્ષર કારણવગરનો બોલવો નહિ, અને ટુંકામાં જે કાંઇ પોતામાં સદ્ગુણ કે સહિયા હોય તે પોતાના પતિજ જાણે. ઇત્યાદિ અનેક સુબોધ પરણ્યા પેહેલાં અને પરણ્યા પછી પીયરમાં લેવાયેલી કેળવણીમા સમાઈ ગયો હોય છે તેથી પતિને માત્ર તે સંભારીને ઉત્તેજન આપવાનુ છે.

ખરી કેળવણી સદ્ગુણ છે. વિદ્યાભ્યાસ ઘણો સારો થયો હોય અને પતિને સંતોષ થાય એવાં આચરણ ન હોય તો એ વિદ્યામાં ધૂળ પડી જાણજો. પતિને સંતોષ થાય એવાં આચરણ હોય તો વિદ્યાભ્યાસ ભલે ન હોય તોપણ તે ઉત્તમ છે, પણ એટલુ ખરૂં કે વિદ્યાભ્યાસ અને પતિને સંતોષ ઉપજાવનારા સદ્ગુણો એ બેયવાનાં હોય તો વળી એથી પણ ઉતમ.

આ વાત પેહેલાં માતાપિતાએ ધ્યાનમાં રાખવાની છે, કેમકે પહેલી કેળવણી માબાપ તરફથી મળે છે; એ વખત મન ઘણું કોમળ હોવાથી સદુપદેશની છાપ પડી જતાં વાર લાગતી નથી.

'यादृशैःसन्निविशते यादृशांश्चोपसेवते।
यादृगिच्छेच्चभवितुं तादृग्भवतिपूरुषः' ॥

એટલે વિદૂરજી કહે છે કે પુરૂષ જેવાની સાથે રહે છે જેવાની સેવા કરે છે અને જેવો થવાને ઇચ્છે છે તેવો થાય છે.

આ ઠેકાણે એમજ સમજવું. ૧૧-૧૨ કે ૧૪-૧૫ વર્ષસુધી માવતરના આશ્રય નીચે તેમની સેવામાં છોકરી રહે છે, અને ત્યાર પછી સાસરાંના આશ્રયનીચે પતિની સેવામાં રહે છે, એટલે જેવું માતાપિતા અને ત્યારપછી સાસરાં હોય છે તેવીજ તે થાય છે. તેઓના સહવાસથી પછી પાકી બુદ્ધિ થયેથી જેવું થવાને ઇચ્છે તેવું થવાય છે. જો કે બાળપણમાં સારો બોધ ન હોય તોપણ ઘણી સ્ત્રિયો પોતાના સદ્‌વિચારથી સારી થવા ઇચ્છે છે અથવા કેવળ પતિના સંગથી જ્ઞાન લઇ સારી થવા ઇચ્છા રાખે છે. પણ તેવો ભાગ ક્વચિતજ જોવામાં આવેછે, માટે પેહેલાં માવતર અને પછી સાસરાંએ સદ્‌ગુણી થઇ પોતાનાં બાળકોને સદ્‌ગુણી કરવાં જોઇએ; ત્યારપછી છોકરી કે વહુ હોય તે પોતે પોતાની મેળે સદ્વિવેકથી ઉત્તમ થવા અને કલ્યાણનું પાત્ર થવા ઇચ્છે છે.

આટલેસુધી કેળવાયાથી સ્ત્રી પુરૂષને ધર્મ અર્થ અને કામ સંપાદન કરવામાં મુખ્ય સાધનરૂપ અને સહાયરૂપ થાય છે. એમ ત્રણેય અર્થ સંપાદન થયા કે ચોથો મોક્ષ અર્થ પણ સંપાદન થતાં વાર લાગતી નથી.

પરંતુ આમ ક્યાં બને છે? છોકરી બાળક હોય ત્યાંથીજ ઘરનાં આણસનો અવિવેક હોય તે તેના અંતરમાં વસે છે. પછી રમવા જેવડી થાય એટલે નઠારાં છોકરાંની સોબતથી નઠારી રમતો શીખે છે. ત્યારપછી આઠેક વરસની થાય એટલે મા, બા, ભુ, પા, કરવા નિશાળે બેસાડે છે. ત્યાં કંઇ થોડુ ઘણું વાંચન ભુગોળ કે ઇતિહાસ અથવા ચિત્ર કામ શીખે છે, પરંતુ એકે જાતિનો સદ્‌ગુણ શીખવામાં આવતો નથી. વિદ્યાથી વિનય આવેછે અને વિનયથી યોગ્યપણું આવેછે એ વાતને અમે પુર્ણ રીતે મળતા છિયે પણ એવી ભાગ્યશાળી કોઇકજ મળી આવે છે. સમજવા શીખે ત્યારથી તે આજ સુધી કોઇ જાતિનો સદુપદેશ કાને પડ્યો ન હોય, સત્સંગ થતો ન

હોય અને કલિકાલનો મતાપ ફરી વળ્યો હોય ત્યાં વિદ્યાથી વિનય અને વિનયથી યોગ્યપણું ક્યાંથી આવે? દસ બાર વરસ નિશાળમાં અભ્યાસ કરે તેમાં શીક્ષક પુરૂષ હોય કે સ્ત્રી હોય પણ પોતાના કામ શિવાય ને ઉપરીના હુકમ શિવાય બીજી બાબતવિષે શાને શીખવવામાં આવે? ઘણું સારૂં અધ્યયન થયું હોય તો બે ચાર ગાયન વધારે આવડતાં હોય અને તે માત્ર ડીપ્યુટી સાહેબને કે મળેલા સમાજનેજ સભળાવી બતાવવાને શીખવામાં આવ્યાં હોય. કેટલેક ઠેકાણે સ્ત્રી શીક્ષકો હોય છે એ વાત ખુશી ઉપજાવે છે અને એથી આશા રખાય છે કે જ્યાં સ્ત્રી શીક્ષકો હશે ત્યાં ઇન્સ્પેકટરો પણ થોડ વખતમાં સ્ત્રીજનજ થઇ જશે અને એમ થયા પછી જે કેળવણી હાલ અપાય છે તેમાં સુધારો વધારો કરવામાં આવશે. હાલ તો નિશાળમાંથી નિકળ્યા પછી વિવાહ થાય છે. માતા પિતાના ઘરમાં સારી શ્રુત કેળવણીનો અનુભવ ન થયો હોય તેમ નિશાળમાં પણ અક્ષર જ્ઞાન શિવાય કાંઈ કેળવણી ન લીધી હોય ત્યાં સાસરાંમાં જઇ પડે. ત્યાં પણ પાછો સારો સંગ ન હોય અને પતિ પણ તેવો પ્રવીણ ન હોય પછી શું બાકી રહે? (અપૂર્ણ.)

---

## સુજ્ઞ ગોકુલજીઝાલા અને વેદાંત.

મોટા મોટા પુરૂષોનાં જન્મ ચરિત્રો કેટલીક વેળા પાછળની પ્રજાનો ઉદય થવામાં સાધનરૂપ થઇ પડે છે. આપણાં પ્રાચીન પુરાણોમાં લખાયલા મોટા પુરૂષોનાં ચરિત્રો ઉપરથી પ્રસંગ પ્રમાણે ઘણીવાર બોધ લઇએ છિયે અને આપિયે છિયે. હાલ તેવો સમય નથી પરંતુ કેટલાક વર્ષ પેહેલાં રજપુતોમાં જ્યારે લડાઇઓ થતી ત્યારે મહાભારત જેવાં પુસ્તકોમાંથી વીરપુરૂષોનાં ચરિત્રો સાંભળતા. જેવા પુરૂષોનું ચરિત્ર કે પરાક્રમ સાંભળવામાં આવે તેવી અંતઃકરણની વૃત્તિ થઇ જાયછે. માટે સારાં ઉદાર કાર્ય કરનારા ગુણવાન્ પુરૂષોનાં જન્મચરિત્રો લખાવાંજ જોઇએ. પ્રાચીન સમયમાં જ્યારે સંસ્કૃત

ભાષાનું પૂર પ્રબળ હશે ત્યારે તે ચાલ હશે પરંતુ પાછળથી કંઇ કંઇ બંધ પડી ગયેલો આપણે જાણિયે છિયે. વર્તમાન કાળમાં પાછો તે ચાલ શરૂ થયેલો જોઇ આનંદ ઉપજે છે. ઉદયનો આધાર કાંઇ જન્મચરિત્રો ઉપર નથી પરંતુ જો પ્રજામાં ઉદય થવાનો હોય તો તેમાં તે સહાયભૂત થાયછે. રાવબહાદૂર ગોકળજી સંપતિરામઝાલાનું સચિત્ર જન્મચરિત્ર રા. રા. મનઃસુખરામ સૂર્યરામે રચી પ્રસિદ્ધ પાડ્યું છે. એ ચરિત્ર પણ ઉછરતી પ્રજાને બોધરૂપ થઇ પડે તેવું છે. રા. ગોકુળજીભાઇ રાજ્ય કાજમાં અને તેની સાથે બ્રહ્મવિદ્યામાં કેવા પ્રવીણ હતા અને કેટલેસુધી તળસ્પર્શ તેમણે કર્યો હતો તે તેમાં જણાવેલું છે, ને તે બોધ લેવા યોગ્ય છે. ઉપોદ્ઘાતમાં વેદાંતભાગ તેમાં સમાવેલ છે તેની યોગ્યતાવિષે વિવેચન કરવું પડે તેમ નથી કેમકે એ ભાગ અમે પ્રથમથી વાંચનાર ગૃહસ્થોની આગળ આ ચોપાનિયાંમાં પ્રસિદ્ધ કરી ગયા છિયે. આ જન્મચરિત્રમાં કેટલીક બીજી બાબતો જાણવા જેવી છે. જન્મચરિત્રોમાં ગુણ અને દોષ એ બેયનું વર્ણન થાય તો તે ચરિત્ર નિષ્પક્ષપાત ગણાય અને લોકોને ગુણ ગ્રહણ કરવાને અને દોષ દૂર કરવાને ઉલટ આવે. આ ચરિત્રમાં કર્તાએ એ વાત સાવ વીસારી મેલી નથી. વેદાંતનિષ્ઠ પુરૂષો કર્મમાર્ગમાં કેવી સત્ય આસ્થા રાખે છે અને રાખવા યોગ્ય છે, તે આ પુસ્તક પ્રસિદ્ધ દેખાડી આપે છે. એ પુસ્તકની યોગ્યતા તેના રચનારવિષે સહુ જાણીતા હોવાથી લખવી પડે તેમ નથી; તેમ છતાં જેને ઇચ્છા રહે તેમણે તે પુસ્તક વાંચીને અનુભવ કરવો. ત્રણસે ઉપર પાનાની મોટા કદની ચોપડીનો રૂપૈયો ૧ કિંમત રાખી છે તેથી આશા રહે છે કે તેમાં સમાયલી બાબતોનું જ્ઞાન મેળવવા લોકો ઉત્સાહ ધરાવશે. આ પુસ્તક આર્યધર્મપ્રકાશને ભેટ દાખલ મળ્યું છે તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે અને ઇશ્વર પાસે માગિયે છિયે કે આ આર્ય દેશમાં ઘણા ઘણા સુજ્ઞ પુરૂષો થતા જાય અને તેનાં બોધકારક ચરિત્રો સુજ્ઞ પુરૂષોથી લખાતાં જાય, જેથી દેશને અત્યંત લાભ થાય. (તથાસ્તુ.)

## નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં આ૨

| | | | |
|---|---|---|---|
| શેઠ ગોવિંદ ગીલાભાઇના ૧૯૩૭ ની શાલના | ૧ | ૮ | ૦ |
| શેઠ નરોત્તમ ગોકુળદાસના ૧૯૩૭ ની શાલના | ૧ | ૮ | ૦ |
| રા. ઠાકોર મેનારામ નથુભાઇના ૧૯૩૬-૩૭ ના | ૩ | ૧૨ | ૦ |
| રા. નારણજી નંદલાલના ૧૯૩૮ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| રા. વકિલ વલ્લભદાસ રવજીના ૧૯૩૬ ૩૭ ના | ૩ | ૧૨ | ૦ |
| રા ઉત્તમરામ અંબાલાલના ૧૯૩૮ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| રા. વકિલ મહાદેવ દેવસ્વરના ૧૯૩૬-૩૭ ની શાલના | ૩ | ૧૨ | ૦ |
| રા. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર ચુકતે | ૨ | ૫ | ૦ |
| ગુ. નારાયણભારથી જસવંતભારથી ૧૯૩૭ ના | ૧ | ૧૪ | ૦ |
| મે. રા. ભોગીલાલભાઇ પ્રાણવલ્લભદાસ મારફત વડોદરા કેળવણી ખાતાના ૧૯૩૬-૩૭ ના | ૩ | ૧૨ | ૦ |
| પા. બાપુભાઇ માધવજીના છુટક નકલ તથા ૧૯૩૮ ના | ૨ | ૪ | ૦ |
| રા. મેતા કલ્યાણજી કાનજી ચુકતે બે વર્ષના | ૩ | ૧૨ | ૦ |
| રા ધોળેરા લાઇબ્રેરીના સેક્રેટરી તરફથી ૧૯૩૮ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| મે સા. ડોસાભાઇ ગગજીના ૧૯૩૬ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| રા. મોધવજી વજેરામના ૧૯૩૬ તથા ૩૭ ના શાલના | ૩ | ૧૨ | ૦ |
| મેહેતાજી ગૌરીશંકર દેવશંકરના ૧૯૩૬-૩૭ ના | ૩ | ૧૨ | ૦ |
| શેઠ ધર્મશી પુરૂષોત્તમના ૧૯૩૩ થી ૩૫ સુધીના | ૫ | ૦ | ૦ |
| રા. વિશ્વનાથ શંકરજી મહાલકારીના ૧૯૩૮ ના | ૧ | ૧૪ | ૦ |
| રા. હરજીવન ઉકાભાઇના ૧૯૩૮ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| મેહે રા. રામદાસ પરમાનંદદાસ ૧૯૩૭-૩૮ ના | ૩ | ૧૨ | ૦ |
| રા રૂપશંકર જાદુરાના ૧૯૩૭ ના અધુરા | ૧ | ૦ | ૦ |
| વૈદ્ય હરગોવિંદ ગીરજાશંકરભટ્ટના ૧૯૩૮ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| મેહે. રા. લાલશંકર ઉમીયાશંકર સબોર્ડિનેટ જડજ ૧૯૩૩ ના વૈશાખથી ૧૯૩૭ ના આસો સુધીના | ૮ | ૭ | ૦ |
| રા. ગ. ફતેચંદ રવચંદ કારભારી સાહેબના ૧૯૩૭ ના શાલના | ૧ | ૧૪ | ૦ |
| આર્ટન લાઇબ્રેરીના સેક્રેટરી તરફથી ૧૯૩૭ ની શાલના | ૧ | ૧૪ | ૦ |
| રા. કલ્યાણરાય પ્રભાશંકરના ૧૯૩૫ થી ૩૮ સુધીના | ૫ | ૧૦ | ૦ |
| | ૭૩ | ૬ | ૦ |

## સર્વે સુજ્ઞ ગ્રાહકજનોને સૂચના.

સદ્ગુણિ ગૃહસ્થો આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોભણીથી પ્રથમથીજ મળી ચુકાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં મનિઓરડરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રેહેશે નહિ.

આ ચોપાનિયું જેનાઉપર મોકલવામાં આવે તેમને રાખવાની ઇચ્છા ન હોય તો મોકલેલો અંક ટીકીટ ચોડી પાછો મોકલવો, નહિ તો તેમને ગ્રાહક તરીકે સમજવામાં આવશે.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ટપાલ ખર્ચ ૬ આના વધારે મોકલવું.

---

### જાહેર ખબર.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ત્રીટ, ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ.

# આર્ય ધર્મપ્રકાશ.

ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું. ફાલ્ગુન, સંવત ૧૯૩૮. અંક ૫ મો.

वसंततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरंतान् ।
स्वीयंमनस्तुरगमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथंप्रतिशास्त्रसंग-
तोत्रंविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઈસવી.

---

### शार्दूलविक्रीडित.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમંયને સદ્ધર્મને આપજો.

---

### पुस्तकोनी पोहोंच.

**ब्राह्मधर्मना व्याख्यान.** આ પુસ્તક મૂલ બંગાળી ભાષામાં શ્રીદેવેન્દ્રનાથ ઠાકુરે કરેલ તેનું ગુજરાતીમાં ભાષાંતર કરનાર શ્રીનારાયણ હેમચંદ્ર તરફથી અમને ભેટ દાખલ મળ્યું છે તેની પહોંચ માન સાથે સ્વિકારીએ છિયે જો કે આ પુસ્તકમાં સમાવેલ બાબતો કેટલેક ઠેકાણે બ્રહ્મસમાજને અનુસરતી દેખાય છે તોપણ હાલના જુવાનો જેઓ ઇંગ્રેજીમાં મગ્ન રહી પોતાનું શું કર્તવ્ય છે તે જાણતા નથી તેઓને તેમાથી કંઇ બોધ મળે તેમ છે. બાર પેજી ફારમના પૃષ્ટ ૪૦ છે અને કીમ્મત બે આના રાખી છે તે તેની છપાઇ તથા કદ તરફ જોતાં કંઇ વધારે નથી.

**सुन्नर प्रकाश.** આઠ પેજી ફારમ અને ૧૬ પાનાના આ ચોપાનિયાના ત્રણ અંક તેના પ્રસિદ્ધ કરનારા. માધવરાવ કૃષ્ણાજી તરફથી અમને મળ્યા છે, તે ઉપકારસહિત માન્ય રાખિયે છિયે. આજ સુધી ગુજરાતી ભાષામાં અને તેપણ હિંદુના હાથથી પ્રકટ થતાં આવા એક ચોપાનિયાની જરૂર હતી તે એ ભાઇના યત્નથી પુરી પડી છે. કિમ્મત વર્ષ એકનો દોઢ રૂપિયો અને ટપાલ ખર્ચ જુદું રાખેલ છે. એની અંદર સમાવેલ કેટલીક બાબતો સાધારણ છે તેમ કેટલીક નવી પણ છે. બાર પેજી ફારમ બે છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું    ફાલ્ગુન, સંવત ૧૯૩૮.    અંક ૫ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## विवेकथी विचारीने चालवाविषे.

### होरी.

वारवार विवेके विचारो, आवे आवो न एकेय वारो. टेक.
उत्तम जन्म मळ्यो आज तमने, केम करोछो नकारो?
हीरो चड्यो हाथ शाने खुवोछो? जीती बाजी केम हारो?
तजी खाड खाओ न खारो. वारवार.
काम क्रोध मद मोह लोभ ए, दुर्गुणरूप छे गारो;
गुच्या कदी गुणवान थईने, तो हाल माठो थनारो;
उगरवानो एके न आरो वारवार.
तृष्णा नदीने तरंगे तणामा, डुबका देता हजारो;
काठो पछी क्यांई मळशे कठण छे, काळ मगरमच्छ मारो;
ताणी जाशे ते परबारो वारंवार.
विनय विचार अने शुभ विद्या, वैराग केम विसारो ?
शमदमनी साकळे मन बांधो, ए एक मारग सारो;
सदा सुख सहु करनारो वारवार
नीतिनी रीतिविषे प्रीति राखी, नरक पड्यानुं निवारो;
सत्य सदाचार ने सप राखी, कल्याण कोडे वधारो;
कापी कलियुगनो कुधारो वारंवार
आ काया केवळ काचनो कुपो, फटक दई फुटनारो;

पाणी पड्ये कुंभ काचो रहे ने, तेम तरत तूटनारो;
पाणीमां पतासुं बिचारो. वारंवार.
अवसर जाय फरी नहि आवे, फोकट शुं फरतारो;
थाय अहर्निश आयुष्य ओछुं, दुर्गुणथी डरतारो;
धरम ह्रदये धरतारो. वारंवार.
स्वार्थविषे सहु लोक कुशळ छे, पण परमार्थ वधारो;
दान दयादिक माध्यान राखी, पुण्यने पंथे पधारो;
शाणा साचो एज सुधारो. वारंवार.
सत्संग शास्त्र अने शुभजननो, कोडे करी करतारो;
दुःसंग दुष्ट दुराचार चोपे, हरदम ते हरतारो;
जेथी पापमां पडतारो. वारंवार.
आ भवसागर भावथी तरवा, सफळ थवा जन्म वारो;
अजर अमर नाम राखवा नित्ये, साधन सहु सजतारो;
प्रेमे प्रभूने भजतारो. वारंवार.
समय छतां सुख लेश न पामो, शोधो नहि पंथ सारो;
पाप ने तापथी नित्य पीडाई, भवमां सदा भमतारो;
एमां वांक एक तमारो. वारंवार.
काया अने मन वाणीये कोईने, देवो नहि लेश ठारो;
चित्त ने वचन क्रिया एक राखी, पुण्यनो पामो पटारो;
खोटो आ शरीर खटारो. वारंवार.
व्यापक ईश्वर ओळखी अंते, जन्मनी जडता विदारो;
सुख दुःख अंतरमांहि न लइये, भव एक दुःखनो भारो;
तरी तमे अन्यने तारो. वारंवार.
दुष्ट दुराचार दुष्टना देखी, अंध थई शुं अळ्यारो?
मानव जातीने सफळ करो तो, आपने आप उगारो;
अभिप्राय एवो अमारो. वारंवार.

# चातकान्योक्ति.

वितर वारिद वारि दवातुरे । चिरपिपासित चातकपोतके ॥
प्रचलिते मरुति क्षणमन्यथा । क्व भवान् क्वपयः क्व च चातकः

(હે મેઘ! દાવાનળથી પીડાયેલ અને અત્યંત તૃષાવાળાં આ ચાતકનાં બચ્ચાંને જેટલું જોઇએ તેટલું પાણી (તરત) આપી દે, કેમકે જો જરાવાર પણ કવા વાયો (ઉલટો વા વાયો) તો તું ક્યાં, પાણી ક્યાં અને ચાતકનું બચ્ચું પણ ક્યાં? અર્થાત્ કોઇ ક્યાંઇ અને કોઇ ક્યાં થઇ જવાનું, પાછો કાઇ તેવો યોગ આવવાનો નહિજ.)

આમાં જેટલી આપણે લઇએ તેટલી ગંભીરતા રહેલી છે. અન્યોક્તિમાં હમેશાં કઇ કંઇ માર્મિક બોધ રહેલો હોય છે. આ સ્થળે ઉપરનાં શ્લોકરૂપ રત્નનો બોધ આપણને આપેલો છે એમ ધારિયે ત્યાં તેની યોગ્યતાની સીમા રહેતી નથી. મનુષ્યને મેઘસમાન લેખેલ છે, અંતઃકરણને ચાતકસમાન લેખેલ છે અને જ્ઞાનને પાણી સમાન માનેલ છે, એમ જાણીને અહીં એવો અર્થ સમજવો કે, હે મનુષ્ય! સંસારરૂપ અરણ્યના આધિ વ્યાધિ અને ઉપાધિરૂપ અગ્નિના તાપથી પીડાયેલ અને ઘણા જન્માંતર થતાં પણ જ્ઞાનરૂપ પાણીથી હીન રહેલ આ અંતઃકરણને જેટલું જ્ઞાન અપાય તેટલું આપ, કેમકે જો ક્ષણવાર પણ ઉલટો વાયુ વાશે અર્થાત્ શરીર ક્ષણભંગુર હોવાથી તે મૃત્યુના પાશમાં આવી પડશે તો પછી ફરીને તેનો અને તમારો યોગ થવો નથી, બધાં જુદાં જુદાં થઇ જવાનાં.

પરિણામે કલ્યાણ કરનારૂં શુભ જ્ઞાન મનુષ્યદેહમાંજ મેળવી શકાય છે એમ વિદ્વાનો જાણે છે. આ અસાર સંસારમાં ચોરાશી લાખ પ્રાણિયોની જાતિમાં જન્મતાં જન્મતાં જ્યારે પુણ્ય અને પાપ સમાન થયાં છે ત્યારે આ અમૂલ્ય દેહ મળેલ છે. જો પાપનો વધારો થાય તો પશુઆદિનો અવતાર આવે છે અને પુણ્ય વધારે થાય તો દેવતાનો અવતાર આવે છે. મનુષ્યનો અવતાર અને તેમાં પણ ઉત્તમ કુળ જાતિમાં આવવો એ અતિકઠણછે. ત્રાજવાનાં

બે પલ્લાં હોય તેમાં એક કરિ તોલાં મુકીને તેની સામી બાજુએ એકજ વખતે તે તોલાંના વજનના પ્રમાણમાંજ કંઈ ચીજ મુકરી અને તે બરાબર થાય એ સેહેલ વાત નથી. વજનના પ્રમાણમાં નાંખેલી ચીજ કાં તો વધારે થતાં કાઢી લેવી પડે અને કાં તો ઓછી થતાં તેમાં વધારે નાંખવી પડે, કોઇ વખતજ તેવો યોગ બની જાય કે વધારે ઘટારે ન થાય. આ પ્રમાણે મનુષ્યનું શરીર પણ પાપ પુણ્ય સરખાં થાય એવો યોગ બને ત્યારેજ મળે છે માટે ઘણી મેહેનતથી મળનારાં શરીરનો સારો ઉપયોગ કરવો જોઇએ.

આહાર વિહારની આશા કે તૃષ્ણા રેહેશે અને તે પ્રાપ્ત થવાં એ કાંઇ દુર્લભ નથી, કેમકે મનુષ્ય દેહશિવાયના બીજા દેહથી પણ તે સંપાદન થાય છે પછી જેનો જેવો ઉદ્યમ અને જેની જેવી શક્તિ. મનુષ્યદેહ મેળવી જે દુર્લભ હોય તેજ મેળવવાનું છે, જે મનુષ્યજાતિથી મેળવવાનું હોય તે મેલી દઇને મનુષ્યજાતિ છતાં પશુઓને મેળવવાનું હોય તે મેળવિયે ત્યારે પછી પશુ કરતાં આપણમાં શું ન્યૂનપણું રહે? ઉલટું બમણું પશુંપણું પ્રાપ્ત થાય, કેમકે પશુઆદિકમાં વિવેક હોતા નથી અને મનુષ્યમાં હોય છે. આ વિવેકનો ઉપયોગ બુધજનો કરવાને ચૂકતા નથી. સમજવાને ઇશ્વરની બક્ષીસરૂપ આપણને બુદ્ધિ છે તો આપણે આપણા કલ્યાણનું સાધન સમજી લેવું જોઇએ અને તે આપણુંજ કામ છે.

જેઓ લક્ષ્મીવાન્ છે તેઓએ પોતાની લક્ષ્મીનો સારો ઉપયોગ કરવાને અને કલ્યાણ સંપાદન કરવાને પણ સારો બોધ આમાં સમાયેલ છે. મેઘમાં જેમ પાણી ભરેલું હોય છે તેમ ધનવાન્ લોકો ધનથી ભર્યા હોય છે. એની આગળ, આધિ વ્યાધિ અને ઉપાધિથી તપી રહેલા લુલા, પાંગળા, અનાથ, દીન અને ધનહીન લોકો પપૈયા જેવા છે. એવા ધનહીન દીન લોકોને લક્ષ્મો આપીને તેઓની આશા તૃષ્ણાને ઓછી કરવી એ લક્ષ્મીવાન્નું કામ છે, જેનું જે નામ હોય તે તેનાથીજ થઇ શકે અને કેહેવા પણ તેનેજ. આ હેતુને ધરી કવિનો એ અભિપ્રાય છે કે, હે ધનવાન્ લોકો! આ સંસા-

તું

રના નિધા તાપથી પીડાએલા અને આશા તૃષ્ણાથી ભરેલા દીન અને ધનહીન લોકોને જેમ બને તેમ દ્રવ્ય આપો, કેમકે જો કવા વાયો, અર્થાત્ કાંઇ ઉલટું થયું તો એ લક્ષ્મી, તમે, માગનારા લોકો એ કોઇ એકઠાં થવાના નહિ, અર્થાત્ ફરી ફરીને આવેલો વખત ગયો એટલે પાછો આવતો નથી. જ્યારે આમ છે ત્યારે આ અમૂલ્ય દેહથી જે કલ્યાણનું સાધન હોય તે સંપાદન કરી લેવું જોઇએ અને ધનવાન્ લોકોએ પણ લોકોપયોગી પરોપકારનાં કામમાં પોતાનું ધન ધમધોકાર વાવરવું જોઇએ.

આમ કરવું ઘટે છે ખરૂં પણ ખેદ માત્ર એટલોજ છે કે માયાના મોહમાં મોહી ગયેલા સઘળા ધનવાન્ કે પછી નિર્ધન હો પરંતુ પોતાની આંખ્યો મીચીજ રાખે છે અને જાણે હજારો વર્ષ જીવવું હોય અને જન્મ મરણ તથા સારી માઠી સ્થિતિ પોતાના હાથમાં હોય તેમ મદાંધ થઇને આમ તેમ અથડાયા કરે છે. એથી પણ સંતોષ નથી પામતા અને અનાથ દીન પ્રાણિયોને મન વચન કર્મથી પીડા પમાડે છે. આવા પુરૂષોને પૃથ્વીમાતા સહન કરી શકે છે તે માત્ર સત્પુરૂષોનુ સંરક્ષણ કરવાને માટેજ હશે કેમકે પૃથ્વી પાતાળમાં પેસી જાય તો વિનાઅપરાધે પવિત્ર પુરૂષો પણ પીડા પામે. આર્યલોકોનું આર્યપણુ ઓછું કરનારા આવા પુરૂષો અવતરે તે કરતાં આર્યદેશ ઉજડ રહે અથવા અરણ્ય થઇ જાય એ વાત કાંઇ અણઘટતી હોય એમ ઉતમ પુરૂષોનું અનુમાન નથી.

વિસ્તારવાળા દેશમાં સત્પુરૂષો કોઇ નહિ તો કોઇ ભાગમાં પણ હોય છે પરંતુ આજકાલ ઘણખરા લોકો, ઉજળાં લુગડાં પેહેરવામાં, નાનાપ્રકારના મનોહર પદાર્થો સંપાદન કરવામાં, કપટથી બીજાનું કાટલું કાઢવામાં, નાચ તમાસા નિરખવામાં, અનેક આહાર વિહાર આદિ ભોગ ભોગવવામાં, પર પ્રાણિયોને સર્વ પ્રકારે પીડા પાડવામાં, લક્ષ્મીના કે વિદ્યાના મદમાં મદી જઇ અહર્નિશ અસ્યા રહે છે. એને માટે જોકે હજારો કે લાખો પુસ્તકો લખાય અથવા હજારો કે લાખો ભાષણો થાય તો પણ તેઓનું સુંદર શીલા સરખું

મજબુત હૃદય કાંઇ પોચું થાય અને તેમાં કાંઇ તેનો પ્રવેશ થાય તેવી આશા રાખી શકવાને એટે કારણ નજરે પડતું નથી, પણ સદ્‌બોધ આપનારાઓ નિરાશ થતાજ નથી કેમકે તેમનું તે કામજ છે. જો કુવાઉપરના પાકા કાળા પાણા કોમળ દોરડીથી ઘસાઇને તેમાં ખાડા પડી જાય છે તો માણસનું હૃદય ભેદાવું સાવ અસંભવિત નથી. કદી તે અસંભવિત હશે તો હવે પછીની ઉછરતી પ્રજા સન્માર્ગે ચાલે અને સદ્‌બોધ લે એ વાત અસંભવિત નથી અને એને માટે સત્પુરૂષોએ સદાય બોધ આપ્યા કરવો અને લખ્યા કરવો.

જેઓ સુધરવાને ઇચ્છા રાખતા હોય તેઓને ઘણું કહેવાની જરૂર પડતી નથી. એવાઓને સંક્ષેપમાં બોલવું તેપણ ઘણું થઇ પડે છે અને તેથી એટલુંજ આ સ્થળે સુચવિયે છિયે કે હે સુજ્ઞજનો! આવો સારો સમય મળેલો છે તેનો સદુપયોગ કરી કલ્યાણનું સાધન સંપાદન કરી આ લોક અને પરલોકનાં ઉત્તમ સુખના પાત્ર થઇ સદાય આર્યદેશ—જાતિ—નામને ઉજાળનારા થાઓ.

---

## સ્ત્રીબોધવિષે બે બોલ.

(સાંધણ પાને ૯૫ થી.)

બોલવા ચાલવામાં મર્યાદા ન રહે, સગાંસંબંધીનું માન ન રહે, અભિમાન ક્યાંઈ માય નહિ, પારકી પીડા જણાય નહિ, સારાં સારાં ઘરેણાં જોઇએ, સુંદર પારદર્શક અને ઉંચી કિમતનાં કપડાં જોઇએ, લેટીફેશનનાં બુટ કે મોજાં જોઇએ, કાનમાં મજાનાં ચુનાની લોલક જોઇએ, બેસવાને ગાદી જોઇએ, તરતરેહી સખિયો સાથે તાલમેલ લગાવી વાતાચીતામાં વખત ગાળવો જોઇએ, લાજનું શું કામ છે! ધણીની વાત શા માટે સાંભળવી પણ હોય? વ્યવહારની રીતપ્રમાણે એમનું માન રાખવું બાકી વળી માન કેવું? કામકાજ માટે ચાકરો રાખવા જોઇએ, ધણીની બરાબર માન જોઇએ, આપણે મોટ કેમ કહેવાયે એ વળી શાને વિચારવું હોય? માથે ઉઘાડાં લાંબા હાથ

કરીને લઢાલઢી કરતાં હોય કે ચોસર ગુંથતાં હોય કે ધણીની ગેરહાજરીમા નિર્મર્યાદપણે વર્ત્તતાં હોય એથી વળી ચતુરાઈ બીજી કઇ વધારે છે? એમ જ્યા મનાતું ને થતું હોય ત્યાં પછી શું બાકી રહે? પુરૂષો પણ સામા તેવા નિર્મર્યાદવાળા, અવિચારી, અને અવિવેકી મળ્યા હોય એટલે સ્ત્રિયો ક્યાંથી સુધરે?

સગાં મા કે બાપ હોય તેપણ પોતાની પુત્રીની પ્રૌઢતા રાખવા ન વિચારે, સગી સાસુ કે સસરો હોય તે પોતાની દીકરાની વહુની પ્રૌઢતા રાખવા ન વિચારે અને ધણી હોય તેપણ તેવિષે ન વિચારે ત્યારે સ્ત્રિયોને કોણ સુધારે અને ન સુધારે ત્યારે પછી ધર્મ, અર્થ, કામ કે મોક્ષ એ સિદ્ધ ક્યાથી થાય?

અમને છુટ કલમ મૂકીને લખતાં શરમ ઉપજે છે તોપણ મર્યાદામાં એટલું તો બોલી જવાય છે કે હાલના જમાનામાં સ્ત્રીવર્ગમાં અપ્રૌઢતા અને અવિવેક ઘણો વધી ગયો છે કે જે જોવાથી દેશહિતેચ્છુની આખમાં આંસુ આવી ગયાવગર રહે નહિ. માટે સદ્ગુણ સદાચારઆદિ બોધની નિશાળો થવાની જરૂર છે.

એકલા સ્ત્રીવર્ગનો દોષ કાઢી ન બેશી રહિયે તેમ નથી. પુરૂષ વર્ગ પણ સામો તેવો થાય પછી સ્ત્રીવર્ગ શું કરે?

આઠ વરસનો છોકરો થાય ત્યાંથી નિશાળે બેસે, તે નાનાપ્રકારની ભાષા ભણી તૈયાર થાય, તે વખતે તેના મગજના વિચારો જુદાજ થઇ જાય છે, ધર્મની વાત તેના ધ્યાનમાં આવતી નથી, મર્યાદાનું મોઢું તેને ગમતું નથી, સદ્ગુણ તેને સારા લાગતા નથી, સદાચરણ તેને મરણ સરખું લાગે છે, પ્રૌઢતાથી તે પોબારાં ગણે છે, વિવેકથી તે વેગળો રહે છે, ઝાઝુ શું કહેવું પણ કોઇપણ જાતનો એવો સદ્ગુણ તેમનામાં નથી હોતો કે તે કોઇ દિવસ પણ પોતાનું કલ્યાણ કરી શકે. આપણુ એક સ્ત્રીજન ન સુધરવામા સાધનરૂપ છે. કદી શંકા થાય કે આજનાં જુવાનીયા કદી તેવા હશે પણ જુના માણસોએ કેમ કાંઇ સારૂં ન કર્યું? તો તેનો ઉત્તર માત્ર એજ કે તેમને પણ જોઇએ તટલો સદુપદેશ નહિ હોવાથી જેમના તેમ રહ્યા એટલે

તેમનાથી પણ કલ્યાણનો ઉપાય સુજ્યો નહિ. આજની કેળવણીને માન આપીયે છિયે કે તેથી અમને વિચારવાન્પુરૂષો કાંઈ સારો સુધારો કરી શકશે એવી આશા બંધાય છે.

કેટલાક અકલ્યાણને રસ્તે ચાલતાં જોઇને અને દેશની દુર્દશા જોઇને બળનારા સહૃદય પુરૂષો આગળ હતા અને આજ પણ છે પરંતુ તે બીચારાઓનું કોઇ આજે સાંભળતું નથી અને જેમ ચાલે તેમ ચાલવવાને સહુ રાજી છે.

અમે વિષયાંતરમાં ન ઉતરતાં અને આગળ ન વધતાં પ્રકરણ ઉપર આવી એટલું સર્વ પ્રજાને વિનવિયે છિયે કે, છોકરી કે છોકરો બાળક હોય ત્યાંથી તેના માબાપે પોતે ભલે ગમે તેવાં હોય તો પણ શાસ્ત્ર આધારે જે સદ્ગુણ કેહેવાય તે તેનામાં આવે તેમ કરવું. પોતાને ખબર ન હોય તો કોઇ તેવા ગુણજ્ઞ પાસેથી સાંભળીને પણ છોકરાંને શીખવવા. દુઃસંગ થવા ન દેવા નિશાળમાં અભ્યાસ કરે ત્યાં સુધી પણ તેવો ઉપદેશ ચાલુ રાખવો. કોઇ પણ પ્રકારે તેનું મન સ્વતંત્રતાને પકડવું ન જોઇએ. આમ કરી કરીને પ્રજાને સુધારવાની ઘણી જરૂર છે.

જેઓ કેળવણી લીધેલાં અને વગર કેળવણીવાળા સદ્ગુણી સ્ત્રીરત્નો તેમ પુરૂષરત્નો પણ હોય છે તેઓનો ભાગ ઘણો જુજ હોય છે, વળી તેની પ્રકૃતી જગત્થી ઉલટી હોવાથી તે પ્રસિદ્ધ પણ પડી શકતા નથી. એવો જે સદ્ગુણી ભાગ છે તેને અમે સદાયકાળ તેની તે સ્થિતિમાં રહી સદ્ધર્મ પાળી કલ્યાણ સંપાદન કરે એમ ઇશ્વરપાસે માગિયે છિયે.

અમે ઉપર કહી ગયા છિયે તોપણ ફરી સ્મરણ આપિયે છિયે કે જ્યાં સુધી સદુપદેશ અને સદાચરણસંબંધી તથા સ્ત્રીધર્મના બોધ સંબંધી નિશાળો સ્થપાઇ નથી ત્યાં સુધી પોતાની છોકરીઓને સુધારવા માટે પ્રથમ તેમનાં માતા પિતાએ પ્રયત્ન કરવું અને છોકરાઓને માટે પણ સુધારવાનું પ્રયત્ન કરવું. એ પ્રયત્ન પૂર્ણ રીતે કર્યા પછી છેવટ આપણા ઉપદેશો નિષ્ફળ થાય તો પછી કર્મઉપર કે ઇશ્વરઉપર આધાર રાખવો પરંતુ તે પેહેલાંથીજ અટકી બેસવું નહિ.

# ચંદ્રપ્રભા ચરિત્ર.

(સાંધણ પાને ૮૮ થી.)

સામા પર્વતમાં પોચી શકાય તેટલો સાયંકાળનો સમય રહ્યો ન હોતો, તેથી તેને ખરી ખાત્રી થઇ ગઇ કે 'હું પણ નીલમણી થઇ જાઇશ.' અને એજ ચિંતાથી શીલાલેખની સામો કેમ જાણે સજ્જડ થઇ ગયો હોય? તેમ ઉભો રહીને બોલ્યો.—"અહો પિતા ચંદ્રકીર્ત્તિ! અરે માતા સુશીલા! આપ બેય આ અલ્પબુદ્ધિવાળા પુત્રથી છેતરાયાં છો; હા પ્રિયા ચંદ્રપ્રભા! મંદ પૂણ્યવાળા આ માણસે તમારૂં કન્યાશાળામાંથી આવવું થયા પછી શાસ્ત્રવિનોદનો લાભ લેવાયોજ નહિ; હા સર્વ વિદ્વાનોને ઇચ્છવાલાયક સારાં શીળવાળા પ્રિયસખા સત્યશીલ! આ દુર્ભાગી માણસે તમારી સલાહ પ્રમાણે લોકહિતકારી કામમાં કાંઇ ઉપયોગી થવાયું નહિ; હે પ્રબળ બુદ્ધિવાળા પ્રધાનો! મારીજ મૂર્ખતાથી આ આવી પડેલી આપત્તિમાં આપનું બુદ્ધિબળ શું કરી શકે? હે અપ્રતિમ પ્રેમવાળી પ્રજા! આ દુઃખદાયક ખબર સાંભળી મારાં પવિત્ર માતાપિતા વનવાસ લેશે ત્યારે તમારૂં લાલન પાલન અને સંપોષણ કોણ કરશે? અરે પ્રભુ, કૌતુક જોવાની ઉમેદથી મેં આ શુ કર્યું?! શું આથી મેં પવિત્ર પિતાની આજ્ઞા પાળી? કે શું માયાળુ માતાની મરજી સાચવી? કે શું મારી પ્રાણપ્રિયાનું પ્રિય કર્યું? કે શું સન્મિત્ર સત્યશીલનો સ્નેહ સાચવ્યો? કે શું મેં મારા રાજની આબાદી કરી? કે શું રૈયતપર રેહેમ કરી? કાંઇજ નહિ. અરે આ કેવી મૂર્ખાઇ, આ કેવું અવિચારીપણું અને આ કેવી બાળબુદ્ધિ!? હા દૈવ, મારાં માયાળુ માતાપિતાની કેવી દશા થશે? મારા સદ્ગુરૂ કેવા ઉદાસ થશે? મારા સન્મિત્રની કેવી દુર્દશા થશે? મારી પ્રાણપ્રિયાના પ્રાણ કેમ રહેશે? મારા પ્રધાનોનો શું પરિણામ થશે? મારી રૈયત કેવી હેરાન થશે અને મારા ચાકરોની કેવી વલે થશે? અથવા મારો પ્રાણપ્રિય મિત્ર સત્યશીલ જીવશે તો સર્વનું સારૂંજ થશે. જો તે જીવશે તો

તે પવિત્ર પિતાજીને, માયાળુ માતાજીને, પ્રવીણ પ્રધાનોને અને ભક્તિવાળી સર્વ પ્રજાને મારા વિયોગદુઃખનું વિસ્મરણ કરાવશેજ; એટલુંજ નહિ પણ જન્મથીજ પવિત્ર ચરિત્રવાળો સત્યશીલ મારો પ્રાણપ્રિયા ચંદ્રપ્રભાની પણ ઔરસ પુત્રની પેઠે સેવા કરી કેટલેક દિવસે મારા વિયોગદુઃખનું વિસ્મરણ કરાવી ઉચિત કૃત્યો કરવામાં જોડશેજ; પણ જન્મથી ક્ષણમાત્ર પણ તેને મારો વિયોગ નથી થયો માટે મારાં માણસો પાસેથી મારૂં વૃત્તાંત સાંભળતાંજ તે પ્રાણ છોડી દેશે. હાય હાય! જ્યારે આવું મિત્રરત્ન નાશ પામ્યું ત્યારે મારૂં સર્વસ્વ ગયું." એમ બોલતાંજ હૃદય કંપવા લાગ્યું, નેત્રો વીંચાઇ ગયાં અને તેમાંથી આંસુની ધારા પડવા લાગી અને મૂર્છિત થઈ તે પડ્યો. પડતાં પડતાં તેણે થાંભલામાં જે ઇંદ્રનીલમણીની પૂતળી હતી તેનો હાથ ઝાલ્યો. માત્ર તેના હાથનો સ્પર્શ થતાંજ તે પુતળી એક કોઇ દેવકન્યા થઇ રહી અને તે કુમારને પોતાના ખોળામાં લઇ આશ્ચર્યથી 'અરે આ શું' એમ જાણી ચારેકોર નજર કરે છે તેટલામાં સ્વરૂપની સંપત્તિથી કામદેવના રૂપને પણ હશી કાઢે તેવો, પ્રિયજનના વિયોગથી ખેદ પામેલો, ચારેકોર કાંઇ પદાર્થને ગોતતો અને જોતો કોઇ પુરૂષ આવ્યો તેણે તે રાજકુમારને જોયો, પણ તે રાજકુમાર તો ઇંદ્રનીલમણીમય થઇ ગયો હતો; તેનામાં નહતી હલવાની શક્તિ કે ન હતી ચાલવાની શક્તિ, તેનામાં ન હતી બોલવાની શક્તિ કે નહતી જોવાની શક્તિ, તેનામાં નહતી સાંભળવાની શક્તિ કે નહતી સમજવાની શક્તિ, તેમ છતાં પ્રેમને લીધે તરત તે બોલવા લાગો, કે "અરે મારા પ્રિય મિત્ર શત્રુશલ્ય ! કેમ એકદમ આવી દશાને પ્રાપ્ત થયો છે? તારા સુખદુઃખના ભાગ લેનારને પણ ઓળખતો નથી? અરે મને દેખીને પણ મારી સાથે સંભાષણ કેમ કરતો નથી? આ માણસે એવો શું તારો અપરાધ કર્યો છે? અથવા મારા સ્નેહની કે ભક્તિની વાત દૂર રહી પણ નિરૂપમ અને નિઃસીમ સ્નેહથી તારાજ ચરણકમલને જીવન સર્વસ્વ માનનારી પવિત્ર ચંદ્રપ્રભાઉપર

પણ તને જરાયે દયા નથી આવતી? તે વાત પણ દૂર રહી પણ નિર્નિત્ત સ્વાભાવિક અને અનુપમ પ્રેમથી પૂર્ણ અંતઃકરણવાળાં પવિત્ર કૃપાળુ માતાપિતાઉપર પણ ભક્તિ નથી ઉત્પન્ન થતી? અરે હાય હાય તારી નિરૂપમ પિતૃભક્તિ આ સમયે ક્યાં જતી રહી, તારી નિષ્પ્રતિમ માતૃભકિત ક્યાં છપાઈ ગઇ, તારી સન્મિત્ર સર્વસ્વતા ક્યાં છે અને તાર અનુકૂલનાયકપણુ ક્યાં અંતર્ધ્યાન થઇ ગયું? અરે હાય હાય! આ કેમ નથી બોલતો? શું એના પ્રાણ નીકળી ગયા છે, અથવા મારા ચિત્તની શાંતિ કરવા માટેજ કોઇયે આ મારા મિત્રની પ્રતિમા કરી રાખી છે? અરેરે ત્યારે મારો પ્રિય મિત્ર કે જે આ પૃથ્વીનો ભૂષણરૂપ છે તે ક્યા ગયો હશે?' એમ બોલતાં બોલતાં મૂર્છિત થઈ પૃથ્વીપર પડી ગયો, તે જોઇને દેવકન્યાએ તે રાજકુમારની ઇંદ્રનીલમણિની પ્રતિમા ધીરે ધીરે નીચે મેલી પોતાના વસ્ત્રના છેડાથી આ પુરૂષને પવન નાંખ્યો જેથી તેની મૂર્છા ઉતરી કે તરત તે પ્રતિમા સામું જોઇ આ પ્રમાણે ફરી તે બોલ્યો. 'અરે તું તારા પવિત્ર પિતાની રાજધાનીનું પણ સ્મરણ નથી કરતો? તારા પ્રયાણના દિવસથીજ અમારી સર્વની દુર્દશા થઇ છે. અરે હાય જ્યારે તારા પ્રાણોએ પરલોકમાંજ પ્રયાણ કર્યું હશે ત્યારે તો સજ્જનતા મરણ પામી, વિદ્વત્તા નાશ પામી અને એક પત્નીવ્રત નિરાધાર થયું.' એમ વિલાપ કરતાં કરતાં ફરી પણ મૂર્છા આવવાથી તે પૃથ્વીપર પડી ગયો. દેવકન્યાએ પવન નાંખીને શીતલ જલ તેના મસ્તકઉપર છાંટીને અને બીજા પણ મૂર્છા દૂર થવાના ઉપાયોથી તેની મૂર્છા દૂર કરી. મૂર્છા દૂર થતાં અને સંજ્ઞા આવતાંજ તેણે તે પ્રતિમામાં દૃષ્ટિ જોડી અને જ્યા કાંઇ બોલવા ઇચ્છા કરે છે ત્યાં દેવકન્યાજ હાથ જોડી તે પ્રતિમાની આડી પડદાની પેઠે ઉભી રહીને આ પ્રમાણે બોલી. 'મહાભાગ! આપનું અહીં ભલે પધારવું થયું. ભદ્રમુખ! પ્રિયજનની દુર્દશા દેખવાથી વારંવાર આવતી મૂર્છા તમને પરવશ ન કરે તેટલા અંતરાયમાં હું જાણવા ઇચ્છું છું કે આપ કોણ છો, કેના પુત્ર છો, ક્યાંથી પધાર્યા

થતા હતા તે ખેદને દૂર કરવા અને સત્સંતાનની પ્રાપ્તિ થવા માટે મહાનગરોમાં, નગરોમાં, ગામડાંઓમાં અને નેહડાઓમાં વિશાલ વિદ્યાશાળાઓ, પવિત્ર પુસ્તકશાળાઓ અને વિચિત્ર કન્યાશાળાઓ સ્થાપિ. પ્રતિદિવસ સૂર્યોદયમાં તેઓ બેય પોતાની ધર્મપત્નીયોસહિત તે તે શાળામાં જઇને સર્વે વિદ્યાર્થિયોને, સર્વ બાળકોને અને સર્વ કન્યાઓને માટે મનોહર ગદ્યપદ્યથી બાંધેલ ચંપૂ, નાટક, કોશ, કાવ્ય, કથા, કથાનક, અને ઇતિહાસોનાં સુશોભિત પુસ્તકો, વિચિત્ર રમકડાંઓ, મનોહર વસ્ત્રો, અનિર્વચનીય અને અપ્રતિમ સ્વાદવાળા ખાવાના પિવાના ચૂસવાના અને ચાટવાના અપૂર્વ પદાર્થો અર્પણ કરી તેને રાજી કરતા હતા. શાંત અને દાંત બ્રાહ્મણો પાસે હજારો અભિલાષાષ્ટકના પાઠ, લાખો શતરૂદ્રીયનો અભિષેક, કરોડો ચિંતામણિની પૂજાઓ કરાવતા અને પોતે પણ પ્રતિદિવસ પ્રયત્નથી એકાગ્ર ચિત્ત થઇ તે પ્રમાણે યથાર્થોક્ત પરમ ભક્તિથી કરતા હતા. પરમ કૃપાળુ પરમેશ્વર શ્રીચંદ્રચૂડેશ્વરના ચરણની પરિચર્યા (સેવા) કદીપણ નિષ્ફલ જતી નથી. આવી રીતે ઉત્તમ પ્રકારથી વર્તનાર મહારાજા ચંદ્રકીર્તિ અને પ્રધાન સુવ્રતની પવિત્ર પતિવ્રતા ધર્મ પત્નીયોને સાથેજ ગર્ભ પ્રાપ્તિ થઇ. ક્રમે કરી નવમાસ પૂર્ણ થઇ દશમો માસ પૂર્ણ થયાની અંદર મહામાયાળુ મહારાણી સુશીલાયે સુશીલ જનોના શિરોમણિ રૂપ મારા મિત્રરત્નને જન્મ આપ્યો અને બીજેજ દિવસ પવિત્ર સન્મિત્રના વિયોગદુઃખને સહન કરનાર આ મંદભાગ્યવાળા માણસનો જન્મ પવિત્ર માતા સુનયનાથી થયો. પુત્ર જન્મના મહોત્સવને લીધે બાર ઘડીની પેઠે બાર દિવસ વેગથી નિર્ગમન થયા પછી નામ આપવાની વખતે પવિત્ર રાજકુમારનું શત્રુશલ્ય અને મારૂં સત્યશીલ એવું નામ પાડ્યું. તે રાજકુમારનો અને મારો નિવાસ પ્રથમ વર્ષથીજ બાલાધ્યયનશાળામાં રેહેતો હતો. જે પાઠશાળામાં અમે અને અમારા મિત્રો ૧૬ વર્ષની ઉમ્મરના થયા ત્યાંસુધી દેવભાષાવિના બિજી કોય ભાષાને જાણતા નહતા અને દેવભાષાના બાંધેલા પ્રબંધોમાં

એક અણુમાત્ર પણ અમારૂં અજાણ્યું નહતું, તે પાઠશાળાના અધ્યક્ષ અમારા સદ્ગુરૂ અતિ દયાળુ હતા. તેઓએ પોતાની દયાદૃષ્ટિથી ૧૭ માં વર્ષથી અમને બીજી ભાષાઓનું જ્ઞાન આપવા માંડ્યું. જ્યાં અમારી ૨૦ વર્ષની અવસ્થા થઇ તેટલામાં સર્વ ભાષાઓમાં, સર્વ કળાઓમાં અને સર્વ સત્કૃત્યોમાં અમે પરિપૂર્ણ કુશલ થયા. ૨૦ વર્ષની અવસ્થા થઇ ત્યાંસુધી અમે અમારા દયાળુ દૈશિક (ગુરૂ) વિના માતાને, પિતાને, સગાઓને કે કોઇ પણ બીજાં સંબંધિયોને ઓળખતા ન હતા. અમે તે ગુરૂનેજ માતારૂપ ગણતા, તે ગુરૂનેજ પિતારૂપ ગણતા, તે ગુરૂનેજ સગાંરૂપ ગણતા તે ગુરૂનેજ બંધુરૂપ ગણતા, તે ગુરૂનેજ બાંધવરૂપ ગણતા અને ઘણું શું કહું પણ તે ગુરૂનેજ પરમેશ્વર ગણતા હતા; તેમજ તેઓ દયાળુ ગુરૂશ્રી પણ પોતાના ઔરસ પુત્રો કરતાં, પોતાના પવિત્ર મિત્રો કરતાં અને પોતાની પતિવ્રતા ધર્મપત્ની કરતાં પણ હજારગણી અધિક વાલપનો વર્ષાદ અમારીઉપર વરસાવતા હતા. જો કે અમે જેટલા સમાન વયનાં તે પાઠશાળામાં રહેતા હતા તેઓ પરસ્પર એકબીજાઓને સહોદરરૂપજ ગણતા હતા તો પણ આ રાજકુમારવિષે મારૂં કાંઇ જુદાજ પ્રકારનું પૂર્વજન્મથીજ જાણે બંધાયેલું હોય નહિ, તેવું પ્રેમ બંધાણું હતું, તેમ તે રાજકુમારનું પણ જો કે હું નિર્ગુણ હતો તેમ છતાં મારાવિષે તેવુંજ પ્રેમ બંધાણું હતું. એ રીતે પરસ્પર અપ્રતિમ પ્રેમ બંધાવાથી હું તેનાં સુખ દુઃખનો ભાગી થયો ને તે મારાં સુખદુઃખના ભાગી થયા, હું તેનું હિત ઇચ્છનાર થયો ને તે મારૂં હિત ઇચ્છનાર થયા, હું તેના કોપથી બીતો નહિ ને તે મારા કોપથી બીતા નહિ, હું તેવિષે કાંઇ શંકા કરતો નહિ ને તે મારાવિષે કાંઇ શંકા કરતા નહિ, ટુંકામાં હું તેને મારૂં સર્વસ્વ ગણતો અને તે મને પોતાનું સર્વસ્વ ગણતા અને એજ કારણથી એક અર્દ્ધ ક્ષણ પણ હું તેવિના અને તે મારાવિના જુદા રહી શકતા નહિ. જ્યારે જ્યારે બાલભાવને લીધે અમે કાંઇ શ્રીના અપરાધમાં આવતા ત્યારે ત્યારે અમારા ગુરૂશ્રી જો કે

પોતાની દયાળુતાને લીધે ક્ષણ એક પણ રોષ રાખી શકતા નહિ તેમજ હૃદયની અતિકોમલતાને લીધે પ્રસન્ન પણ તરત થઇ જતા એવો અતિ વખાણવા યોગ્ય તેઓનો સ્વભાવ હતો તોપણ અમારા હિતને માટે અંતઃકરણમાં ભરેલી પૂર્ણ કૃપાથી ન ચડતી ભૃકુટીને પ્રયત્નથી ચડાવી તેઓ બે ઘડી સુધી અમને બેયજણને એક બીજાઓને નેત્રથી પણ ન દેખિયે તેવી રીતે જુદી જુદી કોટડીમાં બેસવાનો દંડ કરતા. કારણ તેઓના જાણવા બાહાર નહતું કે અમે બેય એકબીજાના વિયોગથી અતિ કાયર હતા અને તથીજ તેઓ અમારો ઉપરપ્રમાણે કરવું તે મોટામાં મોટો દંડ ગણતા. જ્યારે જ્યારે ઉપરનો દંડ અમને થતો ત્યારે ત્યારે અમે તે દંડને અતિદુઃસહ અને દુઃખદ ગણતા; પણ ગુરૂશ્રીની આજ્ઞાથી તે દંડ માથે ચડાવી તે રાજકુમાર પોતાનાં શિક્ષાગૃહમાં અને હું મારા શિક્ષાગૃહમાં આંખમાંથી આસુડાં પાડતા, લાંબા લાંબા નીશાસા નાંખતા અને અતઃકરણમાં મોટો પશ્ચાતાપ કરતા માત્ર બેઘડીના વિયોગને પણ સેંકડો વર્ષના વિયોગ તુલ્ય ગણતા હતા, એટલુંજ નહિ પણ એટલા સમયના વિયોગથી પણ અમે બેય મુંગા હોઇયે નહિ જાણે, બેહેરા હોઇયે નહિ જાણે, ભૂત ભરાયેલા હોઇયે નહિ જાણે, મત્ત હોઇયે નહિ જાણે, ઉન્મત્ત હોઇયે નહિ જાણે અને જડ હોઇયે નહિ જાણે! તેવા થઇ જાતા. કેવળ 'હા દૈવ! આ કયાં કર્મનું ફળ છે, તે કર્મ હવે કોય દિવસ નહિ કરિયે. અહો કૃપાળુ ગુરૂશ્રી ! અમારો આ એક અપરાધ ક્ષમા કરો. માયાળુ માતુશ્રી આપ અમારા દયાળુ ગુરૂશ્રીની પ્રાર્થના કરી આ દુઃસહ દંડથી અમને છુટા કરાવો.' ઇત્યાદિ અનેક વિલાપ કરતા હતા. જેટલી વાર અમે જુદા રેહતા તેટલી વારમાં તે રાજકુમારને અને મને ન વેદ ભણવો ગમતો કે ન શાસ્ત્ર ભણવું ગમતું, ન કાવ્ય વાંચવાં ગમતાં કે ન કથાઓ વાંચવી ગમતી, ન ચંપૂઓ ગમતાં કે ન નાટકો ગમતાં, ન પ્રાણાયામ કરવો ગમતો કે ન પ્રત્યાહાર કરવો ગમતો, ન આસન કરવાં ગમતા કે ન જપ કરવો ગમતો, ન ધ્યાન કરવું ગમતું કે ન સમાધી કરવી ગમતી, ન કલા-

એ શીખવાનું ગમતું કે ન કસરતો કરવાનું ગમતું, ન લખવું ગમતું કે ન વાંચવું ગમતું, ન પોપટ પઢાવવાનું ગમતું કે ન મેના પઢાવવાનું ગમતું, ન કોઇ રમત ગમતી કે ન કોઇ ગમત ગમતી, કેવળ વારંવાર 'ઓ પ્રિયસખે! આપણું પરસ્પર મળવું હવે ક્યારે બનશે? શું દયાળુ ગુરૂશ્રી આપણીઉપર દયા નહિજ કરે? અરે આ બે ઘડી તો ગમે તેમ કરી કાઢી નાખશું પણ જે દિવસ સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી આપણ બેયને જૂદા રેહેવા ગુરૂશ્રી આજ્ઞા કરશે તે દિવસ ખરેખર આપણા પ્રાણનો નાશજ થવાનો. હે દૈવ! એવો દિવસ કદી દેખાડીશ નહિ.' ઇત્યાદિ અનેક પ્રકારના પ્રલાપો તે રાજકુમાર તેનાં શિક્ષાગૃહમાં કરતો હતો અને હું મારા શિક્ષાગૃહમાં કરતો હતો. આવી અમારી દશા જોઇ ગુરૂશ્રીના નેત્રમાં પણ આનંદનાં આંસુ આવી જતાં ને 'ધન્યછે પુત્ર તમારા પરસ્પર પ્રેમને' એમ કહી પ્રથમ કહેલ દંડનો સમય પૂર્ણ થયાવિના પણ અમને તે દંડથી મુક્ત કરતા હતા. એ ગુરૂશ્રીની કૃપાથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ અમારી જીવ્હાગ્રે હતા, વ્યાકરણ આદિ તેના છ અંગો પણ અમને કંઠસ્થ હતાં અને ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામ-શાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર અમને હસ્તામલક જેવાં હતાં. તેમજ સર્વ કલાઓ અમારા જાણવાબાર નહતી. તે ગુરૂશ્રીની શિખવવાની પરિ-પાટીજ કાંઈ જુદાજ પ્રકારની હતી. તેઓનીપાસે ભણવું એ અમને બાલપણમાં પણ ઉપાધિ જેવું ન લાગતું પણ એક મનોરંજક ર-મતો જેવું લાગતું. જ્યારે જ્યારે કોઇ કઠણ વિષય હોય ત્યારે ત્યારે તેઓ અમારીસાથે ગોખવા લાગતા. તેઓ અમારીપાસે કવિતા કરાવતા અને પોતે કરી દેખાડતા; તેમાં રસઅલંકાર અને ધ્વનિ નાંખવા ભલામણ કરતા. તેઓ પુખ્ત ઉમ્મરના આપ્ત માણસ તથા ગુરૂવર્ય છતાં અમારીસાથે સમાન વયનીપ્રમાણે રમવામાં, જમવામાં, અને ફરવામાં સાથેજ રેહેતા હતા. તેઓએ અમે અધ્યયનથી કાયર થઇએ ત્યારે મનને વિશ્રામ આપવા નજર બાગનાં જુદા જુદા વૃક્ષોનું પાલન લાલન અને પોષણનું કામ અમને જુદા જુદા [illegible]ણને સોપ્યું હતું. (અપૂર્ણ.)

# આપણું જ્ઞાન આપણાજ હાથમાં છે.

આપણે જો બોધ લેવો હોય તો તે આપણી પાસેજ છે અને જો ન લેવો હોય તો દ્વિપાંતર જેટલો દૂર રહે છે.

અનાદિ સિદ્ધ આ જગત્ જ્યારથી ઉત્પન્ન થયું છે ત્યારથી તેમાં સઘળાં નાનાં મોટાં પ્રાણિયો ઉત્પન્ન થયેલાં જણાય છે. એ સઘળાંને કોઇને થોડી અને કોઇને ઘણી એમ પોતાનું હિત કરવા માટેની શક્તિ અને કળા આવેલી છે. કેટલાંક તમોગુણપ્રાધાન્ય સ્વભાવનાં અને કેટલાંક સત્વ કે રજોગુણ પ્રાધાન્ય સ્વભાવનાં હોય છે. બધાં પ્રાણિયોની મળીને આપણામાં અંડજ, ઉદ્ભિજ, સ્વેદજ અને જરાયુ એમ ચાર જાતિ પાડેલી છે. સ્થાવર સૃષ્ટિના ભાગમાં સર્વે ઉદ્ભિજનો સમાવેશ થાય છે અને જંગમ સૃષ્ટિમાં અંડજ, સ્વેદજ અને જરાયુનો સમાવેશ થાય છે. જેટલાં સ્થિર રહે તે સ્થાવર કહેવાય છે અને જેટલાં હાલી ચાલી શકે તે જંગમ કહેવાય છે. જંગમને 'ચર' એવું પણ નામ અપાય છે અને સ્થાવરને અચર એવું પણ નામ અપાય છે. આખી દુનિયાના પ્રાણિયો એ બે જાતિમાં આવી જાય છે. જંગમ પ્રાણીમાં અંડજ, સ્વેદજ અને જરાયુ એ ત્રણ ભેદ કહ્યા તેમાં જરાયુ ભેદમાં મનુષ્યાદિ પ્રાણીનો સમાવેશ થાય છે. સઘળાં પ્રાણિયોને જેમ પોતાના બચાવને માટે સ્વાભાવિક રક્ષણો મળેલાં હોય છે તેમ માણસને મળેલાં હોતાં નથી, પણ તે પોતાની મેળે મેળવે એવી શક્તિ મળેલી હોય છે. એ શક્તિનું મૂળ કારણ સમજણ છે. આહાર, નિદ્રા, ભય, અને વિહાર ઇત્યાદિ મનુષ્યને જેમ છે તેમજ બીજાં પ્રાણિયોને તેજ પ્રમાણે છે, પણ ભેદ માત્ર એટલોજ કે બીજાં પ્રાણિયોને જ્ઞાન નથી અને માણસોને છે. જે જ્ઞાન છે તે જ્ઞાનના યોગે, સઘળી જાતિની યુક્તિયોથી પોતે નિર્બળ છતાં મોટાં બળવાળાં પ્રાણિયોને વશ્ય કરી મૂકે છે, પૃથ્વીને ઉથલ પાથલ કરી નાંખવા જેટલી શક્તિ ધરાવે છે, સર્વપ્રકારે પોતાનુ રક્ષણ કરી શકે છે અને સર્વે રીતિથી સુખ ભોગવી શકે છે. મનુ-

ષ્યજાતિનું પ્રાણી પોતે નિર્બળ છતાં, સિહ, વાઘ, રીછ, હાથી, ઘોડો આદિ જાનવરોને, છેતરીને પકડી લે છે, વશ કરે છે, અને તેનાથી પોતાનું કામ લેવરાવે છે. આ વિષયમાં મોટી બહાદૂરી લેખવામાં આવે છે. જો વિચારિયે તો ઘાતકી અને બળવાન પ્રાણિયોને તાબે કરવાં એ ખરેખર બહાદૂરીનુંજ કામ છે, અને એટલા માટે તેમ સમજાય તે ખોટું કેહેવાય નહિ. જેમ માણસો પોતાનો બચાવ કરે છે અને સઘળાં પ્રાણિયોથી તેની શકિત પ્રમાણે ડરે છે તેમ માણસથી બીજાં પ્રાણિયો પણ ડરે છે. બીજાં પ્રાણિયો માત્ર પોતાના ભક્ષણને માટેજ બીજાં પ્રાણિયો કે જે પોતાથી નિર્બળ અથવા સપડાઇ શકે એવાં અને ઉપયોગમાં આવે તેવાં હોય તેને છેતરીને કે બળથી પકડી પાડે છે. માણસોમાં પણ એવિ રીતે પ્રાણિયોને પકડનાર તથા માત્ર નુકશાન કરતાં અટકાવવાને પકડનાર, અને કોઇ કોઇ એવા બેય હેતુથી નિર્દયપણે પ્રાણ લેનારનો થોડો ભાગ નથી, પણ આ વિષેની વાત અધવચ રાખવી પડે છે.

માણસ જ્યારે એક ઉંદર સરખાં નાના પ્રાણીને પણ પકડે છે ત્યારે અત્યંત હરખાઇ જઇ મોટો આનંદ બતાવે છે. ઉંદર (ઘુંશ) પકડવાનું જે પાજરૂં થાય છે તેને ઘુશીયું કહે છે. એ ઘુશીયાંમાં જે વખતે ઉંદર રોટલાનું બંટકું તાણતાં અટકાવી રાખેલો ખીલો ખશી જવાથી ઢાંકણું દેવાઇ જઇ પુરાઇ રહે છે, તે વખતે અંદર પુરાએલા તે ઉંદરને 'હું મોતના મોમાં છું' એમ થાય છે અને માણસને હર્ષ થાય છે, પણ એ ઉપરથી બોધ લેવાનું બનતું નથી. શું આપણને માટે ઘુશીયું નથી? અને આપણે પણ ઉંદરની સ્થિતિને ભોગવનાર નથી? ઉંદરથી સિંહ સુધી બધાં પ્રાણીને બંધન કરનારાં પાંજરાં છે તો માણસને માટે પણ છે. એમ અભિમાન ન રાખવું કે આપણે બીજાં પ્રાણીને બાંધી શકિયે છિયે પણ આપણને બાંધનાર કોઇ નથી. પશુપક્ષિઆદિક બંધાય છે તે બીચારાં પોતાને અક્કલ થોડી તેથી, પણ માણસને તો અક્કલ છે તો પણ પશુપક્ષિયોની પેઠે છેતરાય છે, બંધાય છે ને કોઇ વખત

નાશ પણ થાય છે. આમ છે ત્યાં પછી કશો બોલવાનો અવસર રેતો નથી. મનુષ્યે પોતાને મળેલી અકલનો ઉપયોગ લેવો જોઇએ તે લેતાં હોય એવો થોડો ભાગ હશે. અકલનો ઉપયોગ નથી થતો તેથી પોતાની ઉપર બંધન છે તે જાણવામાં આવતાં નથી. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારવામાં આવે તો અનેક બંધન લક્ષમાં આવે. ચોરાશી લક્ષ જાતિ આપણામાં બોલાય છે. એ પ્રત્યેક જાતિમાં મરવશ રહી જન્મ ધારણ કરવો એ શું બંધન નહિ! વારંવાર એવાં બંધનમાં આવી દુઃખ ભોગવવું પડે છે એ દુઃખમાંથી છોડનારૂં મનુષ્ય જન્મરૂપ પાંજરૂં છે, પણ તે મેળવીને તેવાં સાધનો યોજવામાં આવે તો. મનુષ્યદેહ ધારણ કર્યા પછી પણ આપણી ઉપર આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ મોટાં બંધન છે. એ પ્રત્યેક બંધનમાં તેની જાતિનાં અસંખ્ય બંધનો હોય છે પણ તે તેમાં સમાઇ જાય છે. આધિ, વ્યાધિ અને ઉપાધિ માહેલુ કોઈ પણ બંધન આપણને નહિ આવે એમ સમજવું એ કાંઈ થોડી ભૂલ નથી. એ ત્રણ બંધન તો એવાં છે કે વખતે પ્રાણનું પણ નુકશાન કરી શકે છે. આવાં બંધનથી આપણે વેગળું રેહેવા અને તે બંધન નથી આવ્યાં ત્યાસુધી, તેમાં ન બંધાવાય તેવાં યત્ન કરવા ચૂકવું જોઇએ નહિ.

દત્તાત્રિયે ૨૪ ગુરૂ કર્યા હતા એમ કેહેવાય છે તે એવી રીતે માત્ર બોધ ગ્રહણ કરવાના નિમિત્તથીજ. એની વાત આ પ્રમાણે છે.

એક દિવસ કોઈ વિદ્વાન્ યુવાન્ બ્રાહ્મણને અવધૂતને વેશે નિર્ભય પણે ફરતા જોઇ ધર્મજ્ઞ યદુરાજાએ પૂછ્યું, કે હે બ્રહ્મન્! આવી રૂડી બુદ્ધિ પ્રયત્નવિના આપને કઇ રીતે થઇ કે જે બુદ્ધિના પ્રતાપથી આપ લોકને જાણીને બાળકની પેઠે વિચરો છો? ઘણુંકરીને સઘળા લોકો તો ધર્મ, અર્થ અને કામાદિકમાં તથા આત્મવિચારમાં આયુષ્ય, યશ અને લક્ષ્મી મેળવાના હેતુથી પ્રવર્ત્ત થાય છે પરંતુ આપ તો સમર્થ છો, વિદ્વાન્ છો, ડાહ્યા છો, ભાગ્યશાળી છો, અમૃત સરખું બોલો છો, તથાપિ આપ જડ, ઉન્મત્ત તથા ભૂત ભરાયેલ માણસની પેઠે કોઇ કર્મના કર્તા નથી અને કાંઇ ચેષ્ટા કરવાને ઇચ્છતા

નથી, કામ અને લોભ આદિ દાવાનળથી સઘળાં મનુષ્ય બળ્યા કરે છે પરંતુ આપ તે અગ્નિથી મુક્ત થઇ ગંગાનાં શીતળ પાણીમાં પડેલા હાથીની પેઠે લેશ પણ તાપ પામતા નથી, સ્ત્રીપુત્રાદિરહિત અને વિષયભોગરહિત એવા આપને આત્માને વિષે આનંદ રહે છે તેનું કારણ હું પુછું છું માટે કૃપા કરીને કહો. એ રીતે બ્રાહ્મણ જેને વાહ્લા છે એવા મહાભાગ બુદ્ધિમાન્ યદુરાજાએ પુછ્યું તેથી રાજી થઇને વિનયથી નમેલા તે નરપતિને તેણે ઉત્તર આપ્યો, કે હે રાજા! જેની પાસેથી હું બુદ્ધિ લઇને મુક્ત થઈ ફરૂં છું તે, બુદ્ધિથી કરેલા મારે ઘણા ગુરૂઓ છે, તે સાભળ. હે રાજા! પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાંખી, હાથી, મધ પાડનાર, હરિણ, મત્સ્ય, પિંગલા (વેશ્યા), ટીટોડો, છોકરો, કુમારિકા, બાણ ઘડનાર, સર્પ, કરોળિયો, અને ભમરી, એ ચોવીશ ગુરૂઓનો મેં આશ્રય લીધો છે. એઓની સિક્ષાની રીતીથી અહીં મેં મારી વૃત્તિને કેળવી છે. હે યદુરાજા! જેની પાસેથી જેવી રીતે હું જે શીખ્યો છું તે તેવી રીતે તમને કહું છું તે જાણી લ્યો. દૈવને વશ રહેલાં ભૂતપ્રાણિમાત્ર પીડા પમાડે તો પણ તે ભૂતપ્રાણીમાત્રનું દૈવાધીનપણું જાણીને પોતાના માર્ગથી ચળવું નહિ, એ નિયમ હું પૃથ્વીપાસેથી શીખ્યો છું. પર્વતનાં વૃક્ષ, ખડ, અને પાણીનાં ઝરણાં બીજાં પ્રાણિયોના ઉપકાર માટેજ છે તેની પેઠે સાધુએ નિરંતર પરોપકાર માટેજ ચેષ્ટા કર્યા કરવી, અને પરોપકાર માટેજ એકાંત વાસ કરવો, એ હું પર્વતપાસેથી શીખ્યો. ઝાડ જેમ બીજાં માણસો કે પશુપક્ષીઆદિ કોઇ કાપી નાંખે, ઉખેડી નાંખે કે બીજે લઇ જાય, એ આદિ સઘળું પરવશ થઇ કબુલ કરે છે, તેમ હું પણ તેનો શિષ્ય થઇને પરાધીનપણું શીખ્યો છું. પ્રાણ જેમ આહાર કરવામાંજ પ્રવર્તે છે પરંતુ રૂપ રસ આદિ ઇંદ્રિયોના વિષયોને ઇચ્છતો નથી તેમ મુનિએ જ્ઞાનનો જેમ નાશ ન થાય અને મન વાણી જેમ ક્ષોભ ન પામે તેવી રીતે પ્રાણની વૃત્તિથી સંતોષ રાખવો, ઇંદ્રિયોને પ્રિયરૂપ રસાદિકમાં વધારે વૃત્તિ રાખવી નહિ; એ હું પ્રાણ

વાયુપાસેથી શીખ્યો. નાનાપ્રકારના શીતોષ્ણાદિક ધર્મવાળા વિષયોમાં વાયુ ચારેકોરથી પ્રવેશ કરે છે તોપણ તેના ગુણદોષમાં મન નહિ હોવાથી તેમાં લેપાતો નથી તેમ નાનાપ્રકારના સુખદુઃખાદિ ધર્મવાળા વિષયોમાં મુનિ પ્રવેશ કરે તોપણ તેણે તેના ગુણદોષમા મન ન રાખવું અને તેમાં લેપાવું નહિ, એ હું બહારના વાયુ પાસેથી શીખ્યો. જેમ વાયુ ગંધઆદિ ધર્મના યોગે ગંધવાળો જણાય છે પરંતુ તે ગંધ ખરૂ જોતાં તેમાં મળેલો નથી, તેમ પંચમહાભૂતના દેહમાં પ્રવેશ કર્યા છતાં અને તેના ગુણનો આશ્રય કર્યા છતા જ્ઞાનવાન્ યોગી ગુણથી લેપાતો નથી અર્થાત્ અહં પ્રત્યયથી જણાય છે તોપણ દેહના ધર્મવાળો આત્મા નથી, એ પણ હુ વાયુ પાસેથી શીખ્યો. જેમ સર્વમાં વ્યાપી રહેલાં આકાશને ઘટાઆદિ પદાર્થથી સંગપરિચ્છેદ નથી, તેમ સ્થાવર અને જંગમનેવિષે બ્રહ્મસ્વરૂપની ભાવનાથી સર્વમાં વ્યાપી રહેલ મુનિ પોતે દેહાતરને પ્રાપ્ત થયો હોય તોપણ પોતાનું સગ પરિચ્છેદરહિતપણું જાણવું તથા વાયુથી આમ તેમ જતાં વાદળાંવડે જેમ આકાશને બંધન નથી, તેમ તેજ, પાણી, અને અન્ન (પૃથ્વી) મય કાળથી સૃજાયેલા દેહાદિક પદાર્થોથી પુરૂષને બંધન નથી, એ હું આકાશ પાસેથી શીખ્યો. મૂળથીજ નિર્મળ, મીઠુ, માણસોને તીર્થનું સ્થળ એટલે તીર્થની જાયગામાં રહેલું અને બીજા પાણી માથે મળેલું પાણી દર્શન કરવાથી, સ્પર્શ કરવાથી અને કીર્તન કરવાથી જગત્‌ને પવિત્ર કરે છે તેમ સ્વભાવથીજ નિર્મળ, મનુષ્યોઉપર પ્રીતિવાન્, મીઠું બોલનાર, તીર્થના સ્થાનરૂપ મુનિ પણ પાણીની પેઠે દર્શન કરવાથી, સ્પર્શ કરવાથી અને કીર્તન કરવાથી પવિત્ર કરે છે, એ હું પાણી પાસેથી શીખ્યો. તેજવાળો, તાપવાળો, કોઇથી પરાભવ ન કરી શકાય એવો અને પોતાનું ઉદર (પેટ) એજ જેનું વાસણ છે એવો અગ્નિ સર્વ ભક્ષણ કરે છે તોપણ નિર્મળ રહે છે, તેમ અતિ જ્ઞાનથી તેજવાન્, તપથી શોભાયમાન, કોઇથી પરાભવ ન પમાડાય એવા અને પેટ એજ જેનું વાસણ છે (પરિગ્રહ નહિ કરનાર) એવો

જિતેંદ્રિય મુનિ સર્વે ભક્ષણ કરે તોપણ નિર્મળ રહે છે; તથા અગ્નિ જેમ ક્યાંઇ ઢંકાઇ રહેલો હોય છે, ક્યાંઇ બહાર દેખાતો હોય છે, કલ્યાણ ઇચ્છનારાઓને ઉપાસવા યોગ્ય છે અને હોમ કરનારાઓ જે પોતાની ઇચ્છાપ્રમાણે હોમે છે તેને ભક્ષણ કરે છે અને તેઓનાં થઇ ગયેલાં અને થવાનાં પાપનો નાશ કરે છે, તેમ મુનિ ક્યાંઇ છાનો રહે છે, ક્યાંઇ પ્રસિદ્ધ રહે છે, પોતાનું ભલું ઇચ્છનારાઓને સેવવા યોગ્ય છે અને આપનારાઓનાં થઇ ગયેલાં અને થવાનાં પાપને નાશ કરતો જે કાંઇ તેઓ આપે છે તે ખાય છે, એ હું અગ્નિ પાસેથી શીખ્યો. અગ્નિ જેમ સર્વમાં વ્યાપી રહેલો છે પણ જેવું લાકડું હોય તેવો બહાર દેખાય છે તેમ પોતાની અવિદ્યાથી સર્જેલાં સત્ અને અસત્ લક્ષણવાળાં અર્થાત્ દેવ પશુ આદિરૂપ અથવા બ્રાહ્મણ શુદ્રાદિરૂપ જગતમાં પ્રવેશ કરી રહેલો સમર્થ આત્મા જેવી દેહની ઉપાધિ તેવો દેખાય છે. અર્થાત્ દેહની ઉપાધિથી આત્માને નીચઉંચ્ચપણું જણાય છે, કાંઇ સ્વાભાવિક નથી; એ પણ અગ્નિ પાસેથી શીખ્યો. જેની ગતિ જાણવામાં નથી આવતી એવા કાળથી ચંદ્રમાની કળાને ઉત્પતિ અને નાશ થાય છે, ચંદ્રમામાં તેમ કાંઇ નથી, તેવીજ રીતે જેની ગતિ જાણવામાં નથી આવતી એવા કાળથી, જન્મથી માંડીને મૃત્યુપર્યંત જે છ વિકાર છે તે દેહના છે, આત્માના નથી, એ હું ચંદ્ર પાસેથી શીખ્યો. પાણીના પ્રવાહના સરખા વેગવાળા કાળથી, આત્માસંબંધી પ્રાણીમાત્રને જન્મ અને મૃત્યુ નિરંતર થયાજ કરે છે પરંતુ જેમ અગ્નિની જ્વાળાનાં ઉત્પત્તિ અને નાશ નિરંતર થાય છે તોપણ દેખાતાં નથી તેવીજ રીતે તે દેખાતાં નથી. સૂર્ય જેમ પોતાની કિરણોથી પાણીને ખેંચી લે છે અને વખત આવે ત્યારે (ચોમાસામાં) મેલી દે છે, તેમ મુનિ પણ ઇન્દ્રિયોથી વિષયોને ગ્રહણ કરે છે અને વખત આવે ત્યારે (કોઇ અર્થી મળી જાય તો) આપી દે છે; તથા સૂર્યમાં કાંઈ ભેદ નથી પરંતુ સ્થૂળ બુદ્ધિવાળા ઘટાદિ પદાર્થોમાં પડતાં તેનાં પ્રતિબિંબને જોઇ ભેદવાળો જાણે છે તેવી રીતે આત્મા પોતાનાં રૂપમાં

ભેદવાળો નથી પરંતુ દેહાદિક ઉપાધિમાં પ્રતિબિંબથી તે ઉપાધિમાં પેઠેલો હોય એવા ભેદથી જાડી બુધ્ધિવાળાઓ જાણે છે. અર્થાત્ આત્મસ્વરૂપમા કશો ભેદ નથી, ઉપાધિમાં ભેદ છે, એ હું સૂર્ય પાસેથી શીખ્યો કયાંઇ પણ કોઇની સાથે અતિ સ્નેહનો પ્રસંગ ન રાખવો. જો રાખે છે તો દીન બુદ્ધિનો હોલો જેમ સંતાપ પામ્યો તેમ તાપ પામે છે.

એક કોઇ હોલો અરણ્યમાં એક કોઇ ઝાડમાં માળો કરીને પોતાની સ્ત્રીસહિત કેટલાંક વર્ષથી રેતો હતો. ગૃહસ્થાશ્રમ પાળનારાં અને સ્નેહથી બંધાઇ ગયેલ હૃદયવાળા તે સ્ત્રીપુરૂષે એક બીજાંની નજર નજરથી, અંગ અંગથી અને બુદ્ધિ બુદ્ધિથી એમ બાધી લીધાં હતાં. (અપૂર્ણ)

---

# नामदार गवर्नर सर जेम्स फरग्युसन उपर प्रजाए आपेला दिलासा पत्रनो उत्तर.

ગણેશખિંડ, તા. ૨૦ મી જાન્યુઆરી ૧૮૮૨.

સાહેબ,—આ સાથે બીડેલો પત્ર આર્યધર્મપ્રકાશના આવતા અંકમાં પ્રસિદ્ધ કરવાની કૃપા કરવાને હું આપને અરજ કરૂં છું.

હું છું સાહેબ, આપનો વિશ્વાસુ,

**જી. એચ. આર. હાર્ટ,**

નામદાર ગવર્નરનો ખાનગી મસલતદાર.

---

મારા ભારે દુઃખમાં ચારેબાજુથી જે મમતા અને દુઃખની એકતા ખેહાળી રીતે મારી તરફ જણાવવામાં આવી છે, તેને માટે મારો આભાર જણાવવાને હું ઉત્કંઠિત છું.

ઘણાઓને તો જુદી જુદી રીતીએ મારો આભાર જણાવવાને પ્રયત્ન કરીશ, પણ સર્વ દરજ્જાની અને વર્ગની મોટી સંખ્યાઓ કે જેમણે સઘળી રીતે અંતઃકરણપૂર્વક તથા કોમળપણે એટલુંજ નહિ

## સર્વે શુભ ગ્રાહકજનોને સૂચના.

સદ્‌ગુણિ ગૃહસ્થો આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોમાંથી પ્રથમથીજ મળી ચુકાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં સત્વિરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રહેશે નહિ.

આ ચોપાનિયું જેનાંઉપર મોકલવામાં આવે તેમને રાખવાની ઇચ્છા ન હોય તો મોકલેલો અંક ટીકીટ ચોડી પાછો મોકલવો, નહિ તો તેમને ગ્રાહક તરીકે સમજવામાં આવશે.

આ ચોપાનિયાંનું મૂલ્ય વર્ષ ૧ નું ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ટપાલ ખર્ચ ૬ આના વધારે મોકલવું.

---

## જાહેર ખબર.

આ ચોપાનિયાવિષે કોઇને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીના દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ.

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું. ચૈત્ર, સંવત ૧૯૩૮. અંક ૬ ઠો.

वसंततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरंतान् ।
स्वीयंमनस्तुरगमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथंप्रतिशास्त्रसंग—
सोत्रंविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઇસવી.

---

## શાર્દૂલવિક્રીડિત.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પહીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સુત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. ચૈત્ર, સંવત ૧૯૩૮. અંક ૬ ઠો.

॥ यतोधर्मस्ततोजयः ॥

## અપરાધરૂપ વૃક્ષનાં ફળો.

श्लोक.

रोगशोकपरीतापबंधनव्यसनानिच
आत्मापराधवृक्षाणांफलान्येतानिदेहिनां

પ્રાણિયોને રોગ, શોક, પરીતાપ, બંધન, અને દુઃખ, એ સઘળાં થાય છે તે પોતાના અપરાધરૂપ ઝાડના ફળ છે.

ઝાડ થાય તો ફળનો સંભવ પણ છે. સારૂં ઝાડ વાવ્યું હોય તો સારાં ફળ મળે અને નઠારૂં વાવ્યું હોય તો નઠારાં મળે. રોગ થાય, શોક થાય, પરીતાપ થાય, દુઃખ થાય અને બંધનમાં આવી પડાય એ સર્વે પોતાના અપરાધરૂપ વૃક્ષોના ફળો છે. જેવા પ્રકારના અપરાધરૂપ વૃક્ષ વવાય તેવા પ્રકારનું તેમાંથી ફળ થાય. અપરાધરૂપ વૃક્ષો ઘણાં વવાય તો તેનાં ફળો પણ ઘણાં થાય. કળિકાળના પ્રતાપથી, માયાના મોહથી, કર્મની પ્રબળતાથી, સંગતિથી કે રજોગુણતમોગુણનાં વિશેષ પ્રબળથી લોકોને જે ઝાડ આપણે વાવિયે છિયે તેનું કેવું ફળ થશે તે સમજવામાં આવતું નહિ હોય અને કદી આવતુ હશે તો પછી તેને, અફીણી જેમ અફીણને મેલી શકતો નથી તેમ મેલી શકતા નહિ હોય એમ બહુ દેખાય છે. આ શરીર અમૂલ્ય ગણાય છે. એને પામીને રોગ, શોક આદી જેવાં કડવા ફળ મેળવવાના નથી, એથી તો મીઠા અમૃત સરખાં રોગને મટાડે, શોકને સમાવે, પરીતાપનો નાશ કરે, બંધનથી બહાર કાઢે અને દુઃખને દૂર કરે એવાં ફળ મેળવવાના છે. એ ફળ મેળવવાનાં તેવા સારાં વૃક્ષો જોઇએ. નઠારા વૃક્ષો પ્રથમ

ન વવાયાં હોય તોજ સારાં વૃક્ષો વાવી શકાય છે. કદી નઠારાં વૃક્ષો અજ્ઞાનતાથી વવાઇ ગયાં તો તેને ઉખેડી કાઢી તેને સ્થળે સારાં વાવવાને પ્રયત્ન કરવું અને તેમ થાય તોજ સારાં ફળ ચાખવાની આશા રહે.

જેઓ પોતાનું, પોતાના વર્ગનું અને પોતાના દેશનું ભલું ઇચ્છનારા હોય તેમણે સારી પેઠે ધ્યાન રાખવું જોઇએ કે રોગ, શોક, પરીતાપ, બંધન અને દુઃખ રૂપ ફળને આપે એવાં કોઇ પણ વૃક્ષને વાવવું નહિ. આ શિવાય બીજાં સાધનો શ્રેષ્ટ જણાતાં હોય તો તે માત્ર દેખવા માત્રજ સમજવાં કેમકે તેઓ સઘળાં આ સાધનને આધીન છે.

બીજું સમજવાનું એ છે કે ઘણા લોકો કોઇ રોગથી, કોઇ શોકથી, કોઇ તાપથી, કોઇ બંધનથી અને કોઇ દુઃખથી ઘણા આકુળ વ્યાકુળ થઇ રાત દિવસ રૂદન કર્યા કરે છે. આવાં દુઃખનો અંત કેમ આવે એવિષે વિચાર નહિ કરતાં ઉલટો વધારો કરતા જાય છે અને ઉપરથી વિલાપ કરતા રહે છે. સારાં નરતાંનો વિવેક કદી ન હોય તેથી તેમ થતું હશે તો પણ તેઓએ વિચારવું જોઇએકે આપણે જેવાં કર્મ કરિયે છિયે અને કરશું તેવાં ફળ પામિયે છિયે ને પામશું. આમ વિચારી ક્રમે કરીને સર્વે દુઃખથી મુક્ત થવાનો માર્ગ શોધવો. એવો માર્ગ શોધવાની ઇચ્છા થયા પછી તે દૂર નથી. કેટલાક બોધવાન્ પુરૂષો રોગશોકાદિક આવી પડે છે ત્યારે સમજે છે કે જો દેહ ધારણ કરવો પડે એવાં કૃત્યો કર્યાં છે તો પછી દેહના ધર્મ પ્રમાણે રોગાદિકપણ કર્માનુસાર થવાજ જોઇએ. જો દેહ ધારણ નહિ કરતાં પરમ પદને પામવા જેવું પ્રયત્ન થયું હોત અને થશે તો આવાં દુઃખનો અનુભવ ન થાત અને નહિ થાય. આપણે પણ આમ વિચારવું અને સઘળાં દુઃખ દૂર થાય તેવાં કાર્ય કરી કલ્યાણના પાત્ર થવું.

અમે ઇચ્છિયે છિયે કે આર્યજનો રોગ, શોક, પરીતાપ, બંધન અને વ્યસનોના ભોગી નહિ થાય તેવાં પ્રયત્નો કરશે અને પ્રતિ

દિવસ પરમ કૃપાળુ ઇશ્વર તેને સહાય થશે અને તેમ થયા પછી સહુ પોતાના ધર્મને ઓળખી ઉત્તમોત્તમ કલ્યાણનાં સાધનો સંપાદન કરવામાં પાછળ રહેશે નહિ. (તથાસ્તુ)

## एक चारना मनना आर्यस्थितिउपर विचार.

આ પૃથ્વીના પડ ઉપર ઘણી જાતિના મનુષ્યો વસે છે, તે સર્વે આ કાળમાં પોતપોતાની ઇચ્છાપ્રમાણે વર્તે છે. ક્યાંઇ થોડો તો ક્યાંઇ ઘણો એમ સૂધારાના સૂર્યનો ઉદય થઇ ચૂક્યો લેખાય છે. અને ચારેકોરે જયજયકાર વર્તતો સર્વના જોવામાં આવે છે. પરદેશી લોકોનાં બળ, અભિમાન ધર્મઉપર આસ્થા અને વિવેક વધતાં જાય છે તેમ સ્વદેશમાં એ સઘળાનો ઘટારો થતો જતો જણાય છે. મારે ધર્મના વિષયઉપર ધ્યાન રાખવાનું કામ હાથમાં આવ્યું છે ત્યારથી આર્યના સબંધના વિચારથી હુ દિવસે દિવસે દુબળો થતો જાઉ છું. વર્ત્તમાન સમયમાં મને એમ લાગે છે કે આપણા આર્યજનો ગાડરિયા પ્રવાહની પેઠે નિરંતર ચાલે છે. પૂર્વકાળમાં મહાવિદ્વાનો બુદ્ધિવાન્ થઇ ગયા તે કેમ થયા હશે એ આજની સ્થિતિઉપર આધાર રાખિયે તો સમજી શકવું બહુ કઠણ છે. આ કાળની પ્રજા તો પૂર્વકાળના વિદ્વાનોઉપર, આગળના શોધોઉપર અને આગળની ધર્મની રીતિયોઉપર ધૂળ વાળવા જેવું કરે છે. નથી સમજાતું કે એ તે કાળમાં ફેર છે, હવામાં ફેર છે કે કર્મમાં ફેર છે. સહુએ ગાડરિયા પ્રવાહની પેઠે ચાલનારા આપણા લોકો છે પરતુ સારા વિષયમાં કે સૂક્ષ્મ નજર કરી વિચારીને ચાલવામાં કોઈ ગાડરિયા પ્રવાહની પેઠે વર્ત્તતા જણાતા નથી. એવા વિષયમાં તો સહુ જુદી જુદી પોતાને પંસદ પડતી રીતથી સ્વતંત્ર રહી વર્ત્તે છે. ધર્મ શું કહેવાય, તે, સહુએ કેટલો માન્ય છે, અમુક અમુક વિષયને ધર્મનું નામ કેમ આપ્યું છે અને ગ્રહણ કરવા યોગ્ય તથા ત્યાગ કરવા યોગ્ય કયો અને કેટલો ભાગ છે, તે જાણ્યા પહેલાં તો "સો તારી રામ દુવાઇ અને એ મારું ઉ હું."

એ કહેવત પ્રમાણે પોતાની વાત પકડી રાખી કાળને અને પ્રકૃતિને અનુકૂળ પડે તેમ વર્ત્તે છે. પરધર્મમાં પ્રીતિ બાંધવામાં, પરશણગારમાં શોભા લેખવામાં અને પરક્રિયામાં શ્રેષ્ઠતા માનવામાં સર્વેનું મન ભુરાયું થઇ જવાથી પોતાનું શું છે, કેમ ચાલે છે અને કેમ ચલવવું જોઇએ તે જાણતા પણ નથી અને જાણવાને ઇચ્છતા પણ નથી. પોતપોતાના વિચાર પ્રમાણે સહુ મહત્વ માની બેસે છે. કોઇ શ્રુતિસ્મૃતિને માનતા નથી, કોઇ માને છે તો તેમાંથી મન ગમતાં વાકય માત્ર ગ્રહણ કરે છે, કોઇ ન ગ્રહણ કરવાનું પણ ગૃહણ કરે છે અને જે ગૃહણ કરવાનું હોય છે તેને વેહેતું મેલે છે, કોઇ વાકયનો અભિપ્રાય ન જાણવાથી તેનો ખોટો ઉપયોગ કરે છે, કોઇ જાણે છે તો પણ તેમાંથી સત્ય અભિપ્રાયને અનુસરતા નથી, અને કોઇ કોઇ તો તેઓનો શો સિદ્ધાંત છે અને તેઓ શું કરવાને કે માનવાને ઇચ્છે છે તે પણ જણાતું નથી. કેટલાક નરવાનરો પોતાની પવિત્રાઇ અને વિચક્ષણપણું પ્રકટ કરતાં, 'આપણે ધર્મશાસ્ત્રો પ્રમાણે વર્ત્તતા નથી, નવરા નદીતટે વસનારા મુનિયોએ એ પુસ્તકો પાછળની પ્રજાને ભમાવવા બાંધેલાં છે' ઇત્યાદિક અયોગ્ય વાકયોથી સમજ્યાવિના નિંદે છે. કોઇ વળી એમ પણ કહે છે કે 'આજ આપણે જેવા બુદ્ધિવાન્ છિયે તેવું બુદ્ધિબળ આગળ નહોતું, માત્ર ભાષા પોતાની સંસ્કૃત એટલે પુસ્તકો લખી કાઢવાનું બહુ સેહેલ પડતું, પણ તેથી કરીને વ્યાસ વાલ્મીકિ આદિ કાંઈ આજના બી.એ., એમ. એ., કે એલ. એલ. બી. જેવા ઘણા વિદ્વાન્ કે વિચારવાન્ ગણાય નહિ' એમ પણ નિશંક બોલી ઉઠે છે. કોઇ વેદને આધુનિક વદે છે, કોઇ પુનરૂદ્ધાહની પ્રતિષ્ઠામાંજ પવિત્રતા લેખે છે, (કોઇ તેનાં ખંડનમાંજ ખાંત રાખે છે) કોઇ ધર્મ સંબંધી જુઠા વાદો કર્યા કરે છે, કોઇ સંધ્યાસ્નાન કરતા નથી, કોઇ નિત્યકર્મ કરતા નથી, કોઇ વૈશ્વદેવને વેગળો કરી બેઠા છે, કોઈ અતિથીને અન્ન આપતા નથી, કોઇ ઇશ્વર પૂજનમાં પ્રીતિ રાખતા નથી, કોઇ 'ગેટ પેટ' કરતાં શીખ્યા એટલે ભણી રહ્યા

સમજે છે, કોઇ દેખા દેખીથી બૂટ મોજા ઘાલી લાકડી લઇ સુધરેલાનો ડોળ ઘાલવામાં મોટાઇ માને છે, અને કોઇ માંહીથી મલિન છતાં ઉપરથી આછાઈ દેખાડે છે. કેળવણીનો વધારો થતો જાય છે પણ તે માત્ર એક દેશી. સદાચારના વધારાને બદલે ઘટાડો દેખાય છે. આંખ વીંચીને ઉઘાડીએ ત્યાં પોતાનું ધારેલુ ખરૂં માનનારાજ નજરે પડે. નાને મોટે તો વિવેકજ જતો રહ્યો છે, ખરો ઉપદેશ કોઇ આપતું નથી અને આપે છે તેનુ કોઈ સાંભળતું નથી, શાસ્ત્રોનું સન્માન થતું નથી, ધર્મને ધક્કો લાગે છે, આર્યોની ઉત્તમતા તણાઇ જાય છે, ભરતખંડનો ભાર ઓછો થતો જાય છે, માનવોની છતી વિદ્યાએ મૂર્ખતા વધતી જાય છે, નિર્દયપણું અને ઘાતકીપણું વધતું જાય છે, મલિનતા આદિ દુરાચાર વધતો જાય છે, બોલનારાઓ ગમે તેમ બોલે છે, લખનારાઓ ગમે તેમ લખે છે. સાંભળનારાઓ ગમે તેમ સાંભળે છે, ગ્રહણ કરનારા સાંભળીને પણ ગમે તેવું ગ્રહણ કરે છે, વાંચનારાઓ ગમે તેવું વાંચે છે, અને ધર્મ અને સદાચારનું કોકડું એટલું બધું ગુંચવાઈ ગયું છે કે તેનો છેડો ઇશ્વર કૃપાવિના હાથ લાગે તેવું રહ્યું નથી.

પૃથ્વીનું નામ આપણી દેવ ભાષામાં बहु रत्ना (ઘણા રત્નવાળી)છે. તે નામ સત્ય કરવાને કેમ જાણે ઇશ્વરને ઇચ્છા હોય તેમ ઘણીવાર સારૂં પણ સાંભળવામાં અને જોવામાં આવે છે. નાનાં વયના પણ ઘણા વિદ્વાનો પરભાષા કે પોતાની ભાષાને ભણીને શાંત પ્રકૃતિવાળા તથા આસ્તિક જણાય છે; નિત્ય નૈમિત્તિક કર્મ કરનારા, દયા દાન ધ્યાન અને ઇશ્વરાધનામાં ધ્યાન રાખનારા,શાસ્ત્રનો સાર સમજનારા,ધર્મવાન્, અને ઉત્તમ અભિમાની પણ પુરૂષો છે ખરા પણ તે સર્વની સંખ્યા ઘણી ઓછી છે તેથી અતિ ખેદ થાય છે. સત્વગુણી સ્વભાવના ધર્મજ્ઞ પુરૂષોએ ખેદ નહિ લાવતાં સારા ભાગનો વધારો થવાને માટે પ્રયત્ન કરવુ જોઇએ, તે પ્રમાણે જો પ્રયત્ન ચાલુ રહેશે તો થોડા સમયમાં તે કાર્ય સિદ્ધ કરી વિજયવાન્ થશું. પણ મારૂં પોચું અંતઃકરણ એવો શુભ સમય આવે ત્યા સુધી લોકોનું અવળું આચરણ જોઇ સ્થિર રહી

શકે તેવું નહિ હોવાથી મને ઘણું માઠું લાગે છે. હે પરમ દયાળ પરમેશ્વર ! હે દીનબંધુ દયાસિંધુ ! આ તમારી પ્રિય પ્રજા, કોઇ કાળના યોગથી સારો માર્ગ ભુલી જઇ અવળે રસ્તે ચડી જાય છે તેના હૃદયમાં આપ અંતર્યામી પ્રેરણા કરો કે પાછી સારે રસ્તે ચડી આપને પ્રસન્ન કરવાનાં અને પોતાનું કલ્યાણ કરવાનાં સાધનમાં તત્પર થાય.

## दुराचारनुं एक द्वार.

અનેક જાતિના દુરાચારો આ સંસારમાં વિસ્તાર પામેલા છે અને પામતા જાય છે, તે મધ્યે હાલમાં કેટલાંક અપૂર્ણ વિચારના લોકથી લખાતાં કે ભજવી બજવાતાં ખરાં નહિ પણ નામનાં નાટકો પણ એકાદ અંશે ઉભાં રહે છે. નાટક એટલે શું, તે કેમ રચાય, કેમ ભજવાય, તેમાં શા શા વિષયો જોઇએ, અને તેનો ઉપયોગ શો છે, તે તો કંઇ કોઇ ભાગ્યેજ જાણતું હશે. હાલની ચાલતી રીતી ઉપરથી તો નાટકશાળા જાણે એક દુરાચાર શીખવાની નિશાળ અને તેમાં ભજવાતા ખેલ જાણે તેમાંની કેળવણી હોય એમ જણાઇ આવે છે. ભવાયાની સારી ભવાઇની બરોબર પણ એ નાટકની ખુબી રેતી નથી. કોઇ પવિત્ર પુરૂષનાં ચરિત્રો દેખાડી લોકોને સારે માર્ગે ચડાવવાનો મૂળ ઉદ્દેશ એમાં જરાએ જોવામાં આવતો નથી. આજકાલ સંસારની રીતિથી પણ વિરૂદ્ધ બોલવાથી અને ચાળા કરવાથીજ નાટકનું નાટકપણું ભજવનારા ને જોનારા જાણે છે એથી વખતો વખત એટલા બધા તો તેઓ હસી પડે છે કે બેહદ. નાનાં છોકરાંને આવાં નાટકોનો છંદ લાગે છે એટલે તેનું કાળજું ખસી જાય છે, પછી તે તેનાં માબાપના કામનું બીલકુલ રેતું નથી. અભ્યાસ તો નાટકનાં નિરસ વાક્યોનેજ લેખે છે, પછી તેનાથી બીજો અભ્યાસ કરી ઉત્તમ પદ પમાતું નથી. માવતર બીચારાં છોકરો ભણીને કમાઇ ખવરાવશે એમ આશા રાખતાં હોય ત્યાં છોકરાનું તો મન આમ ફટકી જાય એટલે પછી

માથે ઓઢીને પોક મેલે. એ દુર્ગુણના ગારારૂપ નાટકોમાં લપટાઇ ગયેલા બિચારા કાચા મનના અને વિવેક વગરના બાળકો એમાંથી એવા પરિણામ મેળવે છે કે જીવતાં સુધી તેને એવા ભવાયાના જેવા સ્ત્રિયોના કે બીજા કોઇના વેશો લઇને પરાધીનતાથી પેટ ભરવું પડે છે. શુ જન્મનું સાર્થકપણું ? ઢંગ ઢાળ વગરનાં બેડોળ નાટકોને વળી ધનવાન્ કે વિદ્યાવાન્મા મકાતા આશ્રય આપે એટલે પછી શી બાકી રહેી 'ઉટને વળી ઉકરડે ચડે' એ કેહેવત પ્રમાણે એની યોગ્યતા થાય. એ નાટકોની, નાટકપાત્રોની, તેની અયોગ્યતાની, અને તેના નિઃસારપણાની વાત મેલી દઇએ તો પણ બીજી ઘણી જાતની અમર્યાદ તેમાં દેખાય છે. આવાં નાટકને જોનારા સારા ગૃહસ્થો આવે છે તેના કરતાં હમેશાં દીવાસળીની પેટિયોની ફેરી કરી પેટ ભરનારા, સાબુની ગોટિયોની ફેરી કરનારા, અને બીજા પરચુરણ ધંધો કરી એક બે આના રોજ કમાઈ ગુજરાન કરનારા તેમા ભરાય છે. કોઇ વખત તેઓ નાટકનાં પાત્રોના બોલવા ઉપરથી મર્યાદાવિનાના શબ્દો બોલે છે ને ચાળા કરે છે. આમાં સારા આબરૂદાર માણસે તો જવુજ ન જોઇએ, પણ આજનો જમાનો તો એવો છે કે એવી ભવાઇઓ જાણી જોઇ જોવાને અને પોતાનાં વૈદિકરિયોને દેખાડવાને ખરીખાંતથી ઉંઘ વેચી ઉજાગરો કરી પૈસા ખુવે છે. સ્ત્રિયો એમાથી કેવો બોધ લે અને શું સમજે તેઓનો તેનો વિચાર હોતો નથી. આવા નઠારા માર્ગમાં પૈસા ખરચવાને પોતાનાં બાળકોને કે પોતે એ ખોટા છંદમાં પડવું એ ખરેખર આર્યાવર્તને ઓછું લગાડનારૂં છે. જે નાટકો નાટકપાત્રો, તેના હાવભાવ, તેના સાર અને તેની શીખામણ સ્ત્રિયોને કે પુરૂષોને જોવા લાયક, સાંભળવા લાયક અને કરાવવા તથા કરવા લાયક છે, અને જેથી કશું નુકસાન નહિ પણ ગુણજ થાય છે તે કોઇ જુદા પ્રકારનાં હોય છે, પરંતુ તેની સંખ્યા થોડી હોવાથી તે લોકોના જાણવામાં આવતું નથી. જો સહુની એવીજ મરજી હોય કે નાટકનો પ્રચાર સ્તુત્યજ છે તો મર્યાદાને સાચવે, સારો બોધ આપે, અને

લોકોને કુછંદ ન ચઢાવે તવાં ચરચાવો કે ભજવો તો તે ધનવાનથી થઇ શકે તેવું છે; પણ હાલમાં જે ચાલ ચાલે છે તે તો સ્તુત્ય નથી. કેટલાક તો નાટકરૂપે પેટ ભરવાનોજ ધંધો લઇ બેઠા છે, તેમને બીજો ધંધો ગમતોજ નથી. કદી લોકોને સારો બોધ થતો હોય તો તો તે ધંધો પણ ઉપયોગી ગણાય પણ જેથી બોધ ન થાય તે ધંધો શા કામનો? એ ધંધો લઈ બેસનારાઓ જો એમાંથીજ ગુજરાન ચાલવવા ઇચ્છતા હોય તો તેમણે હમણાં જેઓ નામનાં નાટક ઓપેરાઓ ઉરદુ અને ગુજરાતી તથા ઇંગ્લિશ અને સંસ્કૃત શબ્દોના ખીચડથી જેવાં તેવાં પ્રસંગવરનાં વાક્ય અને ગાયનોથી ઓછાં જ્ઞાનવાળા બહાર પાડે છે, તેવાં ઉપરથી હાથ ઉઠાવી પ્રમાણિક અને ગુણના ભંડારરૂપ નાટકો કરવાનો પ્રેમથી તન મન ધનથી પ્રયત્ન કરી લોકો બોધ લે તેમ કરવું અને પોતે પણ બોધવાળા થવું. આમ ન થયું તો ફોકટ જીંદગી જવા જેવાં તે નાટકોછે. આર્યલોકોને તો અમારે એટલુંજ વિનવવાનું છે કે હાલમાં ચાલતા નાટકના ખેલો જોવા જવું એ એક દુરાચારનું દ્વારછે માટે તમો તથા તમારાં છોકરાંઓ અને સ્ત્રિયો તથા મિત્રોને આ સંસાર સાગર રૂપ નાટકને દેખાડી તેમાંથી અનુભવ લઈ ગુણ ગ્રહણ કરવા અને દોષ દૂર કરવા શીખો અને શીખવો તો પછી આવાં કલ્પિત નાટકનો આપને કાંઇ ઉપયોગ જણાશે નહિ આયુષ્યની અને શરીરની યોગ્યતા નહિ સમજનારા તમોગુણી ને રજોગુણી લોકોને ધૂતવા માટેજ રાતદિવસ એ ધંધો લઇ બેઠાછે એટલે તેઓ તો અઠવાડિયાંને બદલે દિવસમાં ચાર ચાર ફેરે પણ ખેલ કરી તમારા મનને આકર્ષણ કરશે, પણ તમો જો શરીરની અને આયુષ્યની યોગ્યતા સમજતા હો તો તે રસ્તે ચડશો નહિ અને સ્ત્રીપુત્રાદિકને ચડવા દેશો નહિ. નાટકના અભિમાનિયોને અમારું બોલવું કટાક્ષવાળું લાગે એવો આજનો સમય વર્તેછે પણ અમારો હેતુ તેવો નથી. અમે અમારી ફરજ પ્રમાણે ખરો માર્ગ બતાવવા સૂચવ્યું છે. વિશેષ પ્રસંગ હશે તો આગળ લખાશે.

# આપણું જ્ઞાન આપણાજ હાથમાં છે.

(સાંધણ પાને ૧૨૦ થી.)

ભેળું સુવું, ભેળું બેસવું, ભેળું ફરવુ, ભેળું સ્થાનકે જવું અને રમવું, જમવું તથા વાતો કરવી એ બધું ભેળાં રહીને કરતાં હતાં અને નિઃશક થઇ વનની પંક્તિયોમાં ફરતાં હતાં. હે રાજા!* તે હોલી હાસ્યસહિત જોવાથી અને મનોહર બોલવાથી હોલાને પ્રસન્ન કરે અને તેથી હોલો તેની ઉપર ખુશી થાય એટલે તે હોલી જે જે ઇચ્છા કરે તે તે ઇચ્છા, સ્ત્રીને વશ થઇ ગયેલો તે અતિ દુઃખથી પણ પૂર્ણ કરી આપે. એમ કરતાં તે હોલીને પ્રથમ ગર્ભ રહ્યો અને સમય થયો ત્યારે પોતાના માળામાં પતિની પાસે ઇંડાં મેલ્યાં. તે ઇંડામાંથી ઇશ્વરની અજાએબ શક્તિથી સમય થયો ત્યારે પૂર્ણ અવયવોવાળાં અને કોમળ શરીર અને પીછાંવાળાં પક્ષિયો થઇ રહ્યાં. બચ્ચાં જેને વાહાં છે એવાં અને પ્રીતિવાળાં તે સ્ત્રીપુરૂષ બચ્ચાંઓનું કાલું કાલું મનોહર બોલવું સાંભળતાં અને સુંદર બોલ બોલવાથી નિવૃત્તિને પામતાં પોતાની પ્રજાનું પોષણ કરતાં હતાં. રાજી થયેલાં તે બચ્ચાંનાં કોમળ પીછાંના સ્પર્શથી, તેના બોલવાથી, તેની અણસમજની ચેષ્ટાથી અને તેના ઠેકડા મારવાથી, તેનાં માબાપ બહુ આનંદ પામતાં હતાં. વિષ્ણુની માયાથી મોહ પામી ગયેલાં, દીન બુદ્ધિવાળાં અને જેનાં હૃદય સ્નેહથી એક બીજાની સાથે બંધાઈ રહ્યાં હતાં, તે દંપતી પોતાના નાનાં બચ્ચાંને પાલન કરતાં હતાં. એક દિવસે કુટુંબવાળાં તે બેય સ્ત્રીપુરૂષ ચોતરફ વનમાં ફરતાં હતાં, તેવામાં ઇશ્વરેચ્છાથી વનમાં ફરતાં ફરતાં કોઇ પારાધીએ તેના માળા આગળ આવી બચ્ચાંને જોઇ જાળ પાથરી તેને પકડી લીધાં. એ બચ્ચાંનાં માબાપ બિચારાં પોતાનાં બચ્ચાંનું પોષણ કરવા અતિ પ્રીતિથી કાંઇ ચણ લેવાને ગયાં હતાં તે લઇને પોતાના માળા આગળ આવ્યાં. બચ્ચાંની મા હોલી પોતાનાં જાળમાં .

---

* સંબોધનથી એવું સૂચવ્યું કે તમે પણ તેમજ કરો છો.

બંધાઈ રહેલાં બચ્ચાંને ઉંચે સ્વરે રડતાં જોઈ અતિ દુઃખ પામી રાડો નાખતી તેની તરફ દોડી. પરમેશ્વરની માયાથી જેનું દીન ચિત્ત થઇ ગયું હતું અને જે અત્યંત ગાઢા સ્નેહથી હમેશાં બંધાયેલીજ હતી, તે પોતાનાં બચ્ચાં બંધનમાં પડેલાં જોઇ ભૂલ ખાઇને પોતે પણ તે બચ્ચાંસાથે જાળમાં પડી બંધાઇ ગઈ. પેલો હોલો પોતાનાં વાલાં બચ્ચાં અને પોતાની પ્રાણકરતાં પણ પ્રિય અને પોતા જેવી સ્ત્રીને બંધાયેલાં જોઇ અતિ દુઃખથી વિલાપ કરવા લાગો. 'અરે મારાં થોડાં પુણ્યથી અને મારી દુષ્ટ બુદ્ધિથી થયેલું આ મારૂં દુઃખ તો જુઓ! અરે હજી હું તૃપ્ત થયો નથી અને કૃતાર્થ થયો નથી ત્યાં ત્રિવર્ગને સંપાદન કરી આપનાર મારો ગૃહસ્થાશ્રમ નાશ થયો, મારા સરખી રૂપાળી, મને અનુકૂળ રેહેનારી અને પતિ એજ જેના દેવતા છે એવી સ્ત્રી, આ ઉજડ ઘરમાં મને મેલીને પોતાનાં રૂડાં બચ્ચાંસાથે સ્વર્ગમાં જાય છે ત્યારે હવે હું સ્ત્રી અને બચ્ચાં મરી ગયા પછી આ શૂન્ય ઘરમાં દુઃખરૂપ જીવનથી અને વિયોગદશામાં શા માટે જીવું છું?' (આવી રીતે વિલાપ કરતો) મૃત્યુના મોઢામાં પડેલાં અને ચેતનવગરનાં જાળથી બંધાયેલાં પોતાનાં કુટુંબને જોઇને અતિ દીન થઇ ગયેલો પોતે જાળ છે એમ જોતાં છતાં પણ જાણ્યાવિના તેમાં પડ્યો. એ કુટુંબી કપોત જાળમાં પડ્યો એટલે તેને, તેનાં બચ્ચાંને અને તેની સ્ત્રીને લઇ પોતાની મતલબ પાર પડવાથી પારાધિ ઘર ભણી ચાલતો થયો.

એ રીતે એ હોલાની પેઠે સુખદુઃખ અને લાભ હાનિમાં જેનું મન છે, જેનું મન શાંત નથી, કુટુંબને જે પાલન પોષણ કરે છે ને દીન જેવો થઇ ગયો છે, તે કુટુંબી બંધનને પામે છે અને પીડાને પામે છે. જે કોઇ મુક્તિના દ્વારરૂપ મનુષ્યલોકને પામીને ઘરનેવિષે પક્ષીની પેઠે આસક્ત રહે છે તે અધમસ્થિતિમાં પડ્યોજ રહે છે એમ જાણવું.

હે રાજા! પ્રાણધારીઓને જેમ દુઃખ સ્વર્ગમાં અને નર્કમાં સરખું છે તેમ ઇંદ્રિયો સંબંધી સુખ પણ સરખુંજછે માટે એ ઇંદ્રિય સંબંધી

સુખને ડાહ્યો માણસ ઇચ્છતોજ નથી. કાંઇ પણ ઉદ્યોગવિના સુકલ કે લીલું અથવા થોડું કે ઘણું જે કાંઇ ઇશ્વરેચ્છા આવ્યું તે અજગરની પેઠે ખાઈ લેવું; કદી કાંઇ ખાવાનું ન મળ્યું તો અજગર જેમ ખાધાવિના ઘણા દિવસો ભૂખ્યો પડ્યો રહેછે, તેમ યોગીએ ઉદ્યમ કર્યાવિના દૈવેચ્છાથી મળશે એવી ધારણા રાખી ઘણા દિવસો ખાધાવિના પડ્યું રહેવું; ઇંદ્રિયબળ મનોબળ અને શારીરબળથી યુક્ત દેહધારણ કરતાં છતાં તેવડે ક્રિયા કરવી નહિ અને ઇંદ્રિયો છતાં પણ સ્વાર્થ ઉપર નજર રાખી સુઇ રેહેવું, કાંઇ પણ ચેષ્ટા ન કરવી, એ હું અજગર પાસેથી શીખ્યો. સ્થિર પાણીવાળો સમુદ્ર જેમ પ્રસન્ન, ગંભીર, તાગ ન આવે એવો, ઉલંઘન ન કરી શકાય એવો, પાર ન આવે એવો, ક્ષોભ ન પામે (મર્યાદા ન મેલે) એવો હોય છે તેમ મુનિ પણ પ્રસન્ન, ગંભીર, કોઇ કળી ન શકે એવો, કોઇ ઉલંઘન ન કરી શકે એવો, (તેજસ્વીપણાથી) કાળ અને દેશના પરિચ્છેદ રહિત, (સ્વરૂપના આવિર્ભાવથી), વિકારવિનાનો, (રાગાદિકના અભાવથી) થઇને રહે છે; તેમજ જેમ વર્ષાઋતુમાં નદિઓએ વધેલો સમુદ્ર છલકી જતો નથી અને ગ્રીષ્મ ઋતુમાં તે નદિયો નથી હોતી તો પણ તે સુકાઇ જતો નથી, તેમ કામ કદી વધે કે ઘટે પરંતુ મુનિ હોય તે હર્ષશોક કરતો નથી, અર્થાત્ વિષયને આધીન નહિ થતાં નારાયણને આધીન રહે છે; એ રીતિ હું સમુદ્ર પાસેથી શીખ્યો. ઇંદ્રિયોને વશ થયેલા પુરૂષ દેવતાની માયારૂપ સ્ત્રીને જોઇને તેના હાવભાવથી લોભાઇને અગ્નિમાં જેમ પતંગિયો પડે છે તેમ અંધ નરકમાં પડે છે તથા માયાથી રચાયેલાં સ્ત્રી, સુવર્ણનાં ઘરેણાં, લુગડાં, એ આદિ પદાર્થોમાં તેને ભોગવવાની બુદ્ધિથી જેનું મન લોભાયું હોય એવો મૂઢ પુરૂષ, આંધળો ભીત થઇને પતંગિયો જેમ નાશ પામે છે તેમ તે પણ આંધળો ભીત થઇને નાશ પામે છે, અર્થાત્ રૂપવિષયમાં જેમ પતંગ લોભાય છે તેમ લોભાવું નહિ, એ હું પતંગ પાસેથી શીખ્યો. જેટલાથી દેહનું પોષણ થાય તેટલું થોડું થોડુ ખાવાનું એકઠું કરીને ખાવું અને ગૃહસ્થો જેમ પીડા ન પામે તેમ માધુકરી

વૃત્તિમાં રેહેવું, એટલે બટકું બટકું રોટલો ઉઘરાવી આવવો ને ખાવો; જેમ ભમરો વધારે ગંધના લોભથી કોઈ કમળમાં લોભાઈ રહે છે અને સાયંકાળે તે કમળ બીડાઇ જવાથી બંધાઇ જાય છે, તેમ મુનિ પણ જો ગુણના લોભથી એકજ ઘરનો આશ્રય કરીને રહે તો બંધન પામે છે, માટે એકને આશ્રયે ન રેહેવું; તથા ભ્રમર જેમ પુષ્પોમાંથી સુગંધરૂપ સારજ ગૃહણ કરે છે તેમ કુશળ પુરૂષોએ નાનાં અને મોટાં શાસ્ત્રોમાંથી સાર હોય તે ગૃહણ કરવો, એ હું ભ્રમર પાસેથી શીખ્યો. આ સાંજે ખાઇશ, આ સવારે ખાઇશ, એવી ધારણાથી સાંજને માટે કે સવારને માટે માગી આણેલું અન્ન સંઘરી રાખવું નહિ, પરંતુ જેટલું હાથમાં માય અથવા પેટમાં માય એટલું ગૃહણ કરવું; જો કોઇ ભિક્ષુક સવાર માટે કે સાંજ સાટે ખાવાનું સંઘરી રાખે તો જેમ મધમાંખીઓ મધ ભેળું કરી સંઘરે છે ને પછી તે મધની સાથે પોતે પણ નાશ પામે છે તેમ નાશ પામે છે; અર્થાત્ ગંધમાં જેમ ભ્રમર લોભાય છે તેમ લોભાવું નહિ, એ હું મધમાંખી ભ્રમરની જાત પાસેથી શીખ્યો. ભિક્ષુકે પગવડે કરીને પણ લાકડાની પૂતળીને પણ સ્પર્શ કરવો નહિ; જો સ્પર્શ કરે છે તો હાથી જેમ હાથણીના અંગના સંગથી બંધાય છે એટલે જેમ કાગળની હાથણી કરીને એક જગ્યામાં રાખીને હાથીને પકડનારાઓ ચોતરફ ખાડ કરીને માથે બંબા પાથરી ધૂડ વાળી દે છે, પછી હાથી ફરતા ફરતા આવી છેટેથી હાથણી ને જોઇ તે તરફ અંગસંગને માટે વળે છે ત્યાં વચમાં પેલી ખોદી રાખેલી ખાડમાંજ પડી બંધન પામે છે, તેમ તેપણ બંધાય છે; તથા કોઇ પણ ડાહ્યા પુરૂષે પોતાનાં મૃત્યુરૂપ સ્ત્રી પાસે જવું નહિ, જો કદી જાય છે તો એક હાથણી પાસે જનાર હાથીને બીજા બળિયા હાથી મારી નાખે છે તેમ તે પણ મૃત્યુને પામે છે; અર્થાત્ એવા સ્પર્શના વિષયમાં હાથી જેમ લોભાઇ જાય છે તેમ લોભાવું નહિ, એ હું હાથી પાસેથી શીખ્યો. જેમ મધને ભેળું કરનારો માણસ મધમાખિયો ? ઝાડના કોટરોમાં કે ડાળીયોમાં મધ એકઠું કરે છે તેને શોધી કાઢીને લઇ લે છે, તેમ લોભિયા લોકોએ દુઃખથી મેળવેલું ધન

કોઇને અપાતું નથી અને પોતાથી ભોગવાતુ પણ નથી, પરંતુ તેને કોઇ બીજો માણસ જે ધનનું સ્થાનક જાણતો હોય તેજ ભોગવે છે; અર્થાત્ જે ધન અપાતું નથી અને ખવાતુ નથી તે બીજાને હાથ જાય છે; તથા અતિ દુઃખથી ભેળાં કરેલ દ્રવ્યથી ઘરનું કલ્યાણ કરવાને ઇચ્છનારા ગૃહસ્થાશ્રમિયોને ઘેર મધ મેળવનારો જેમ સૌથી પેહેલાં પોતે મધ ખાય છે, તેમ યતિ પણ જમે છે; અર્થાત્ ગૃહસ્થે બ્રહ્મચારી તથા યતિને રાંધેલું અન્ન ભિક્ષા માટે આપવુ અને તેઓએ સૌથી પેહેલાં ગ્રહણ કરવું, એ હું મધને મેળવનાર પાસેથી શીખ્યો. પારાધિના ગીતથી મોહ પામી જઇ બંધાઇ ગયેલાં હરણ પાસેથી એવી રીતે શીખ્યો કે વનમાં રેહેનારા યતિએ નઠારાં ગીતો સાંભળવાં નહિ; અર્થાત્ ભગવાનનાં ગીતો સાંભળવાં તથા જુવાન સ્ત્રિયોના નઠારા નાચ, વાજાં અને ગીતો સાંભળ્યાથી હરિણીના પુત્ર ઋષ્યશ્રંગ તેઓના એક રમકડાની પેઠે તેને વશ્ય થઇ ગયા, તેમ માણસ પણ સ્ત્રિયોના નાચ, ગીત અને વાજાં સાભળે તો તેને વશ થઇ જાય છે; અર્થાત્ નઠારા શબ્દવિષયમા આસક્તિ ન રાખવી, એ પણ હું હરિણ પાસેથી શીખ્યો. ખાવાના સ્વાદથી જેમ બડીશથી* મત્સ્ય નાશ પામે છે, તેમ કોઇ પણ વશ ન રહિ શકે એવી જીભથી માણસ ખાવાના રસમાં નઠારી બુદ્ધિથી મોહ પામીને મરે છે; અર્થાત્ એવી રીતે જીંહાના રસમાં આસક્તિ ન રાખવી, એ હું મત્સ્યપાસેથી શીખ્યો. નિરાહાર રેહેનારો વિદ્વાન્ બીજા ઇંદ્રિયોને જલદી જીતી શકે છે પણ જીંહા ઇદ્રિય જીતી શકાતુ નથી માટે જ્યા સુધી રસના ઇંદ્રિય જીતાયેલ નથી ત્યા સુધી ભલે બીજાં ઇંદ્રિયો જીતાયેલ હોય તોપણ તે પુરૂષ જીતેંદ્રિય કેહેવાય નહિ, જ્યારે રસના ઇંદ્રિય જીતાય ત્યારે સર્વ જીતાયું સમજવું; અર્થાત્ જો આહાર મેલી દઇએ તો બીજાં ઇંદ્રિયો નરમ પડે છે પણ રસના ઇંદ્રિય વધે છે અને જો ખાઇએ છિયે તો ફરીને રસની આસક્તિથી સર્વે ઇંદ્રિયો ક્ષોભ પામે છે માટે રસમાંથી આસક્તિ મેલી દઇને જેમ ઓસડ ખાઇએ તેમ

---

* માસ અથવા ઘઉંનો લોટ વળગાડી માછલાં મારવાનો જે કાંટો થાય છે તે.

આહાર કરવો જોઈએ. હે રાજા ! આગળ વિદેહનગરમાં પિંગળા નામે વેશ્યા રેહેતી હતી તેના પાસેથી જે શીખ્યો તે કહું છું, સાંભળ.—

એક દિવસ તે પિંગળા વેશ્યા એકાંતમાં કોઇ પુરૂષને લાવવાની ઇચ્છાથી સાયંકાળે સારૂં રૂપ ધારણ કરી બારણામાં ઉભી ઉભી માર્ગમાં આવતા જતા ધનવાન્ પુરૂષોને જોઈ દ્રવ્યની ઇચ્છાથી તે તેને દ્રવ્ય આપનારા અને પોતા જેવા માનતી હતી. 'આવતા જતા પુરૂષોમાંથી એ નહિ તો બીજો કોઇ એનાથી વધારે દ્રવ્ય આપે એવો મને મળી જશે' એમ લાંબી આશાથી તે સંકેતથી જીવનારી પીંગળાને બારણે ઉભી ઉભીને ઉંઘ ઉડી ગઇ અને ઘડીવાર બહાર અને ઘડીવાર માંહી એમ પેસતાં નીકળતાં અધરાત થઈ ગઈ. આમ દ્રવ્યની આશાથી તેનું મોઢું સુકાઇ જવાથી અને અંતઃકરણ દીન થઇ જવાથી દ્રવ્ય ન મળવાથી તેને સુખ આપનારૂં નિરાશપણું થયું. પુરૂષોના આશાના પાશને છેદવામાં નિરાશપણું તરવાર જેવું છે. હે રાજા ! જેને નિરાશપણું નથી થયું તે દેહનાં બંધનને કાપી શકતો નથી. જેનું મન ખેદ પામેલું હતું એવી તે પિંગળાનું તે વખતનું બોલવું કહું છું, સાંભળો. તે બોલી કે 'અરે મારૂં મૂર્ખપણું જુવો કે જે હું મનને વશ થઇને અને વિવેક શુન્ય થઇને નઠારા પુરૂષથી કામને ઇચ્છું છું. અરેરે! નિરંતર આનંદને આપનારા અને વિત્તને આપનારા અંતર્યામીપણાથી પાસે રહેલા આ પરમેશ્વર સરખા નાથને મેલી ને કામના પૂર્ણ ન કરે એવા અને દુઃખ, ભય, શોક અને મોહને કરનારા પુરૂષને હું ભજી, માટે મારા જેવી કોઇ અણસમજુ નહિ. અરે ! નિંદા કરવા યોગ્ય આ જીવિકાથી સ્ત્રીલંપટ, લોભિયા અને ખેદ કરવા લાયક પુરૂષોથી દેહ વેચીને કામની ઇચ્છા કરનારી અને સંકેતરૂપ જેની વૃત્તિ છે એવી હું, તેણે વૃથા આત્માને તપાવ્યો છે. જેમાં હાડકાનો ભારાટ છે, જેમાં હાડકાંની વળિયો છે અને જેમાં હાડકાંના થાંભલા છે તથા ચામડી, રવાળાં અને નખવડે જેને ઢાંકેલું છે, જેનાં

નવ બારણાં વહ્યા કરે છે અને જે વિષ્ટા અને મૂત્રથી ભરેલું છે, એવાં શરીરરૂપ ઘરને કાંતબુદ્ધિથી મારાવિના બીજી કોણ મૂર્ખ હોય કે પાસે જાય? આ વિદેહ રાજાના નગરમાં આ અંતર્યામી અચ્યુતને મેલીને અન્યને ઇચ્છનારી હુંજ એક મૂઢ બુદ્ધિની છું. સર્વ દેહધારીઓના પ્રભુ, સગામાં સગા અને વાલાંમાં વાલા આ અંતર્યામી આત્માને આ મારાં શરીરવડે વેચાથી લઇને મારે હવે જેમ લક્ષ્મી રમે છે તેમ રમવું જોઇએ, કેમકે ઉત્પત્તિ અને નાશ-વાળા વિષયો, કામના પૂર્ણ કરી આપનારા પુરૂષો અને કાળને વશ્ય એવા દેવતાઓ, એ બિચારાએ સ્ત્રીનું કેટલુંક પ્રિય કરેલું છે? કાંઇ કર્યું નથી. હું ધારૂં છું કે મને ઘણી નઠારી આશા હતી તેમ છતાં સુખને આપનારૂં નિરાશપણું હુ પામી માટે કોઇ પણ પૂર્વનાં પુણ્યકર્મથી પરમાત્મા પ્રભુ મને પ્રસન્ન થયા છે, કેમકે જો હું મંદ-ભાગ્યવાળી હોત તો જે નિરાશપણાથી પુરૂષો ગૃહાદિક બંધનને મેલીને કલ્યાણને ઇચ્છે તે નિરાશપણાને ઉત્પન્ન કરનાર કલેશ મને થાતજ નહિ, માટે તે પરમેશ્વરે કરેલા ઉપકારને માથે ચડાવીને નઠારા નરોમાં થયેલી નઠારી આશાઓને છોડી દઇને તે પરમેશ્વરને હું શરણે જાઊ અને જે લાભ મળે તેથી જીવીને સંતોષ રાખી શ્રદ્ધાથી એજ આત્મારૂપ રમણની સાથે રમુ. સંસારરૂપ કુવામાં પડેલા, વિષયોએ આંધળા કરેલા અને કાળરૂપ સર્પના મોઢામાં પડેલા આત્માને એ વિના બીજો કોણ રક્ષા કરવાને સમર્થ છે? આ સંસારથી આત્માનું રક્ષણ કરનાર આત્માજ છે એમ જ્યારે જણાય ત્યારે વિવેકથી આ જગત્ કાળસર્પે ગળેલું છે એમ જાણવું.'

આવી રીત જેને બુદ્ધિમાં નિશ્ચય થયો છે એવી તે પિંગલા કાંતની ઇચ્છાથી થયેલી નઠારી આશાને છેદી નાંખીને શાંતિ પામીને બીછાનાઉપર સુઇ ગઇ. આશા છે એ પરમ દુઃખ છે અને નિ-રાશા છે તે પરમ સુખ છે, માટે જેમ કાંતની આશા મેલીને પિંગલા સુખે સુતી તેમ આશાને મેલી દઇને સુખમાં સુઇ રેહેવું; આ હું પિંગલા પાસેથી શીખ્યો. હે રાજા! જે જે માણસોને અત્યંત

પ્રિય છે તે તે ગૃહણ કરવું એથી દુઃખ થાય છે, એમ જે પરિગૃહ નહિ કરનારો વિદ્વાન્ જાણે છે તે અત્યંત સુખ પામે છે. એક ટીટોડાપાસે માંસ હતું તે જોઇ બીજા તેના માંસવિનાના જાતભાઇઓ તેને મારવા લાગ્યા તેથી તે માંસ તેણે છોડી દીધું અને તે સુખી થયો. આ ઉપરથી જે જે માણસોને અત્યંત પ્રિય છે તે તે ગૃહણ કરવાથી દુઃખ થાય છે એમ જે પરિગૃહ નહિ કરનારો વિદ્વાન્ જાણે છે તે અત્યંત સુખ પામે છે, એ હું ટીટોડા પાસેથી શીખ્યો. જેવી ઘરવાળા અને છોકરાંવાળાને ચિંતા હોયછે તેવી ચિંતા મારે નથી, જેમ કોઇ બાળક પોતાની મેળે રમ્યા કરે અને પોતે પોતામાંજ ખુશી રહી ફરે તેમ હુંપણ આત્માની સાથે રમું છું અને આત્મા સાથે પ્રીતિ રાખી આ લોકમાં વિચરૂં છું. જે સમજણવિનાનો અને ઉદ્યમ વિનાનો બાળક હોય તે તથા જે ગુણથકી પર પરમેશ્વરને પામ્યો હોય તે બેજ પરમાનંદમાં મગ્ન અને ચિંતારહિત હોયે છે; અર્થાત્ ગુણથી પર પરમેશ્વરને પામીને બાળકની પેઠે આનંદમાં મગ્ન રેહેવું, એ હું બાળકપાસેથી શીખ્યો. કોઇએક કુમારીએ પોતાના ઘરનાં સગાંવહાલાં ક્યાંઇ બહાર ગયા હશે તેથી પોતાનું સગપણ કરવા ઘેર આવેલા પરોણાની પોતે આગતા સ્વાગતા કરી. પછી હે રાજા! તેણે તે પરોણાને જમાડવા માટે ઘરમાં ખબર ન પડે તેમ સાળ ખાંડવા માંડી; પણ તેણે પોતાના હાથમાં કંકણ પેર્યાં હતાં તે સાળ ખાંડતાં બહુજ ખખડવા લાગ્યાં. ઘેર મેમાન બેઠા હોય તે સાળ ખાંડતાં સાંભળે તો ખોટું કેહેવાય એમ ધારીને તે ચતુર છોકરી લજવાણી તેથી હાથમાં પેરેલાં કંકણ ક્રમે કરી એકે એકે ઉતારી નાંખી છેવટ માત્ર બેબેજ રેહેવા દીધાં. પાછી સાળ ખાંડવા માંડી ત્યારે તે બે કંકણ પણ ખડખડવા લાગ્યાં તેથી તે બન્નેમાંથી પણ એકેકું કાઢ નાંખ્યું જેથી પછી એકેકું દરેક હાથમાં રહ્યું એટલે ખડખડાટ થતે બંધ પડી ગયો. હેરાજા! ઘણાની સાથે રેહેવાથી કંકાસ થાય છે માટે એ કુમારીના કંકણની પેઠે મુનિયે એકલુંજ રહેવું, એ પ્રમાણે લોકનાં તત્વને જાણવાની ઇચ્છાથી ફરતાં ફરતાં હું કુમારી પાસેથી શીખ્યો.

(અપૂર્ણ.)

# चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૧૨૩ થી.)

બાલરસાલ અને બોલસરીની સંભાળ રાખવાનું કામ મારા મિત્રને સોંપ્યું હતું, કદંબ અને માલતીની સંભાળ રાખવાનું કામ મને સોંપ્યું હતું અને બીજાં જુદાં જુદાં વૃક્ષોની સંભાળ રાખવાનું કામ અમારા સહાધ્યાયી ભાઇયોને સોંપ્યું હતું; તેમજ વિચિત્ર પશુપક્ષિયોને રમાડવાજમાડવાનું અને ફેરવવાનું કામ પણ જુદા જુદા જણોને સોંપ્યું હતું. વળી તેઓ સાથે આવીને સુંદર પર્વતો, સુંદર તેમાંથી પડતા ઝરણાં અને તેનાં વિચિત્ર સ્થાનકો દેખાડી તેવિષેની કવિતા કરવા માટે અમને આજ્ઞા આપતા. ગુસ્સે થવુ, ઠપકો દેવો કે મહાર કરવો એ વાત તો દૂરજ રહી પણ અમે તે પાઠશાલામાં હાજર થયા તે દિવસથી તે ૨૦ વર્ષે ત્યાંથી વિદાય થયા ત્યાંસુધીમાં એમાના મુખમાં, નેત્રમાં કે ભૃકુટીમાં પણ કોઇ દિવસ ક્રોધનો વિકાર અમે જોયો ન હતો. અમારામાંથી કોઇ પણ જ્યારે જ્યારે બાલભાવને લીધે, સ્વભાવને લીધે કે પોતાની મૂર્ખતાને લીધે કોઇ અપરાધમાં આવે ત્યારે ત્યારે તેઓ સભા ભરી હસતે મુખે દયા ભરેલી દૃષ્ટિએ જે દોષ થયો હોય તેવિષે ઊતમોત્તમ અસરકારક ભાષણ માન કરતા, પણ તે ભાષણ એવું ચમત્કારવાળું અને અસરકારક હોય કે જે ભાષણ જે દોષ ત્યાગ કરાવવા સંભળાવે તે એક ફેરેજ સાંભળતાં તે દોષ ફરીથી અમારામાં કદી પણ આવે નહિ. ઘણુ શું કહું પણ એ કૃપાળુ ગુરૂશ્રી અને માયાળુ માતુશ્રી તરફથી જે અમારૂં લાલન, પાલન અને પોષણ થયું છે તે જન્મ દેનારી માતા અને જન્મ દેનારા પિતા તરફથી કોઇ ભાગ્યશાલિનેજ પ્રાપ્ત થતુ હશે. જેઓને તે ગુરૂશ્રી તરફથી કેળવણી નથી મળી તેઓને હુ અતિ મંદ ભાગ્યના ભોગવનાર ગણું છુ. દેવિ ! તે ગુરૂશ્રીની શીખવવાની પરિપાટીની જેટલી પ્રશંસા કરૂં તે ઓછી છે. ટુંકામાં એવી ઉત્તમોત્તમ કેળવણીની પરિપાટીથી અજ્ઞાનીને જ્ઞાની, નિર્ગુણિને ગુણી

અને અવિદ્વાન્‌ને વિદ્વાન્ કરનાર દયાળુ સદ્ગુરુનો સદાય કાલ આ લોકમાં અને પરલોકમાં જયજય હો, એટલુંજ હું ઇશ્વર પાસે માગુંછું. એક દિવસ ભગવાન્ સૂર્યદેવનો ઉદય થવાથી પૂર્વ દિશા પ્રકાશમાન થઇ રહી હતી, ચક્રવાક પક્ષિયોનાં જોડલાંઓ આનંદથી રમી રહ્યાં હતાં, અનેક પ્રકારનાં પક્ષિયોનો કોલાહલ શોભી રહ્યો હતો, બ્રાહ્મણોએ ભણાતા વેદના સુંદર શબ્દો સંભળાતા હતા, ગાયક લોકો આનંદથી પ્રાતઃકાલના રાગો ગાતા હતા, વિદ્યાર્થિઓ સર્વે જેઓ ચાર ઘડી રાત્રિ બાકી હતી તે વખતથી નિદ્રાનો ત્યાગ કરી ઇશ્વરસ્મરણ કરી સમાન વયના મિત્રોસાથે પોતાની શક્તિપ્રમાણે કસરત કરી અભ્યંગ કરી ઉદ્વર્તન કરી સ્નાન કરી સંધ્યા કરી અને જપ કરી પરમ કૃપાળુ પરમેશ્વર પાર્વતીપ્રાણવલ્લભની પૂજા કરતા હતા, અને શિવપૂજનમાં થતા અગરના ધૂપના સુગંધી ધુમાડાથી, શિવપૂજનમાં અર્પણ કરાતાં પુષ્પોના સુગંધી અને શીતળ પવનથી, પ્રત્યેક શિવલિંગની ડાબી અને જમણી બાજુમાં રાખેલા સુંદર દીવાઓની પંક્તિના પ્રકાશથી, પૂજાની સમાપ્તિમાં કરાતા સ્તોત્રપાઠના મધુર કોલાહલથી અને પૂજાની અંતે લીધેલા શિવપ્રસાદની મધુરતાથી, પ્રત્યેક વિદ્યાર્થિયોની પાંચેય જ્ઞાનેંદ્રિયો એક વખતેજ આનંદમગ્ન થતી હતી, એટલામાં પરમ કૃપાળુ ગુરુશ્રીના કોમલ કરકમલથી દોરી ખેંચાવાને લીધે મારા વિદ્યાલયની તથા રાજકુમારના વિદ્યાલયની ઘંટાનો શબ્દ થયો, જેથી અમે બેયે જાણ્યું કે ગુરુશ્રી આપણને બોલાવેછે તેથી ઉત્સાહસહિત અને આનંદમાં મગ્ન થતા અમે ગુરુશ્રીને બેસવાનાં સરસ્વતીભવનમાં ગયા. દેવિ! એ સરસ્વતીભવનની હું શું શોભા વખાણું? લોકમાં કહેવતછે કે 'યથા નામ તથા ગુણાઃ' (જેવું નામ તેવા ગુણ) તે પ્રમાણેજ સરસ્વતીભવનવિષે હતું. એ વિશાલ સરસ્વતીભવન આઠ હારવાળું તથા ત્રણ ભૂમિકાવાળું છે અને તેને આઠ દિશા ઉપર આઠ બારણાં છે. એના એક ભાગમાં વેદનાં પુસ્તકોજ રહેછે, એક ભાગમાં પુરાણ ઇતિહાસ વિગેરેનાં પુસ્તકોજ રહેછે, એક ભાગમાં વ્યાકરણ શાસ્ત્રનાં પુસ્તકોજ રહેછે,

એક ભાગમાં ન્યાયશાસ્ત્રનાં પુસ્તકોજ રહે છે, એક ભાગમાં વેદાંત-શાસ્ત્રનાં પુસ્તકોજ રહેછે, એક ભાગમાં ધર્મશાસ્ત્રનાં પુસ્તકોજ રહેછે, એક ભાગમાં જ્યોતિઃશાસ્ત્રનાં પુસ્તકોજ રહે છે, એક ભાગમાં કાવ્યોનાં, મહાકાવ્યોનાં, કથાઓનાં, કથાનકોનાં, ચંપૂનાં, નાટકોનાં અને કોશોનાં પુસ્તકોજ રહે છે અને એક ભાગમાં સાહિત્ય-શાસ્ત્રનાં પુસ્તકોજ રહેછે. તેમાં પૂર્વાભિમુખ દેવી સરસ્વતીનાં સુદર ચિત્રનો કિમતી ઝવેરાતોથી જડેલો ત્રણ હાથ ઊંચો અને બે હાથ પોળો અને સોનાનાં ઘરાંવાળો મનોહર તકતો છે. તે તકતાની નીચેજ સુવર્ણનાં સિંહાસનઉપર અમારા પવિત્ર ગુરૂશ્રીયે પોતાના દયાળુ વિદ્યામદ ગુરૂની ચંદ્રકાંતમણિની શિલાની ભવ્ય મૂર્તિ સ્થાપેલી છે, જેમાંથી પ્રતિદિન રાત્રિયે ચંદ્રોદય થવાથી નીકળતાં જલનો પ્રવાહ, તે ગુરૂશ્રીની પ્રતિમામાં પ્રતિરોમ વ્યાપી રહેલ દયા-રસના તરંગો હોય નહિં જાણે! જ્ઞાનરૂપ રસનો પ્રવાહ હોય નહિ જાણે! એમના હૃદયમાં રહેલ સૌશીલ્ય રસનો સમુદ્ર ઉછળી રોમ માર્ગેથી બાહાર નીકળી જતો હોય નહિ જાણે! એમ વહ્યા કરે છે. અને તે સર્વ જલ એ પ્રતિમાની પાસેના સ્ફાટિકમણિના હોજમાં ભરાય છે. તે ભવનની સર્વ શીલાઓ દેવ ભાષાના લેખોથી કોતરેલી છે કે જેમાં ગદ્યપદ્યની રચનાથી ઉત્તમોત્તમ પ્રકારના સદુપદેશોજ લખાયા છે. અમારા દયાળુ ગુરૂશ્રી પણ પોતાની અપ્રતિમ ગુરૂભક્તિને લીધે પોતાના પરમ ગુરૂની પવિત્ર પ્રતિમાનું દર્શન નિર્વિઘ્ને થયા કરે એવા હેતુથી તેજ ભવનમાં પોતાની બેઠક રાખે છે. તેની ઉપરનાં બે ભવનમાં જગતમાં જે જે પદાર્થો હોય છે તેનું સંગ્રહસ્થાન ગોઠવેલ છે, જેમાં પ્રતિદિન બે વખત અમારા દયાળુ ગુરૂશ્રી અમને તેડી જઇ તે તે પદાર્થોના ગુણ-દોષ અને ઉપયોગ વિષે જ્ઞાન આપતા હતા. એ ભવનનુંજ માત્ર જો વર્ણન કરી બતાવું તો એક મોટું પુસ્તક થઇ પડે પણ તેનું આ સમયે પ્રયોજન નથી. પ્રસંગમાં સ્મરણ આવતાં સ્વાભાવિક સ્નેહને લીધે તેનું આટલું વર્ણન અપાયું છે, હવે તે બંધ કરી

આપણા ચાલતા પ્રસંગની વાત કરૂ છું. અમે બેય તે સરસ્વતી-ભવનમાં ગયા અને ગુરૂશ્રીને સાષ્ટાંગપ્રણામ કરીને જોયું ત્યાં ગુરૂશ્રીની ડાબી બાજુ તથા જમણી બાજુએ બે ભવ્ય પુરૂષો ગુરૂશ્રીની સાથે એકજ આસને બેઠેલા જોવામાં આવ્યા. તેઓને જોતાંજ અમને અંતઃકરણમાં કોઇ જુદાજ પ્રકારનો રસ ઉત્પન્ન થવા લાગ્યો. જો કે તેઓ કોણ છે એ અમે જાણતા ન હતા, તોપણ જેવી ભક્તિ અમારી અમારા ગુરૂશ્રીમાં હતી તેવીજ તે સમયે તેઓમાં થવા લાગી; તેમજ તેઓની પણ પ્રેમે ભરેલી દૃષ્ટિ અમારી ઉપર પડવા લાગી. જો કે આ બેય ભવ્ય પુરૂષો કોણ હશે, આંહી કેમ પધારેલ હશે અને આંહી કેટલો વખત તેઓ વિરાજશે, એ આદિ જાણવાની મનમાં ઉત્કંઠા થઇ, પણ ગુરૂશ્રીયે અમને આ સમયે શાં કારણથી બોલાવેલ છે તે જાણ્યા પેહેલાં એમની આજ્ઞાવિના બીજા પ્રસંગમાં કેમ ઉતરાય એમ જાણી તે ગુરૂશ્રીની સામે હાથ જોડી વિજ્ઞપ્તિ કરી કે 'દયાળુ ગુરૂશ્રી ! આપના દાસાનુદાસ આ બેય માણસ હાજર છે. શી આજ્ઞા છે?' અમારાં આ પ્રમાણે વચન સાંભળતાંજ ગુરૂશ્રી અમારી તરફ પ્રેમે ભરેલી નજર કરી બોલ્યા કે 'પુત્ર શત્રુશલ્ય, પુત્ર સત્યશીલ ! મેં તમને બેયને આજ સુધી જે પુત્રધર્મો શીખવેલા છે તે ધર્મપ્રમાણે તમારે કોને વિષે વર્તવું જોઇયે તે તમે જાણો છો ?' અમે કહ્યું કે 'દયાળુ ગુરૂશ્રી ! આપને વિષે તથા અમારાં દયાળુ માતુશ્રી વિષે પુત્રધર્મપ્રમાણે અમારે વર્તવું જોઇએ કે જેના અમે પુત્ર છિયે.' ગુરૂશ્રી પ્રેમનાં આંસુની ધારા નેત્રમાંથી વર્ષાવતાં બોલ્યા, કે 'પ્રિયપુત્રો ! તમારૂં બોલવું યથાર્થ છે. તમે મુને પિતા ગણો છો તે ખરૂં છે પણ હું તમારો ધર્મપિતા છું અને તમે મારા ધર્મપુત્ર છો; તમે જેને આજ સુધી માતા ગણો છો તે તમારી ધર્મમાતા છે અને તમે તેના ધર્મપુત્ર છો, માટે અમે બેય માણસપ્રત્યે તમારે નિરંતર પુત્રધર્મપ્રમાણે વર્તવું એ તમારૂં બોલવું ખોટું નથી, પણ આ જે બે ભવ્ય પુરૂષો આજ આપણાં સરસ્વતીભવનને પોતાની પવિત્ર પધરામણીથી શોભાવેછે એ કોણછે તે તમે જાણો છો?'

(અપૂર્ણ.)

# पुस्तकोनी पहोंच.

(अपरोक्षानुभूति.)

वेदांतनो विषय अति गहन छे. मोटा विद्वानोनी मति पण अनुभवविना एमां उतरी शकतीज नथी. भगवान् शंकराचार्ये आ विषयनो जीर्णोद्धार करी वेदांतविद्यानो प्रकाश जोइए तेवो करेलो छे. ए महात्माए नाना ग्रंथो पण मुमुक्षुओना बोध माटे घणा रचेला छे. ए ग्रंथोमां अपरोक्षानुभूति नामनो ग्रंथ पण उत्तम बोध आपनार छे. मुमुक्षुओने माटे टुंकामां पण जे जे जुदा जुदा विषय उपर सिद्धांत आपेल छे ते अवधी छे. वैराग्य एटले शुं, विवेक एटले शुं, शम दम निग्रह उपरति तितिक्षा श्रद्धा समाधान मुमुक्षुता अने विचार एटले शुं, अज्ञान एटले शु, अने ज्ञान कोने कहेवाय ! इत्यादि विषय उपर जे जे समाधानात्मक सिद्धांत छे ते विद्वानोना मनने अति आनंदकारक छे. परमात्मा अने जीवनी एकता टुंकामा एवी तो दर्शावी छे के मुमुक्षुने श्रवण करताज अंतःकरणमां उतरी जाय. यम, नियम त्याग, मौन, विजन देश, काळ, आसन, सिद्धासन, मूळबंध, देहनुं साम्यपणुं, दृष्टि स्थिर राखवी ते, प्राणायाम, प्रत्याहार, धारणा, ध्यान, समाधि, निदिध्यास, ए सर्वनां २५ अधिकारियोने सेहेलां अने अनधिकारियोने महा कठिन लागे तेवां घणी गंभीरताथी वर्णवेलां छे. ' छेवट राजयोग दर्शावी उपसंहार करेल छे. आ पुस्तकनां एक वाक्य उपरज आधार राखी कोई वृत्तिने वाळवा इच्छे तो जन्मनु साफल्य थइ जाय तेवुं छे. धन्य छे एना मूळ कर्त्तानां परोपकारीपणाने. एवा सत्पुरुषोना प्रतापथीज आर्य लोको पोतानो उदय करी शकवा समर्थ थाय छे. आजना कलिकालना प्रसंगमां आवुं पुस्तक वधारे प्रसिद्धिमा आवे तेवा हेतुथी तेनुं भाषांतर थवानी जरूर हती, तेटलामां हिंदी भाषांतर जोथी भाणजी • ज्ञानजीए बनाव्युं, ते ठीक थयुं छे. वेदांतपुस्तकोना • भाषांतर

ઇચ્છિયે છિયે. બાર પેજ ફ્રારમ અને બાર પાનાની કિમ્મત માત્ર વર્ષના છ આના છે.

## शोक शमाववाविषे.

### उपजाति व्रत्त.

हुं काळना योगथि एम मानुं, भावी हशे तेज थयुं थवानुं;
टाळ्युं न ते कोइथकी टळाय, शाने वृथा शोक करो सदाय?
नानां अने तेमज सर्व मोटां, ते काळनी आगळ सात्र खोटां;
जे जन्म ले ते नकि नाश थाय, शाने वृथा शोक करो सदाय?
छे नाम ने रूप तणो विनाश, शुं अंतरे एनि अपाय आश?
न फेरव्युं फेरवि ए शकाय, शाने वृथा शोक करो सदाय?
शरीर छे बुद्बुदनी समान, गया पछीनुं न रहे निशान;
आव्यां गयां ते न गणी शकाय, शाने वृथा शोक करो सदाय?
ओवाळनी माफक सौ मळेलां, मा, बा, पछी एम सगां ठरेलां;
विचार ने शास्त्र वडे जणाय, शाने वृथा शोक करो सदाय?
सगां रहे सर्व सदैव साथे, विपत्तियो आवि पडे न माथे;
संसार मिथ्या न पछी भणाय, शाने वृथा शोक करो सदाय?
प्रारब्धने आधीन सर्व रेछे, विवेकियो एम सदा वदे छे;
फूटे घडो पाप थकी भराय, शाने वृथा शोक करो सदाय?
चालो सदाचारविषे विचारी, प्रपंच संसार तणो विसारी;
कर्युं करे आ भव भोगवाय, शाने वृथा शोक करो सदाय?
विवेकथी अंतरमां विचारो, शरीरना सर्व विकार मारो;
खोटुं खरुं खांतथि पारखाय, त्यारे वृथा शोक सदा समाय.
विचारवाळा नहि दुःख पामे, शरीरना धर्म थकी विरामे;
आनंदमां नित्य निमग्न थाय, त्यारे वृथा शोक सदा समाय.

## નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં

| | | | |
|---|---|---|---|
| શેઠ જેઠા પુરૂષોત્તમ ૧૯૩૬-૩૭ તથા ૩૮ ના............ | ૪ | ૮ | ૦ |
| શેઠ રામજી પુરૂષોત્તમ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ દુર્લભરામ મોતીરામ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ હરિદાસ તથા ભીમજી પુરૂષોત્તમ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ વસનજી પ્રાગજી ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ જેઠા ચત્રભુજ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| રા. ગ. ઝવેરીલાલ ઉમિયાશંકર ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ પ્રેમજી ધર્મશી માસ્તર ૧૯૩૬-૩૭ તથા ૩૮ ના ............ | ૪ | ૮ | ૦ |
| શેઠ દેવજી રામજી ૧૯૩૭ તથા ૩૮ ના............ | ૩ | ૦ | ૦ |
| શેઠ જેઠીમનદાસ કાનદાસ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ ભોગીલાલ મૂળચંદ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ કુવરજી લીલાધર ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| રેવરંડ ધનંજીભાઇ નવરોજી ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| નડિયાદ લાઇબ્રેરીના સેક્રેટરીસાહેબ ૧૯૩૮ ના ............ | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. કાશીનાથ ત્ર્યંબક તેલંગ બારીસ્ટર ૧૯૩૭ તથા ૩૮ના | ૩ | ૦ | ૦ |
| શેઠ લીલાધર હરિદાસ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ ઠાકરશી મુળજી ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| ગુ. રેવાગરજી કુંવરગરજી ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| રા. ગંગાદાસ કીશોરદાસ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ ભગવાનદાસ તુળસીદાસ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શાસ્ત્રી આત્મારામ નરભેરામ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ કરશનદાસ હરિદાસ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ જમનાદાસ દેવીદાસ ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ ખટાઉ મકનજી ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ વાઘજી કુરરજી ૧૯૩૮ ના............ | ૧ | ૮ | ૦ |
| શેઠ વનમાળીદાસ પુરૂષોત્તમદાસ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| શેઠ લક્ષ્મીદાસ દ્વારકાંદાસ ૧૯૩૮ ના ............ | ૧ | ૮ | ૦ |
| રા. પ્રભાશંકર ભવાનીશંકર વ્યાસ સીગનલર ૧૯૩૮ ના ...... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ દામોદર નારણજી ૧૯૩૭ ના શ્રાવણથી ૩૮ના આશુ સુધીના | ૧ | ૧૪ | ૦ |
| શેઠ પરમાનંદદાસ નથુભાઇ ૧૯૩૮ ના ............ | ૧ | ૯ | ૦ |

શેઠ મોતીરામ ભગુભાઈ ૧૯૩૮ના ........ ૧ ૮
શેઠ કમળશી પ્રેમજી ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ મુળજી અમરશી ૧૯૩૮ ના ........ ૧ ૮
વ્યાસ ઘેલા પુરૂષોત્તમ ૧૯૩૮ ના ........ ૧ ૮
વાંકાનેર રાજસાહેબ કુમારશ્રી ગગુભા તરફથી ૧૯૩૯ ના ........ ૧ ૧૪
શેઠ અમરશી મૂળજી ૧૯૩૭ તથા ૩૮ ના ........ ૩ ૦
શેઠ પુરૂષોત્તમ તથા કુંવરજી રતનજી ૧૯૩૭ તથા ૩૮ ના ........ ૩ ૦
શેઠ લલુભાઈ નાનાભાઈ ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ મોતીલાલ જગમોહનદાસ ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ તારણજી શવજી ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ ઠાકરશી નારણજી ૧૯૩૭ તથા ૩૮ ના ........ ૩ ૦
શેઠ વિઠલદાસ પુરૂષોત્તમ ૧૯૩૭ તથા ૩૮ ના ........ ૩ ૦
શેઠ વીરજી રવજી ૧૯૩૭ તથા ૩૮ ના ........ ૩ ૦
શેઠ ગુલાબલાલ નથુભાઈ ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ રામદાસ માણેકલાલ ૧૯૩૮ ના ........ ૧ ૮
શેઠ હરિદાસ લલુભાઈ ૧૯૩૮ ના ........ ૧ ૮
રાવસાહેબ મયારામ શંભુનાથ ૧૯૩૮ ના ........ ૧ ૮
સર મંગળદાસ નથુભાઈ નાઈટ સી. એસ. આઈ. મુંબઈ ૧૯૩૮ ના ........ ૩ ૦
રા. રા. મનસુખરામ સૂર્યરામ ૧૯૩૮ ના ........ ૧ ૮
મે. સા. ભીમજીભાઈ સુંદરજી કાઠિયાવાડ પોલિટિકલ એજન્ટ સાહેબના શીરસ્તેદાર ૧૯૩૮ ના ........ ૧ ૧૪
વકીલ નંદરામ ડાહ્યારામ ૧૯૩૭ તથા ૩૮ ને પેટે ........ ૨ ૧૪
રા. કલ્યાણરાય શિવલાલ ૧૯૩૮ ના ........ ૧ ૧૪
ભાવનગર જ્ઞાનોદ્યોતક મંડળી હસ્તે રા. કુંવરજી આણંદજી ૧૯૩૭ આસુથી ૧૯૩૮ ના આસુસુધીના ........ ૨ ૬
રા. બાળાશંકર સુંદરજી ૧૯૩૮ ના ........ ૧ ૧૪
શ્રી ચંદ્રસિંહજી લાઈબ્રેરીના પાંચ માસના ........ ૦ ૧૨
શ્રી પાલણપુર લાઈબ્રેરી ૧૯૩૮ ના ........ ૧ ૧૪
શ્રી કાઠિયાવાડ જનરલ લાંગ લાઈબ્રેરી ૧૯૩૮ ના ........ ૧ ૧૪
ભાવનગર જ્ઞાનોદ્યોતક સભાના પાછળનાં પુસ્તકોના ........ ૧૦ ૪

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૧૦ મું    વૈશાખ, સંવત ૧૯૩૮.    અંક ૭ મો.

## वसततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरताम् ।
स्वीयमनस्तुरगमादरतोनयतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग--
तोत्रविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,

**વેદધર્મસભાની કાર્યભાગમંડળી.**

**મુંબઈમધ્યે;**

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું

સને ૧૮૮૨ ઇસવી

---

**શાર્દૂલવિક્રીડિત.**

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રેમા સુવિચાર સત્યમય ને સદ્ધર્મને આપજો.

---

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. વૈશાખ, સંવત્ ૧૯૩૮. અંક ૭ મો.

·॥ यतोधर्मस्ततोजयः ॥

## दुर्गति अने नाश कोने नथी?

अनुष्टुप्.

पार्थनैवेहनामुत्र विनाशस्तस्यविद्यते ।
नहिकल्याणकृत्कश्चित् दुर्गतिंतातगच्छति ॥

(તેજ વૃત્તમા અનુવાદ.)

કર્ત્તા કલ્યાણનો કોઈ, નથી દુર્ગતિમાં જતો;
પરલોકે અને આંહીં, નાશ તેનો નથી થતો.

આ અનાદિ કાળનો સત્ય સિદ્ધાંત સર્વ સુખરૂપ સંપત્તિયોનું મૂળ છે, અને એ હેતુથીજ કૃષ્ણભગવાને અર્જુનને ઉપદેશ આપતાં કહ્યો છે. મોટા પુરૂષોએ માન્ય કરેલા અથવા ઉપદેશ કરેલા સિદ્ધાંતને અંતઃકરણમાં ઉતારીને દૃઢ નિશ્ચય કરવો જોઇએ, કે જે કલ્યાણકારક માર્ગે ચાલે છે, તેનો આ લોક પરલોકમાં નાશ નથી અને તે દુર્ગતિ પણ પામતો નથી. આમ જાણીને પછી તે પ્રમાણે આચરણ કરવું જોઇયે, કેમકે જો આચરવામાં ન આવે તો કાંઈ જાણવા માત્રથી તેનું ફળ થતું નથી. શરીર પડ્યા પછી સહુ કોઈ વખાણ કરે, અને કીર્ત્તિ ગાય તથા પૂર્ણ આયુષ્ય ભોગવાય, ઇત્યાદિ આ લોકનું અમરપણું અને તેથી ઉલટું તે આ લોકનો નાશ કહેવાય. આ શરીર છુટ્યા પછી સામિપ્ય કે સાયુજ્ય મુક્તિ પામી જઇ ફરીને જન્મમરણરૂપ સંસારમાં ન પડવું પડે, એ પરલોક સંબંધી અમરપણું અને તેથી ઉલટું તે વિનાશ. આ શરીર હોય ત્યાં સુધી આધિ વ્યાધિ અને ઉપાધિ ભોગવવી ન પડે, તે આ લોકની સારી ગતિ અને તેથી ઉલટું તે આ લોકની દુર્ગતિ. ઇંદ્રલોક બ્રહ્મલોક કે સ્વર્ગાદિ-

કનાં સુખ ભોગવવાં અને ત્યાર પછી પરમ પદને પોચવું, એ પરલોકની સારી ગતિ અને તેથી ઉલટું તે પરલોકની દુર્ગતિ કેહેવાય. વિનાશ અને દુર્ગતિનાં મૂળ કારણ અકલ્યાણ છે તથા અમરપણાંનું અને સદ્ગતિનું મૂળ કારણ કલ્યાણ છે. માટે અકલ્યાણને પડતું મેલી કલ્યાણ કરવામાં તત્પર રેહેવું. કલ્યાણ એટલે શું, એવિષે આપણાં શ્રુતિ સ્મૃતિ અને ધર્મશાસ્ત્રોએ ઘણા વિચારથી દેખાડી આપેલ છે, એટલે તે પ્રમાણે વર્ત્તવાને કાંઇ કઠણ પડે તેવું નથી.

આપણે કલ્યાણ કરનાર થવું એ આપણા હાથમાં છે. જે કામ પોતાને સ્વાધીન હોય તે કરવામાં સમજુ માણસો વિલંબ કરતાંજ નથી. માતાપિતાની આજ્ઞામાં રેહેવું, સર્વે ઇંદ્રિયોને નઠારા વિષયોમાં જતાં અટકાવીને સારા વિષયોઉપર ને સારા વ્યવહારઉપર પ્રવર્ત્તવવાં, મનને અવળે માર્ગે નહિ જવા દેતાં સારે માર્ગે ચડાવી દેવું, પાત્ર અને શક્તિપ્રમાણે દાન આપવું, શરીર મન અને વાણીથી કોઇ પણ પ્રાણીનું અહિત ન આચરવું, કોઇનું કંઇ પણ રજાવિના લેવું નહિ, નિરંતર સત્ય વિચાર કરવો, નિરંતર સાચું બોલવું, પ્રાણિયો ઉપર દયા રાખવી, પોતાને મળેલી સંપત્તિ અને શક્તિ પરોપકારમાં ઘટતી રીતે વાપરવી, યજ્ઞયાગાદિક કર્મ કરવાં અને ઇશ્વરઉપર આસ્થા રાખવી, સંગ સત્પુરૂષોનો અને સત્શાસ્ત્રનો રાખવો, આશા તૃષ્ણાને અળગી કરી શાંતિ અને સંતોષમાં રેહેવું, સંસારનો વ્યવહાર ચલાવતાં છતાં પણ તેમાં અત્યંત આસક્ત ન રેહેવું, શરીરનાં સંબંધિયોને પૂર્ણ રીતે સંતોષ ઉપજાવવો, ઇશ્વરનું સ્વરૂપ જાણવું, પવિત્રતા રાખવી, સરલતા રાખવી, અહંકાર આણવો નહિ, સહુને યોગ્ય સન્માન આપવું, વર્ણાશ્રમધર્મ પાળવા, વિનય અને વિવેક રાખવાં, પરદારમાં માતૃબુદ્ધિ બાંધવી, પરદ્રવ્યમાં માટીના ઢેફાં બરોબર બુદ્ધિ બાંધવી, પોતાને સુખદુઃખ થાય છે તેજ પ્રમાણે પ્રાણીમાત્રને થાય છે એમ જાણી તે પ્રમાણે જેમ પોતાના સુખમાં વધારો કરવા પ્રયત્ન કરવું તેજ પ્રમાણે બીજાઓનાં સુખમાં વધારો કરવાને પણ કરવું, તથા દેહ ક્ષીપ્રો સાર્થક કરવો, ઇત્યાદિ

કલ્યાણના અનેક માર્ગો છે. એ પ્રત્યેકનાં વિસ્તારથી બહુ વર્ણન શાસ્ત્રોમાં લખાયેલાં છે.

આપણે કાલે કરશું એવી આશા બાંધીને બેસવું એ ખોટું છે. કાલનો શો ભરોસો? એક પળની પણ ખબર નથી પડતી, તો કાલની કેમ પડે? માટે સમજણ આવી કે તરત કલ્યાણકારકજ સઘળાં કાર્ય કરવાં. વિચારીને ચાલનાર માણસને કલ્યાણનાં સાધનો કંઇ કઠણ નથી પણ અતિ સેહેલા છે અને તે વળી વ્યવહારને પણ અનુકૂળ પડતાં થઇ પડે છે. સમજુપણાનો ડોળ ઘાલી આપણે શી ફીકર છે એમ કશું અભિમાન પણ ન રાખવું. અભિમાન શા કામનું અને કોનું રહ્યું છે? આપણે વર્તમાનકાળઉપરજ નજર કરો કે કોઇ પણ રીતે ન્યાયની રીતિથી આપણાથી ઉલટું ચલાયું તો સરકારી પોલિસના પટાવાળાઓ પકડી લે છે. આ વખતે ખોટું અભિમાન કે બળ કરિયે એથી શું ફળ થાય? ઝાઝી તીનપાંચ કરિયે તો શીરો ખાવાને પાત્ર થઇએ. તેમજ કોઇપણ જાતિના મદમાં મદીને સમજુવડી કલ્યાણના માર્ગને કોરે ન મેલવો. જેના જોરથી આપણને અભિમાન કે બળ આવે છે, તેનો નાશ થયે પછી આપણે પશ્ચાત્તાપના પાત્ર થઇયે છિયે. ભગવાન્ શંકરાચાર્ય ઉપદેશ આપે છે કે,—

माकुरुधनजनयौवनगर्वं, हरतिनिमेषात्कालःसर्वं ॥

હે ભાઇ! તું ધનનો, માણસનો, કે યુવાવસ્થાનો ગર્વ કર નહિ, કેમકે એ સર્વને તો ક્ષણમાત્રમાં કાળ હરી લેછે.

કાળની ગતિની ખબર નથી પડતી. આજે અમૂલ્ય મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે અને કદી ફરીને તેવો પ્રસંગ આવવાનો નથી, ત્યારે એ દેહથી ઉત્તમોત્તમ કરવાનું કલ્યાણ કોને માટે અને શા સારૂ પાછળ રાખવું? પછી થાશે એ વાતના વાંધા સમજવા. જે કરવું તે હમણાંજ કરવું. આપણને બે અક્ષરનું જ્ઞાન મળ્યું હોય અથવા સારી વિચારશક્તિ મળી હોય, તે પલંગપર કે પથારીમાં પડ્યાં પડ્યાં વૃથા આયુષ્ય ગાળવામાં કે અકલ્યાણને આશ્રય આ-

પવામાં કામે લાગે ત્યારે તે મળ્યાં તે ન મળ્યાં સરખાંજ છે. એમ થયું ત્યારે પછી પશુના શરીરમાં અને માણસમાં શો ફેર રહ્યો? ખાવું, પીવું, સુવું, બીક, વિહાર આદિ સઘળું પશુને હોય છે. આપણે પણ તેજપ્રમાણે છે પરંતુ આપણે બુદ્ધિની સહાયતાથી સારાસાર જાણીને કલ્યાણકારક કાર્ય શોધી કાઢી તે પ્રમાણે વર્ત્તિયે છિયે તેથી આપણી તેના કરતાં ઉત્તમતા વધારે છે, બાકી કશું ન સમજવું. દેહમાં ભરેલા અપવિત્ર પદાર્થો સઘળાંના સરખાજ છે. આજે આપણે સઘળી જાતિના વ્યવહારમાં થોડે પ્રયત્ને ઘણાં સુખ ભોગવિયે છિયે એવી ગોઠવણ કરનારા પણ કોઇ મનુષ્ય જાતિના વિચારોજ છે અને એવા પુરૂષોએ કલ્યાણના માર્ગો પણ ઉત્તમ રીતિથી દેખાડી આપ્યા છે અને બાકી બીજા પોતાની વિવેકબુદ્ધિથી શોધી કાઢીને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ. કોઇ પણ ઓફીસમાં અમુક કામ કરવાને માટે આપણે મુકરર થયા એટલે તે કામ કરવુંજ જોઇએ. આપણે ન કરિયે તો બીજું કોણ કરે? આપણા કામનો બોજો આપણી ઉપરજ છે. આપ્રમાણે બીજા શરીરોથી કલ્યાણનું સાધન નથી થતું માટે માણસના શરીરની જરૂરછે અને તે કલ્યાણ કરવાનું મુખ્ય સાધન છે માટે તેનો બોજો આપણે તે શરીર ધારણ કર્યું છે તો આપણા ઉપરજ છે.

બાવા થઇનેજ બેસવું એમ કાંઇ આ સમયનો હેતુ નથી. જો સઘળી શકિત હોય તો ભારે ભારે દેશી પરદેશી ભાષા ભણો, ચૌદ કળા ને ચોસઠ વિદ્યા શીખો, ન્યાયાધીશ બની ન્યાય ચૂકવો, કારભારી થઇ કારભાર કરો, બારિષ્ટર થઇ બહાર પડો, વકીલ થઈ વકીલાત કરો, સિવિલ સરવિઝ થઇ વિખ્યાત થાઓ, મુનસફ થઇ મોજ કરો, રાજા હોતો પ્રજા પાળો, બારોનેટ બનો, જસ્ટીસ ઓફ ધિ પીસ થાઓ, સર થાઓ, નાયક થાઓ, સુબા થાઓ, વૈવટદાર થાઓ, ઇંજનેર થાઓ, ડાક્તર થાઓ, બી.એ. થાઓ, એમ.એ. થાઓ, એમ. ડી. થાઓ, વ્યાપાર કરો, દેશ જાઓ, પરદેશ જાઓ, સંપત્તિ સાંપડો, વાડી ગાડીના અધિકારી થાઓ, ભારે ભારે સભા

ભરો, દેશોન્નતિનાં ભાષણો આપો, મંડળિયો મેળવો, માસ્તર થાઓ, પંડિત થાઓ, શાસ્ત્રી થાઓ, શીઘ્રકવિ થાઓ, અને નાના પ્રકારનાં મિષ્ટાન્નપાન લીધા કરો તથા જગતના સઘળા વ્યવહારમાં કુશળ થાઓ ને કીર્તિ મેળવો, પરંતુ એ પ્રમાણે થવા કરવામાં કલ્યાણનું કાર્ય કેટલુ થયું તે જરૂર જાણવાનું છે. કલ્યાણનો કંઇ પણ આદર ન થયો તો તે સઘળું ધૂળ ઉપર લીપણ બરોબર છે. મોટા મોટા અધિકાર મેળવનારા, વિદ્યા શીખનારા અને સંપત્તિવાળા કરતાં બિચારા હલકી સ્થિતિના નિર્ધન દીન કે અનાથ લોકો પણ કલ્યાણના માર્ગમાં ચાલવાથી પરિણામે ઉત્તમ સુખના અધિકારી છે. મોટા કહેવાતા માણસો કરતાં નિરંતર નાના કહેવાતા માણસો કલ્યાણ વિષે વધારે પ્રીતિવાળા હોય છે. અને આ માણસોને જ્ઞાની લોકો નાના નહિ પણ કલ્યાણ જાણવાથી મોટા લેખે છે, ને છે પણ તેમજ. હાથે કરીને કોઈ નાશ પામવા કે દુર્ગતિ પામવા પ્રયત્ન કરતું નથી, પણ કેટલીક જાતિની માયાની મહા મોહ ઉત્પન્ન કરનારી અંધાર પછેડીથી ભાગ્યહીન હોય છે તેઓની ચક્ષુ કલ્યાણનો માર્ગ દેખી શકતી નથી, તેથી તેવાઓને વખત એ અંધારી દૂર થવામાં ઉપદેશો ઓસડરૂપ થાય છે અને તેથી કલ્યાણનો માર્ગ દૃષ્ટિયે પડે છે. નાના કે મોટા, રાજા કે રંક, ગૃહસ્થ કે સન્યાસી, દુઃખી કે સુખી, બાળક કે વૃદ્ધ, સ્ત્રી કે પુરૂષ, ગુરૂ કે શિષ્ય, બાપ કે દીકરો, પંડિત કે મૂર્ખ, બ્રાહ્મણ કે શૂદ્ર, ઇત્યાદિ સઘળાને પોતપોતાનું કલ્યાણ કરવાની આવશ્યકતા છે. અમુક માણસ કલ્યાણ કરી ચૂક્યું છે અથવા અમુકનેજ કરવું જોઇએ એમ કાંઇ નથી. સર્વ જનજાતિને પોતાનો નાશ નહિ થવા અને દુર્ગતિ નહિ થવા કલ્યાણ કરવાની જરૂર છે અને કલ્યાણ સંપાદન કરે છે તેજ નાશ નથી પામતા તથા દુર્ગતિ નથી પામતા. આર્યાવર્તનાં સર્વ આર્યજનો નિરતર તેવા થતા રહે અને પોતાના 'આર્ય' નામને ઉજાળે, એવી અંતઃકરણપૂર્વક અમારો આશીર્વાદ છે તે સર્વાંતર્યામી ઈશ્વર સત્ય કરો. (તથાસ્તુ.)

# सुखे कोण वसे छे?

उपजातिवृत्त.

जे देवनो व्यापक छे प्रताप, तेने सुवाकाज सदैव साप;
सदाय भक्ताधीन छे मुरारि, सुखे वसे कोण जुवो विचारी.
पीवुं पड्युं झेर प्रभु थईने, भीखे भमे नग्नपणे रहीने;
पड्या रहे पर्वतमां पुरारि, सुखे वसे कोण जुवो विचारी.
जेना प्रकाशे व्यवहार थाय, सदैव तेनो उदयास्त थाय;
फर्या करे अंबरना विहारी, सुखे वसे कोण जुवो विचारी.
निशापति अमृतपात्र चांदो, कलंकी ने तेम सदैव मांदो;
पामे न ते कोइ दिने पथारी, सुखे वसे कोण जुवो विचारी.
घड्या करे घाट फरी फरीने, बेसे नहीं एक घडी ठरीने;
ब्रह्मा थया तोपण भांडकारी, सुखे वसे कोण जुवो विचारी.
श्रीरामचंद्रादिक पुण्यधाम, ठरी न बेठा पण कोइ ठाम,
दुःखी बलिराजसमा सुरारि, सुखे वसे कोण जुवो विचारी.
स्वरूपनुं ज्ञान न थाय लेश, उपाधिने आधि नडे विशेष,
सन्यासियो तेमज ब्रह्मचारी, सुखे वसे कोण जुवो विचारी.
तपे त्रिधा तापवडे गृहस्थो, मुवा सुधी अन्य न कोइ रस्तो;
छे वेष्मनो भार सदैव भारी, सुखे वसे कोण जुवो विचारी.
संसारना संकटथी सताई, देखी बधुं दृष्टिथि दुःखदाई;
वने सहु वा-करियो विचारी, सुखे वसे कोण जुवो विचारी.
राजा अने रंक समर्थ लोक, पड्या रहे शोकविषे अथोक,
प्रधान ने काबिल कारभारी, सुखे वसे कोण जुवो विचारी.
अनादि आ विश्वविषे थया जे, दुःखे सुखे सर्व वही गया ते,
जंजाळ जेणे विगते विसारी, सुखे वस्या तेज जुवो विचारी.
जे काम ने क्रोध विरोध जीते, वैराग्यमां प्रीति करे सुरीते,
हैयाविषे हिम्मत होय भारी, सुखे वसे तेज जुवो विचारी.
सरि नठारे समदृष्टि राखी, पीडा पडे तोपण सर्व सांखी;
चाले सदाचार विषे विचारी, सुखे वसे तेज जुवो विचारी.

## चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૧૪૦ થી.)

અમે કહ્યું કે 'ગુરૂશ્રી ! જો કે એમનું અપૂર્વ દર્શન છે તેથી તેઓ કોણછે એમ અમે જાણતા નથી, તોપણ શાસ્ત્રમાં આવેલાં લક્ષણોથી આપની જમણી બાજુયે જે બિરાજે છે તે કોઇ રાજા હોવા જોઇએ અને ડાબી બાજુએ જે બિરાજેછે તે બ્રાહ્મણ હોવા જોઇએ એમ અનુમાન માત્ર થાય છે. એમનાં દર્શન થતાંજ અમારી જેવી આપ તરફ ભક્તિ છે, જેવી આપ તરફ મમતા છે અને જેવી આપ તરફ મનોવૃત્તિયો છે, તેવીજ ભક્તિ, તેવીજ મમતા અને તેવીજ મનોવૃત્તિયો, તેઓ વિષે થવા લાગી છે. આમ થવાનું શું કારણ હશે, એઓ કોણ હશે અને એઓની પણ અમારી તરફ જેવી આપની પ્રેમે ભરેલી નજર પડે છે તેવી પ્રેમે ભરેલી નજર પડે છે તેનું શું કારણ હશે, આ સર્વવિષે આપ તરફથી જાણવા અમારા હૃદયમાં એઓનાં દર્શન થતાંજ ઉત્કંઠા થઇ હતી, પણ આપની આજ્ઞાવિના અમારાથી બીજા પ્રસંગમાં ન ઉતરાય એમ જાણી તે ઉત્કંઠાને દબાવી હતી; હવે જો એ મહાનુભાવવિષે અમને જાણીતા કરશો તો અમે આપના મોટા આભારી થશું.' એમ કહી અમે બોલવું બંધ કર્યું. આવી અમારી પ્રાર્થના સાંભળી અમારા ગુરૂશ્રી બોલ્યા કે 'પુત્ર શત્રુશલ્ય! તમે મારા ધર્મપુત્ર છો અને આ મહાનુભાવ મહારાજા ચંદ્રકીર્તિના તમે ઔરસ પુત્ર છો, માટે તમે તેને પ્રણામ કરી કૃતાર્થ થાઓ.' પુત્ર સત્યશીલ! તમે મારા ધર્મપુત્ર છો અને આ મહાનુભાવ વેદશાસ્ત્રસંપન્ન આર્ય સુવ્રતના ઔરસ પુત્ર છો, માટે તેને પ્રણામ કરી કૃતાર્થ થાઓ.' એ એમની આજ્ઞા સાંભળતાંજ અમે તેઓના ચરણકમલમાં દંડવત્ પ્રણામ કર્યા. તેઓએ આંખ્યોમાંથી આનંદનાં આંસુની ધારા પાડતાં આશિર્વાદ આપી પોતાની પાસે બેસવા આજ્ઞા કરી, ગુરૂશ્રીએ કહ્યું કે 'પુત્રો તમારાં જન્મ દેનાર માતાઓનાં દર્શન તમને તમારી રાજ્યધાનીમાં ગયા

પછી થશે. હવેથી જે પ્રમાણે મારી ભક્તિ કરતા, મારી આજ્ઞા પાળતા અને મારેવિષે મમતા રાખતા, તે પ્રમાણેજ તમે બેયજણ પોતાના પવિત્ર પિતાની ભક્તિ કરજો, તેની આજ્ઞા પાળજો અને તે વિષે મમતા રાખજો; અને જે પ્રમાણે તમે તમારી ધર્મમાતા વિષે ભક્તિ કરો છો, તેની આજ્ઞા પાળો છો અને તે વિષે મમતા રાખો છો, તેજ પ્રમાણે રાજધાનીમાં જઈ તમારાં જન્મ દેનારાં માતાની ભક્તિ કરજો, તેની આજ્ઞા પાળજો, અને તેવિષે મમતા રાખજો; એ મારી છેલી શીખામણ છે.' અમે નમન કરી હાથ જોડી કહ્યું કે 'ગુરૂશ્રી! આપ જે આજ્ઞા કરો છો તે શાસ્ત્ર ગણી અમે માથે ચઢાવિયે છિયે ને તેજપ્રમાણે અમે વર્તવા ચૂકશું નહિ.' આ પ્રમાણે અમારાં વચન સાંભળી અમારા ગુરૂશ્રી ફરીથી બોલ્યા કે 'મારા પ્રિયપુત્રો! તમે જે કાંઇ જાણવું જોઇએ તે જાણી ચૂકા છો, જે કાંઇ ભણવું જોઇએ તે ભણી ચૂકા છો, અને જે કાંઈ આટલી ઉમ્મર સુધીમાં કરવું જોઇએ તે કરી ચૂકા છો; તોપણ તમારીઉપર રહેલી પ્રીતિને પરતંત્ર થઇ જે કાંઇ કહેવા ઇચ્છું છું તે વિષે પૂર્ણ લક્ષ દેઇ તેના અક્ષરે અક્ષર હૃદયમાં કોતરી રાખશો એવી આશા છે.

તમારૂં અજાણ્યું નથી કે સત્ય એજ કલ્યાણનો કોશ છે, શૌચ (કાયિક, વાચિક, માનસિક, પવિત્રતા) એજ સંપત્તિઓને રેહેવાનું સ્થાનક છે, અહિંસા એજ પ્રાણિમાત્રનું હિત કરનારી છે, અસ્તેયતા એજ અભ્યુદયની આપનારી છે, બ્રહ્મચર્ય એજ આર્યલોકોને વરવા યોગ્ય છે અને અપ્રતિગ્રહ એજ લક્ષ્મીનું ગૃહ છે, એ રીતે નિગમ, આગમ, પુરાણ અને ઇતિહાસોમાં નિશ્ચય કરેલ છે, માટે તમારે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહમાં સદાયકાળ સદાગ્રહી રહેવું; સ્વપ્નમાં પણ પરસ્ત્રી, પરદ્રોહ કે પરદ્રવ્યમાં પરાયણ ન રહેવું. જેઓ પોતાના કુલદેવતનાં ચરણકમલની સેવા તેજ સર્વસ્વ ગણે છે, જેઓ ગુરૂઓવિષે તથા માતાપિતાવિષે પરમેશ્વરતુલ્ય બુદ્ધિ બાંધે છે, જેઓ પોતાના મોટા ભાઇવિષે

પિતૃતુલ્ય બુદ્ધિ બાંધે છે, જેઓ પોતાના મોટા ભાઇયોની સ્ત્રિયો વિષે માતૃતુલ્ય બુદ્ધિ બાંધે છે, જેઓ પોતાના નાના ભાઇયોવિષે પુત્રબુદ્ધિ રાખે છે, જેઓ પોતાના નાના ભાઇયોની સ્ત્રિયોવિષે પુત્રીતુલ્યે બુદ્ધિ રાખે છે, જેઓ સુહૃદ બંધુ અને બાંધવોનેજ સંપત્તિરૂપ ગણે છે અને જેઓ પોતાના સન્મિત્રોનેજ સર્વસ્વરૂપ ગણે છે, એટલુંજ નહિ પણ જેઓ યશનીજ ઇચ્છા રાખે છે પણ શરીરઉપર ઇચ્છા રાખતા નથી, જેઓ સદ્ગુણોમાજ લોભ રાખે છે પણ ધનને વિષે લોભ રાખતા નથી, જેઓ ક્રોધ ઉપરજ ક્રોધ રાખે છે પણ મનુષ્યોઉપર ક્રોધ કરતા નથી, જેઓ મત્સર ઉપરજ મત્સર કરે છે પણ વિદ્વાન્ ઉપર મત્સર કરતા નથી, જેઓ ઇર્ષ્યાવિષેજ ઇર્ષ્યા રાખે છે પણ પોતાના બરોબરિયા ઉપર ઇર્ષ્યા રાખતા નથી, જેઓને સત્કીર્ત્તિ એજ કામિની છે, જેઓને સદ્વિદ્યા એજ દૈવત છે, જેઓને સત્કવિતા એજ સામ્રાજ્ય છે, જેઓને શાસ્ત્રો એજ સન્મિત્રો છે, જેઓને કાવ્યો એજ કુટુંબી છે, જેઓને દ્રશો એજ ખજાના છે, જેઓને કથાઓ એજ પ્રિય સખિયોછે, જેઓને કથાનકો એજ સંબંધિયો છે, જેઓને ઇતિહાસો એજ આર્યભાઇયો છે, જેઓને પુરાણો એજ અનુજસોદર છે અને જેઓને પરમાર્થ એજ સ્વાર્થ છે, તેઓજ રાજ્યલક્ષ્મીનું પાત્ર થાય છે, તેઓજ સર્વ પ્રકારનાં કલ્યાણનું પાત્ર થાયછે અને તેઓજ પરમેશ્વરના પ્રસાદનું પાત્ર થાયછે. એ સર્વ તમે ભણી ગયાછો તો પણ આ મારો છેવો ઉપદેશ છે કે, આ અસાર સંસારમાં અવતાર લેઇ જ્યારે આપણે બીજાઓથી ન બની શકે તેવાં અને સર્વ લોકના હિતરૂપ કામો નહિ કરિયે, ત્યારે વિદ્વત્તા છેતરાણી, શાસ્ત્રજ્ઞપણું નિષ્ફળ થયું અને ગુરૂઓના ઉપદેશો વ્યર્થ થયા એમ જાણવું. પુત્રો! જીવિતપર્યંત પરોપકાર કરવામાંજ કમ્મર કસવી અને આજ દિવસ સુધી જે જે શાસ્ત્રો તમે ભણ્યા છો તેના અનુસારથી ૬૦ વર્ષની તમારી ઉમ્મર થાય ત્યા સુધી વર્તવું અને ત્યાર પછી પરમ કૃપાળુ શ્રીપરમેશ્વરના અર્ચનથી, તેના ધ્યાનથી, તેની સ્તુતિથી અને તેની કથા-

આથી અથવા વેદાંતશાસ્ત્રનાં શ્રવણ, મનન અને નિદધ્યાસથી બાકી રહેલું વય નિર્ગમન કરવું. ઘણું શું કહું પણ પોતાના પ્રાણ જતાં સુધી પણ પારકું હિત થાતું હોય તો તેમ કરવામાં પણ પાછળ ન પડવું 'એજ આપણો ખરો ધર્મ છે એમ જાણજો.' આટલો ઉપદેશ આપી રાજકુમારનો હાથ મહારાજ ચંદ્રકીર્તિના હાથમાં અને મારો હાથ મારા પવિત્ર પિતાજીના હાથમાં એ દયાળુ ગુરૂએ સોંપ્યો. તે સમયે અતિ પ્રીતિથી મહારાજા ચંદ્રકીર્તિએ અમારા સદ્ગુરૂની ઇશ્વરબુદ્ધિથી પૂજા કરી. ત્યાર પછી અમારા ગુરૂશ્રીની રજા લઇ ત્યાંથી અમે અમારી રાજધાની તરફ જવા તૈયાર થયા. તે સમયે એક બાજુએ જેમ અમને જન્મ આપનારાં માતાપિતાના સમાગમનો આનંદ ઉછળી રહ્યો હતો તેમજ બીજી બાજુએ અમારાં જન્મ અને જીવિતને સફળ કરનારાં ધર્મનાં માતાપિતાના વિયોગનું દુઃખ કાંઇ જુદાજ પ્રકારનું અમારાં હૃદયમાં થતું હતું. આ દુઃખે ઉપરના આનંદને છેક દબાવી દીધો હતો, કારણ કે જન્મથીજ અમે એમનાથી ક્ષણએક પણ જુદા રહ્યા ન હતા. એમનો વિયોગ આજે પ્રથમજ હતો. ખરેખર એ વિદ્યાલયમાંથી નીકળતાં અમને અમારા સદ્ગુરૂવિના સર્વ દિશાઓ શુન્ય લાગી હતી. કોઇ પણ આનંદદાયક વસ્તુ અમને આનંદ આપતી ન હતી. અને જેમ પોતાનાં પુણ્યનો ક્ષય થવાથી સ્વર્ગમાંથી નીચે પડતું માણસ ઉત્સાહરહિત થઇ જાય, તેમ અમે પણ એ અલૌકિક વિદ્યાલયના વિયોગથી ઉત્સાહરહિત થઇ ગયા હતા. અમારાં તનમન ત્યાંથી ચાલી શકતાં ન હતાં, પણ ગુરૂશ્રીએ ઘણી ધીરજ આપીને અમને ત્યાંથી વિદાય કર્યા. પવન જેવા વેગવાળા રથમાં બેશીને અમે અમારા પવિત્ર પિતાસહિત ત્વરાથી કૌશાંબી નગરીને પાદર આવી પહોચ્યા. આ સમયે રાજ્યના અધિકારીઓએ અને રાજધાનીની પ્રજાએ નગારાંનિશાનસહિત અતિઆનંદે સામૈયું કર્યું, તે સાથે અમે રાજદ્વારમાં જઇ અમારાં માતાઓનાં ચરણકમળનાં દર્શનસુખના અનુભવી થયા.

(અપૂર્ણ.)

# આપણું જ્ઞાન આપણાજ હાથમાં છે.

(સાંધણ પાને ૧૪૦ થી.)

આસનને અને પ્રાણને જીતીને એક ઠેકાણે રાખેલું અને વૈરાગ્યથી તથા અભ્યાસથી સાવધાન રહી સ્થિર રાખેલું મન, જે પરમાનંદ સ્વરૂપમાં સ્થિર રહી કર્મવાસનાને છોડી દેછે, તે પરમાનંદ સ્વરૂપમાં, વધેલા સત્વગુણથી રજોગુણને અને તમોગુણને ટાળી નાંખી ગુણ અને ગુણનાં કાર્યરહિત એવાં નિર્વાણ પદને પામે છે, ત્યારેજ, બાણને સજવામાં જેનું મન પરોવાયેલું હતું એવા બાણ કરનારાએ પડખેથી નગારાં નિશાન વાગતે રાજા નીકળ્યો તેને જેમ દીઠો નહિ, તેમ આત્માને વિષે જેનું ચિત્ત પરોવાયેલું છે એવો મુનિ બહાર કે માંહિ કઇ દેખતો નથી, એ હું બાણકરનાર પાસેથી શીખ્યો. સર્પ જેમ માણસોની બીકથી ડરીને એકલો ફરતો ફરે છે, ક્યાંઇ એક ઠેકાણું કરીને નથી રેહેતો, ગાફલ નથી રેહેતો, એકાંતમાં રહે છે, વિષવાળો છે કે નથી તે જાણવામાં આવતું નથી, સહાય વગરનો અને થોડું બોલનાર હોય છે, તેમ મુનિયે એકલાં ફરવું, એક ઠેકાણે વાસ કરીને ન રેહેવું, ગાફલ ન રેહેવું, એકાંત સ્થળમાં નિવાસ રાખવો, પોતાની ગતિ જાણવામાં ન આવવા દેવી, કોઇની સહાય ન લેવી અને થોડું બોલવું; તથા દેહ નાશવાળો છે માટે ઘર કરીને બેસવું એ નિષ્ફળ અને દુઃખનું કારણ છે, માટે સર્પ જેમ બીજાનાં કરેલાં દરમાં પેશીને સુખ થાય તેમ શરીરને પોષણ કરે છે તેમ મુનિયે બીજાને ઘેર રહીને શરીરને પોષણ કરવું. અર્થાત્ જ્યાં જગ્યા હોય ત્યાં પડી રહી આરામ લેવો, ક્યાંઇ ઘર કરીને તેમાં મમતા ન બાંધવી, એ હું સર્પ પાસેથી શીખ્યો. નિયંતા એક નારાયણ દેવ પોતાની માયાથી પ્રથમ સૃજેલાં આ જગતને પ્રલયસમયે કાલશક્તિથી સંહાર કરીને, સર્વના આશ્રયરૂપ અને પોતે પોતાને આધારે રહેનારા સજાતીય અને વિજાતીય ભેદરહિત થયા હતા અને પોતાના પ્રભાવરૂપ કાળથી સત્વાદિક શક્તિઓ લય થઇ ત્યારે પ્રધાન (તેની ઉપાધિ) અને

પુરૂષના ઇશ્વર અને બ્રહ્માદિક અને મુક્ત જીવોને પામવા લાયક કેવળ અનુભવના આનંદના સમુહરૂપ અને ઉપાધિ વગરના કૈવલ્ય સંજ્ઞાને ધારણ કરતા રહ્યા હતા. હે રાજા! માત્ર પોતાની શક્તિરૂપ કાળવડે પોતાની ત્રણ ગુણવાળી માયાને ક્ષોભ પમાડીને તે માયાવડે પ્રથમ મહત્તત્વને સૃજેછે અને અહંકારદ્વારાએ વિચિત્ર પ્રકારનાં જગત્‌ને ઉત્પન્ન કરનારૂં એ મહત્તત્વ ત્રણ ગુણનાં કાર્યરૂપ કેહેવાય છે, જેને વિષે આ જગત્ ગુંથાયેલું છે અને જેવડે પુરૂષ (જીવ) સંસારને પામે છે. જેમ કરોળિયો હૃદયમાંથી મુખવડે પોતાની લાળ બહાર કાઢીને તે લાળવડે વિહાર કરે છે અને પાછી તે લાળને ગળી જાય છે, તેમ પરમેશ્વર પણ જગત્‌ને રચી તેમાં વિહાર કરે છે ને પાછું લય કરે છે, એપ્રમાણે ઇશ્વરનું સ્વરૂપ ઓળખતાં હું કરોળીયા પાસેથી શીખ્યો. હે રાજા! ભમરીએ પોતાના દરમાં પુરેલો કીડો ભયથી તે ભમરીને સ્મરણ કરતો કરતો પોતે ભમરીરૂપ થઇ જાય છે, એવી રીતે જીવ સ્નેહથી દ્વેષથી કે ભયથી જે જે ઠેકાણે એકાગ્રબુદ્ધિથી મનને ધારણ કરે છે તે તે રૂપ પોતે થઇ જાય છે. અર્થાત્ એકાગ્રચિત્તથી ઇશ્વરને પરાયણ થયેલાને સારૂપ્યપણું પ્રાપ્ત થવામાં કાંઇ આશ્ચર્ય નથી, એ હું ભમરી પાસેથી શીખ્યો.

હે રાજા! એ પ્રમાણે મેં જે ઉપર ગુરૂ કહ્યા તેની પાસેથી અકલ લીધી છે. હવે હું મારા દેહ પાસેથી જે કાંઇ શીખ્યોછું તે પણ તને કહું છું માટે સાંભળી લે.

આ દેહ પરિણામે દુ:ખ એજ જેનું ફળ છે એવાં ઉત્પત્તિ અને નાશને ધારણ કરનારો છે તેથી અને એનાવડે હું તત્વોનો વિચાર કરૂં છું તેથી વૈરાગનો અને વિવેકનો હેતુ થયો છે માટે તે મારો ગુરૂ છે. આમ છે તો પણ તે પડશે ત્યારે તેને શિયાળ આદિ પ્રાણિયો ખાશે એમ તેનાં પારકાંપણાંનો નિશ્ચય કરીને સંગવિનાનો થઇને વિચરૂં છું. જેણે દુ:ખથી ધન ભેળું કરેલું છે એવો પુરૂષ, જે દેહનું પ્રિય કરવા માટે દીકરી, દીકરા, ધન, ધામ, પશુ, ચાકર આદિ વર્ગને વધારે છે અને તેઓનું પોષણ કરે છે, તે દેહ ઝાડની

પેઠે પુરૂષને બીજો દેહ પ્રાપ્ત થવાનાં બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને આયુષ્ય ખૂટે એટલે નાશ થાય છે. કોઇ ઘણી સ્ત્રીવાળા ઘરના ધણીને તેની સ્ત્રિયો જુદી જુદી તરફ ખેંચેછે તેમ આ દેહના અભિમાની પુરૂષને જીભ રસ તરફ ખેંચે છે, કોઇ ટાણે તૃષા પાણી તરફ ખેંચે છે, વિષયેંદ્રિય વિષય તરફ ખેંચે છે, ચામડી સ્પર્શ તરફ ખેંચે છે, પેટ અન્ન તરફ ખેંચે છે, કાન ક્યાંઈ શબ્દ સાંભળવા તરફ ખેંચે છે, નાસિકા ગંધ તરફ ખેંચે છે, ચક્ષુ જોવા તરફ ખેંચે છે, અને કોઇ વાર કર્મશક્તિ પોતપોતાના વિષય તરફ ખેંચે છે. માયારૂપ પોતાની શક્તિથી વૃક્ષ, સરિસૃપ, પશુ, પક્ષી, દાઢવાળાં પ્રાણી, મત્સ્ય ઈત્યાદિ અનેક પ્રકારનાં શરીરો કર્યાં પરંતુ તે શરીરોથી પરમેશ્વરનું મન સંતોષ પામ્યુ નહિ, તેથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થવાની જેમાં બુદ્ધિ છે એવું મનુષ્ય શરીર બનાવીને સંતોષ પામ્યા. એવી રીતે અતિ દુર્લભ અને અનિત્ય છે તો પણ પુરૂષાર્થ સંપાદન કરી આપનારૂં મનુષ્ય શરીર અનેક જન્મને અંતે પામીને જો કે તે નિરંતર મૃત્યુવાળું છે તોપણ ધીર પુરૂષે જ્યાં સુધી તે પડી ન જાય ત્યાં સુધીમાં કલ્યાણને માટે નિરંતર યત્ન કર્યા કરવું. વિષય તો પશુ આદિ શરીરોમાં પણ થાય છે, પરંતુ કલ્યાણનું સાધન મનુષ્યના શરીરવિના થતુંજ નથી.

આ પ્રમાણે ગુણ ગૃહણ કરવાથી ને દોષ દૂર કરવાથી મને વૈરાગ્ય થયો અને વિશેષ જ્ઞાનનો દીવો મારા હૃદયમાં પ્રકટ્યો તેથી અહંકારરહિત થઇને અને સંગરહિત થઇને હું આ પૃથ્વીમાં ફરૂં છું. એક ગુરૂથી જ્ઞાન અચળ અને સારી પેઠે થતું નથી, કેમકે અદ્વિતીય બ્રહ્મને અનેક પ્રકારના ભેદથી ઋષિયોએ ગાયેલ છે. (માટે આમ અન્વય અને વ્યતિરેકવડે પોતાનેવિષે રહેલાં અઘટિપણાને નિવર્ત કરનારા ઘણા ગુરૂ કરવા પડ્યા, પરંતુ જ્ઞાન આપનાર ગુરૂ તો એકજ જોઇએ.)

આ પ્રમાણે તે ગંભીર બુદ્ધિના બ્રાહ્મણે યદુરાજાને પોતાનું વૃત્તાંત કહી ઉપદેશ આપ્યો અને યદુરાજાએ તેની સ્તુતિ કરીને

પ્રણામ કર્યા અને પછી તે જેમ આવ્યા હતા તેમ પ્રસન્ન થઇને ગયા. આ અવધૂતનાં વચન સાંભળ્યા પછી યદુવંશના પ્રથમ પુરૂષ યદુરાજા સર્વ સંગથી વિમુક્ત અને સમચિત્ત થયા.

જુઓ, યદુરાજા પણ દત્તાત્રીનાં વૃત્તાંતથી ગુણ ગૃહણ કરી સમચિત્ત થયા. પોતાનું જ્ઞાન પોતાના હાથમાં ન હોય તો એવું ઉત્તમ જ્ઞાન સંવાદ માત્રમાં કેમ થાય? એટલું ખરૂં છે કે તેવી પાત્રતા કોઇ પણ પ્રકારે હોવી જોઇએ. એને માટે પણ પ્રયત્ન કરવું. પ્રયત્નથી શું નથી થતું? આજે આપણે નાનાપ્રકારના ફેરફારો જોઇએ છિયે તે સઘળાં પ્રયત્નનાંજ ફળ છે. માટે એવું પ્રયત્ન કરવું કે જ્ઞાનનું પાત્ર થવાય અને પાત્ર થઇને જ્ઞાન મેળવાય. નરતાંમાંથી પણ સારો બોધ સંપાદન કરાય છે અને સારાંમાંથી પણ સારો બોધ સંપાદન કરાય છે. માત્ર આપણે બોધના અધિકારી થવું જોઇએ. એક વાસણમાં દૂધ ભર્યું હોય અને બીજા વાસણમાં ખારૂં પાણી ભર્યું હોય, એ બેયમાં અકેકી સોનામોર જો નાંખીને કોઇ બાળકને કાઢવાનું કહિયે તો સોનામોર લેવાના હેતુથી બેયઉપર સરખું પ્રયત્ન રાખે છે અને જ્યારે તે સોનામોર હાથમાં આવી ત્યારે તે દૂધ અને ખારૂં પાણી જે જ્યાં તે ત્યાં તેમ પડ્યાં રહે છે. જેઓ બોધના અધિકારિયો હોય છે તેઓ ગુણ ઉપર લક્ષ રાખી સારાંમાંથી અને નરતામાંથી સરખો બોધ લેછે. અમુકમાં અમુક દોષ છે માટે તે આપણે મેલી દેવો જોઇએ અને અમુકમાં અમુક ગુણ છે એ આપણે ગૃહણ કરવો જોઇએ એમ વિચાર કરીને ગુણ ગૃહણ થાય ત્યારે હેય ઉપાદેય રીતિથી ગુણ ગૃહણ કર્યા કહેવાય. "આમ કરવું" એમ જે આજ્ઞા હોય તે વિધિ કેહેવાય અને "આમ ન કરવું" એમ જે આજ્ઞા હોય તે નિષેધ કહેવાય. એ વિધિ અને નિષેધ ઉપરથી જેમ સારે રસ્તે ચાલી સદ્ગુણી થવું એ મુખ્ય હેતુ છે, તેમ હેય અને ઉપાદેય ગુણવિષે છે. મેલી દેવાના દુર્ગુણ અમુક છે એમ સમજાય એટલે તે મેલી દીધાથી તેને સ્થળે સદ્ગુણ આવે છે, અને ગૃહણ કરવાના સદ્ગુણ સમજાય એટલે દુર્ગુણ હોય તો તે

જતા રેહે છે. અને ન હોય તો સમજાયેલા સદ્ગુણો નિશ્ચળ થઈ રહે છે. જો આપણેજ આપણું ભલું કરવાને ધારિયે તો આ રીતિથી થાય છે અને બીજાનું પણ કરી શકાય છે.

જો નઠારૂં મેલીને સારૂં ખાવું એ આપણા હાથમાં છે, જો દુર્ગંધ મેલીને સુગંધ લેવો એ આપણા હાથમાં છે, જો બિભત્સ પદાર્થો મેલીને આંખને આનંદ આપે એવા પદાર્થો જોવા એ આપણા હાથમાં છે, જો મલીનપણું મેલીને નિર્મળ થવું એ આપણા હા- થમાં છે, જો મૂર્ખ મટીને પંડિત થવું એ આપણા હાથમાં છે અને ચાલતા અટકીને ઉભા રેહેવું એ આપણા હાથમાં છે એમ આપણે જાણિયે, તો તેની સાથે એમ પણ જાણવુંજ જોઇએ કે અકલ્યાણનો માર્ગ મેલી કલ્યાણનો માર્ગ ગૃહણ કરવો એ આપણા હાથમા છે, અજ્ઞાન તજીને જ્ઞાન ગૃહણ કરવું એ આપણા હાથમાં છે દુર્ગુણી મટીને સદ્ગુણી થવું એ આપણા હાથમાં છે અને પાપનો માર્ગ મેલીને પુણ્યનો પંથ પકડવો તેપણ આપણાજ હાથમાં છે અને તે આપણુંજ કામ છે. એક તૃણથી માંડીને બ્રહ્માંડ પર્યંત જેટલા ચર અચર પ્રાણી પદાર્થ છે અને તેની જે સ્વાભાવિક ક્રિયા છે તે નિરતર માણસને સારો બોધ લેવાને માટેજ છે. એક આંબાના ઝાડ ઉપર તમે વિવેકથી વિચારીને બોધ લેવા ઇચ્છો તો જણાશે, કે આંબો જેમ પોતે નવપલ્લવ થઇ ફળવાળો થાય છે ત્યારે નમે છે, તેમ આપણે પણ જેમ ઉચી સ્થિતિયે જતા જઇએ અને સારૂં ફળ મેળવતા જઇએ તેમ નમ્ર થવું; આંબો જેમ પોતાની છાયાથી અને ફળથી માણસને શાંત કરી તૃપ્ત કરે છે, તેમ આપણે પણ આપણો આશ્રય આપી પ્રાણિયોનો યથાશક્તિ તાપ ટાળવો અને તેને અન્ન તથા દ્રવ્યાદિક શક્તિ પ્રમાણે આપી તૃપ્ત કરવાં; આંબો જેમ સર્વ વૃક્ષમાં મુખ્ય ગણાય છે, તેમ આપણે પણ આપણી જાતિમાં વિદ્યા આદિ સાધનોથી મુખ્ય થવું અને આંબો જેમ પોતાને આશ્રમે આવનારા કાગડા અને કોયલ ઉપર સરખી દષ્ટિ રાખે છે, તેમ આપણે પણ નીચ ઉચ્ચ ઉપર સરખી નજર રાખવી. આ

અમે ઇચ્છિયે છિયે કે જેઓ પ્રતિકૂલ ઉદાહરણમાં લખાયેલા પુરૂષો જેવા હાલ હોય તેઓ આ પુસ્તક ઉપરથી બોધ લઇ એમાં લખાયેલા અનુકૂળ ઉદાહરણમાં આવેલા પુરૂષો જેવા થાય અને તેવાઓને ઓળખે.

અમારે આ પુસ્તકને માટે ઘણા દિવસનો વિચાર ઘોળાયા કરતો હતો પણ તેની એકજ પ્રત અશુદ્ધ મળી હતી, બીજી પ્રત મળી શકી નહિ અને કાંઈક પ્રયત્ન પણ મંદ હતું, પણ હવે અમને અમે પ્રસિદ્ધ કરત તેના કરતાં શાસ્ત્રીજી કાળીદાસે પ્રસિદ્ધ કર્યું એથી વધારે આનંદ આવે છે.

આ પુસ્તક ભાષાંતર કરનાર તરફથી ભેટ દાખલ મળ્યું છે તે માન સાથે સ્વીકારિયે છિયે. આઠપેજી પૃષ્ઠ ૨૨૫ કિંમત રૂ. ૨.

'औदिच्यप्रकाश'—નામનો ગ્રંથ મૂળ સંસ્કૃતમાં શાકે ૧૭૦૦ માં યાજ્ઞિક જગજીવનના પુત્ર વેણીદત્તે રચેલો છે એમ જણાય છે. તેમાં લખ્યાપ્રમાણે બીજરાજના પુત્ર મૂળરાજે પોતાના મામાને મારી નાંખી ગુજરાતની ગાદી લીધી. તેણે ઘણો હિંદુસ્તાનનો ભાગ જીતી રાજ્ય કર્યું. છેવટે મોસાળપક્ષની કરેલી હત્યાથી તેને વૈરાગ્ય થયો તેથી પોતાનું શેષ રહેલ આયુષ્ય પુણ્યકાર્યમાં કાઢવાનો નિશ્ચય કર્યો અને સિદ્ધપુરમાં રૂદ્રમાળનું દેરૂં બંધાવવા માંડ્યું. તેની પ્રતિષ્ઠાસંબંધી સહાયતા કર્યો તેની દક્ષણામાં અને વિદાયગીરીમાં જુદે જુદે ઠેકાણેથી તેડાવેલા બ્રાહ્મણોને પ્રતિષ્ઠાપ્રમાણે ગામો આપ્યાં, એ વાતના સંબંધમાં આ ગ્રંથ રચાયેલો છે. તેમાં મૂળ રાજનાં અને બ્રાહ્મણોનાં વખાણ કરેલાં છે. કવિતા અલંકારવાળી અને સરલ છે. વળાના 'બધેકા' ઓડકના ઔદિચ્યબ્રાહ્મણોની વિનતિથી ત્યાંના કારભારી સાહેબ બેજીભાઇ વિ. મણિશંકરે મદદ આપી આ ગ્રંથનું ભાષાંતર દ્વિવેદી મૂળશંકર વિ. વિદ્યારામ પાસે કરાવ્યું છે. ભાષા સમજાય તેવી સરલ થઇ છે. પૂર્વજોની લખાયેલી પ્રતિષ્ઠા અને વિદ્વત્તા જોઇ આજના બ્રાહ્મણો કોઇ સુધરે તેને માટે આની ભાષાંતરની જરૂર હતી તે કારભારી સાહેબની સહાયતાથી સિદ્ધ થઇ તે ખુશીની વાત છે.

નાગરખંડ નામનો નાગરજ્ઞાતિની ઉત્પત્તિસંબંધી એક ગ્રંથ છે. તેની શોધ કરાવી તે છપાવવા ને ભાષાંતર કરવામાં આવીજ રીતે કારભારી સાહેબ મદદ દેશે ને મેહેનત લેશે તો તે પોતે નાગર હોવાથી ઘણું સ્તુત્ય લાગશે. આવા સુધારાના કામમાં એ સાહેબની પ્રીતિ સ્તુત્ય છે.

આ ગ્રંથ અર્પણ પણ સદરહુ કારભારી સાહેબને થયેલ છે. અને તે સાહેબ તરફથી એક નકલ આર્યધર્મપ્રકાશને મળી છે, તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે. પાછળના ભાગમાં ગોત્ર, પ્રવર આદિનું પત્રક ઠીક ગોઠવ્યું છે. આઠપેજી પૃષ્ઠ ૨૩૬ છે. પાકું પુઠું ને અક્ષર કાગળ ઠીક છે. કિંમત રૂપૈયો દોઢ છે.

'हितोपदेशकरत्न'—ભાવનગર હિતોપદેશક મંડળી તરફથી આ ચોપાનિયું બહાર પાડવામાં આવ્યું છે. એનો પેહેલો અંક બેટદાખલ મળ્યો છે તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે. તેના દેખરેખ રાખનારાઓ યથાર્થ મેહેનત કરે અને આગળ જતાં તેના નામ પ્રમાણે તે ગુણવાળું થાય એવું અમે ઇચ્છિયે છિયે. બારપેજી ફારમના બાર પૃષ્ઠના આઠ આના કિંમત છે. અને માસિક છે.

'टोळकशुभेच्छक पत्रिका'— અમદાબાદઔદિચ્યટોળકશુભેચ્છક સભા તરફથી નીકળતાં આ ચોપાનિયાના ચાલતી શાલના ત્રણ અંક અમને બેટ દાખલ મળ્યા છે તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે. વિષયો સારા બોધને માટે જે લખાય છે તે ઉપર વિશેષ લક્ષ આપવાની હજી જરૂર છે. વૃંદાનું આખ્યાન પતિવ્રતાપણાંમાં દર્શાવ્યું છે તે શુદ્ધ બોધ આપનાર નથી માટે તેવાં આખ્યાનોને દૂર જતાં કરવાં. મૂળ વાત કદી સત્ય હોય તો પણ તે ઉલટો અસર કરે એવી હોય તો તેને ગૃહણજ ન કરવી જોઇએ. આ વાત દરેક ચોપાનિયાવાળા કે જેઓ બોધક થવા ઇચ્છે છે તેમણે ધ્યાનમાં રાખવાની છે. છપાઇ કાગળ હલકાં, બારપેજી પૃષ્ઠ ૧૨, કિંમત આના ૭ છે. આ પણ માસિક છે.

'पुस्तकमाळा'—વડોદરાસ્વદેશહિતવર્ધક સભા તરફથી પ્રકટ થતાં

સોળપેળ્ી એક ફારમનાં ચોપાનિયાંનો ૧૯૮૨નો અંક ૧૧મો ભેટ દાખલ મળ્યો છે, તે ઉપકાર સાથે સ્વીકારિયે છિયે. લખનાર રા. હરગોવિંદદાસ દ્વારકાદાસના પ્રયત્નથી ઘણોજ સંતોષ થાય છે. આ અંકનો લેખ અન્ન અને કેળવણી લેતાં મનુષ્યોને હિતકારક છે. વળી તેની કિંમત એક પાઈ રાખી છે તેથી અતિઆનંદ ઉપજે છે. કેમકે તેથી તેનો ઘણો વિસ્તાર થશે. આ ચોપાનિયું પ્રકટ કરવામાં ઉપલી સભાને ઘણુ માન ઘટે છે.

'ભારતાર્થપ્રકાશ'—પેહેલાં જે મંડળીના હાથમાં હતું તેની પાસેથી રા. રા. ભાઇશંકર નાનાભાઇની સહાયતાથી રા. મણિશંકર મહાનંદે લીધેલું છે. ૧૯૩૮ના ચૈત્ર શુદી ૧ થી તેના ૭ મા વર્ષની શરૂઆત દ્રોણપર્વથી થઇ છે. આનો પેહેલો અંક જોઇ અમને આનંદ થાય છે. પ્રથમનાં કરતાં ટાઇપ કાગળ આદીનો સુધારો ઠીક થયોછે. તેમ મેનેજમેન્ટ રાખનાર ઉત્સાહી હોવાથી તેની વ્યવસ્થા પણ સારી સ્થિતિમાં રહેશે એમ ધારિયે છિયે. આર્યલોકોનાં પ્રાચીન પુરાણ મહાભારતનો અર્થ આમાં આવે છે તેથી ઘણું ઉપયોગી છે. ભાષા જો કે ચાલતી રૂઢીથી કઇક ફેરવાળી છે તોપણ કાંઇ ખોટી નથી. આશા છે કે હવે ધીરૂધીરે સુધરી જશે.

હાલમાં ચોપાનિયાની વૃદ્ધિ થતી જોઇએ છિયે, તે વૃદ્ધિઉપરજ નજર કરિયે તો આનંદ થાય છે ખરો, પણ તેની સ્થિતિ અને ગુણ તપાસતાં ઘણો ખેદ થાય તેવું છે. એક પત્રનો ઉદય થયો કે નહિ અથવા તે બરોબર પોતાનું કાર્ય બજાવે છે કે નહિ, તે તપાસ્યાવિના જેને ઇચ્છા થાય છે તે તરત એક. નામ ધારણ કરી ચોપાનિયું બહાર પાડે છે.

'वरमेकोगुणीपुत्रोनचमूर्खशतैरपि।'

(એક પણ સદ્ગુણી પુત્ર હોય તો સારૂં, પણ ઘણા મૂર્ખપુત્રો હોય તે સારૂં નહિ.)

આ ઉદાહરણ પ્રમાણે સદ્બોધકારક એક હોય તે સારૂં પણ જેથી કાંઇ બોધ નથી થતો તેવાં ઘણાં હોય તે નહિ સારૂં એમ

થાય છે. હજી પણ જેટલી ઉત્પત્તિ થઇ છે તે સર્વ રીતે પુષ્ટિ પામી બોધક થાય તો ઘણું સારૂં છે અને એમ થાય તોજ તેમાં ખરચેલા વખતનું અને પૈસાનું સફળપણુ છે.

· આ ચોપાનિયાંને માટે ઉપલી વાત વિષેનો સંતોષ છે, કેમકે આદિ કવિ વ્યાસજીનાં વચનાંમૃતાનો ગમે તેવો પણ તે સાર છે. અને તે જાણવા સમજવા યોગ્ય છે. જેઓ સંસ્કૃત નથી જાણતા તેમને તે ઘણું ઉપયોગી છે. અમે આશા રાખિયે છિયે કે હમેશાં તેનુ ભાષાંતર કરવાનુ કામ અનુભવિ વિદ્વાનો મારફતજ થયા કરશે જેથી મૂળમાં સમાયેલી મતલબમાં કંઈ ન્યુનાધિક કે સત્યાસત્ય થઇ જાય નહિ.—કિંમત ટપાલ ખર્ચ સુધા વર્ષ ૧ ના રૂ. ૩–૬–૦ છે. આઠ પેજી પાંચ ફારમનું આ માસિક પત્ર છે.

'નારી ધર્મ'—નામની સોળપેજી પાંચ ફારમની ચોપડી ભેટ દાખલ મળી છે તે ઉપકાર સાથે સ્વીકરિયે છિયે. રચનાર ક્ષત્રી નારાયણ હેમચંદ્ર છે. તેમાં ઘણોખરો ભાગ ઠીક લખાયેલ છે. જો સ્રિયોનેજ વાંચવા માટે આ ચોપડી હોય તો તેમાંથી કેટલોક ભાગ બાદ કરવો પડે તેવુ છે. શેઠ બેચરદાસની પુત્રી લક્ષ્મીબાઇના સ્મરણાર્થ આ પુસ્તક રચાયુ છે. તેમા પાછલા ભાગના એક ફારમમાં મજકુર બાઇના તેમાં લખ્યાપ્રમાણે પુનરદ્રાહિત પતિએ તેનું વૃત્તાંત દાખલ કરેલું છે. પોતાના માણસનું પોતેજ વખાણ કરવું એ વાત કંઇ કઠણ નથી. માત્ર સારાસાર વિચારનારનેજ કઠણ છે. વિદ્વાનની વાત નહિ પણ સાધારણ રીતે તો ગુણદોષની પરિક્ષા પોતાના કરતાં બીજાને વધારે પડે છે. કિંમત ૪ આના.

"કાન્તા"—આ નામની નાટકની પદ્ધતિ ઉપર રચાયેલી બાર આના કિંમતની બારપેજી ૧૧૮ પૃષ્ઠની ચોપડી રચનાર રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી અહીંના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરફથી આર્યધર્મપ્રકાશને ભેટ દાખલ મળી છે તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે.

આ પુસ્તકમાં એમ કલ્પ્યુ છે કે ભુવડ ચડી આવશે એવી ખબર

મળવાથી જયચંદ્રે સાળા સુરસેનને તેડાવી પોતાની સ્ત્રી યૌવનશ્રીને વનમાં મેલી આવવા કહ્યું અને પોતાનું ન ચાલવાથી તે વાત કબુલ કરીને પોતાની સ્ત્રી કાંતા ને દાસી તરલાસહિત તે (પોતાની બેન જયચંદ્રની સ્ત્રી) ને વનમાં ભીલલોકો પાસે મેલી આવ્યો. જય મેળવવાની આશાએ પાછો ફરી તે પાટણ તરફ આવે છે.* ત્યાં તેના ઉચું મન થયેલા મિત્ર હરદાસે તેને જયચંદ્ર પડ્યાની વાત કહી અને વર્તમાનકાળનાં કર્તવ્યમાં બંધીખાને પડવા સૂચવ્યું. આમ કરીને હરદાસને કરણ રાજાના વિશ્વાસુ થઈ સુરસેનને પાટણ અપાવવું અને તેની સ્ત્રી કાંતાની કસોટી કાઢી તે સતી નથી એવું તેને દેખડાવી પોતાની આગળની દોસ્તી તાજી કરવી હતી. કરણ રાજાનો દોસ્ત રત્નદાસ, હરદાસનો દોસ્ત થઇ ગયો. સુરસેન બંધીખાને પડ્યા પછી તેની સ્ત્રી કાંતા, તેની દાસી તરલા અને યૌવનશ્રીને હરદાસે સામેલ રહી પોતાને ખબર હતી તેથી કરણપાસે પકડાવ્યાં. તેમાં યૌવનશ્રી પાણીમાં બેશુદ્ધ થઇ પડી ગઈ તેનું શું થયું તે કાંઇ આગળ આવતું નથી. તરલા અને કાંતા પકડાઇ ગયાં. (મુખ્ય પાત્ર કાંતાઉપર બધું મંડાણ છે.) સુરસેન તો હરદાસના છોડવ્યા પહેલાંજ પોતાની બાહાદુરીથી છુટી ગયો તેથી રત્નદાસે કરણ પાસે તેની ઉપર વેહેમ અવરાવી ઝેર દેવા કોશિષ કરી, પણ ઝેરનો પ્યાલો બદલાઇ જવાથી રત્નદાસનોજ ગોટો વળી ગયો. કરણે તરલાને ભય દેખાડ્યો તેથી આધીન થઇ ગઇ. અને તેના કેહેવાથી કાંતાને મનાવવા ઘણુંએ કર્યું પણ તેણે પોતાનું પણ મેલ્યું નહિ, તેથી છેવટ તેની કોટમાં મોતીનો હાર, જે તેના પતિએ પોતાની હયાતી સૂચવવા આપ્યો હતો તે, તે બેશુદ્ધ હતી ત્યાં તોડી નાંખ્યો.

---

* જય શીખરીના કેહેવાથી તેનો સાળો સુરપાળ પોતાની બેન ગર્ભવતી રૂપસુંદરીને વનમાં મેલી આવ્યો છે, એ ઇતિહાસની વાતનો મુદો નામ ફેરવિના અહિં સુધી તો કારણસહિત મળે છે. પણ પાછળથી નથી મળતો કેમકે જયશીખરી પડ્યાની ખબર સાંભળીને પરબારો ગિરનારના પહાડ તરફ ચાલી નીકળ્યો છે. ને વનરાજ યોગ્ય થયો ત્યાં સુધી તે છુપ્યો છે.

આમ કરવાથી દુષ્ટ ધારણા પાર ન પડી ને હાર તુટેલો દેખતાંજ કાંતાને સત્ય ચટક્યું. હવે તરલાને પોતાના પાપનો તાપ લાગ્યો અને તેવામાંજ કાળા કર્મમાં ભાગ લેનાર હરદાસ તેને મળ્યો. હરદાસને જીવતો જોઇને તેનો તાપ ઉલગાયો અને બધી વાત કપટ મેલીને કહી દીધી. (કસોટી જોતાં કાળો કેર થયો તેથી દયા આવી હોય તેથી કે કોણ જાણે કાંઇ બીજાં કારણથી પણ) હવે કાંતા સવાર પડે ને સતી થાય તે પેહેલાં કરણનું કાટલું કાઢવાનું તરલાને મુજાડી પોતે સુરસેનને જેમ તેમ મનાવી તેડી લાવે છે ત્યાં તરલા કરણને ઝેર દછે ને પોતે પણ પી લેછે. અને કાંતા તો ચિતા સળગાવી તેમાં સુવેછે ને પ્રાણનાથ શબ્દથી પોકાર કરેછે કે સુરસેન તેની સાથે ચિતામાં પડે છે અને હરદાસને મૂર્છા આવી જાયછે પણ જીવતો રહે છે. નાટક નાજુક ને બોધ લેવા લાયક છે. તેમાં કાવતરા ને નીતિની સુચેષ્ટા ભલે હોય ને તે ભલે સંભવે, પણ સારા જન સ્વભાવના માણસો હશે કે નહિ અને હશે તે સુખ પામતાં હશે કે નહિ, એ એક શંકા લોકોને રહી જાશે.

સુરસેન જેવો શૂરવીર જીવતી સ્ત્રી સાથે સતો થવામાં તેનાં શૌર્યને કલંક લાગે છે. ઝેરનો પ્યાલો બદલાઇ જવાથી હરદાસ જીવતો રહ્યો તે ઠીક પણ બધાં મરી ખુટા પછી તે જીવતો રહે તે ખોટું, કેમકે કાંતાની કસોટી જોવાનો આરંભ કરી સર્વનું મુડ કાઢનાર એજ પાપી હતો. કાંતા અને સુરસેન ચિતામાંથી ઉગર્યાં હોત તથા પાછળથી કાંઇ ઉદય દેખાયો હોત તો સંતોષકારક થઈ ઇતિહાસને મળતું આવત ને સંસ્કૃતની પણ રીતિ કંઇક સચવાત.

પ્રસ્તાવનામાં લખ્યું છેકે 'આ નાટક ઐતિહાસિક છે એમ નજ ધારવું. પણ એ એક કલ્પિત પ્રકરણ છે એમ સમજવું, નહિ તો પૌવનશ્રી પોતાના ગર્ભસમેત મરણ પામે એ વાતથી ઐતિહાસિક કથામાં, કલ્પિત કરી નાંખ્યા છતાં પણ મહાબાધ આવી જાય.'

ભાષાની અને ગદ્યપદ્યની સરલતા કઠિનતા વિષે વિચારવાનું સ્થળ સંકોચે અનુભવી વિદ્વાનોને ભળાવિયે છિયે.

## प्राकृत एकादशीमहात्म्य.

સર્વ વૈષ્ણવ ગૃહસ્થોને સૂચના આપવામાં આવે છે કે ઉપરનું પુસ્તક સંસ્કૃત ઉપરથી શુદ્ધ ગુજરાતી ભાષામાં જુદી જુદી દેશીરૂપ તથા છંદથી રસ અલંકારમય રચી ઉંચા કાગળપર મોટા સુંદર બાળબોધ અક્ષરથી સચિત્ર છપાવી બહાર પાડવામાં આવ્યું છે. પૃષ્ટ ૨૦૦ કરતાં અધિક છે. એકાદશી વ્રત કરવાનું પ્રયોજન, વ્રતની વિધિ, વ્રતના અધિદેવ, વ્રત કરવાથી ફલ, એ વ્રત કોણે કર્યું વગેરે સવિસ્તર વર્ણન અધિકમાસ સુધા છવીસે એકાદશીઓનું કરવામાં આવેલું છે. વ્રતના આખ્યાનોમાં નીતિ ભક્તિ ભરપૂર છે એટલુંજ નહિ પરંતુ સંસાર ઉપયોગી સારી શીખામણના પણ બીજા ઘણા પ્રસંગ છે. તેમજ તે ધર્મનું પુસ્તક હોવાથી શ્રદ્ધાળુને શ્રેયસ્કર છે. પુંઠાવાળાની કિંમત રૂ. ૧॥ અને છુટીની કિંમત રૂ. ૧ ૫ડે છે. જેઓને જોઈતું હોય તે સજ્જનોએ નીચેના ઠેકાણેથી મગાવી લેવી. ખરીદનારને છંદના રાગ તથા કઠિણ શબ્દના અર્થ સમજાવવામાં આવશે.

મહારાજના ભોઇવાડામાં નરભેરામ છબીલદાસના માળામાં પહેલે દાદરે ગ્રંથકર્ત્તા પાસેથી.

મામાદેવીને નાકે પંડિત જેષ્ટારામ મુકુંદજીની દુકાનેથી.

સ્વદેશવત્સલ આફીસમાંથી.

ઉપર લખેલા ઠેકાણેથી એકાદશી શિવાય કાવ્યસુધા (કિં. રૂ ૧।) અદ્વૈતબોધશતક (કિં.–૦–૩–૦) વગેરે બીજાં પણ પુસ્તકો મળી શકશે.

લા. સેવક,

**રણછોડલાલ મંછુરામ.**

---

## तैयार थाय छे.

ચાલતો ક્રિમિનલ પ્રોસીજર કોડ સને ૧૮૭૨ નો આક્ટ ૧૦ મો રદ થઈ સને ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો બહાર પડ્યો છે. તે આક્ટ આખો અને તેની કલમો ઉપર હાઈકોર્ટોના ૧૦૦૦ થી વધારે ફેસલા વીગેરે સાથે ટીકા તૈયાર થાય છે. કિંમત ચાર આના. ટપાલખર્ચ જુદું. નકલ રાખવી હોય તો નીચેને શીરનામે લખવું.

તા૦ ૨૫ મી માર્ચ સને ૧૮૮૨. વલાહ કાઠિયાવાડ.

ત્રિકમરાય હિરશંકર,

ડે. ન્યા. સ્વ. વલા.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું. જ્યેષ્ઠ, સંવત્ ૧૯૩૮. અંક ૮ મો.


॥ यतोधर्मस्ततोजयः॥

## संसार दुःखरूपज छे.

वैतालीय.

अजरामर कोइ छे नहीं, अहिया के परलोकमा कहीं;
नक्कि निश्चय एज वातथी, सुख संसारविषे कशु नथी.
जनम्या जन सर्व जाय छे, क्षणमा योगवियोग थाय छे;
खमवुं बहु दुःख देहथी, सुख संसारविषे कशुं नथी.
घरबार बधा चण्या रहे, तरूणी ने तन ते पड्या रहे;
अवलोकन थाय आखथी, सुख ससारविषे कशुं नथी.
नरनाथ अने अनाथ मे, नहि निश्चित गणाय साथने;
दुखिया दिनरात दुःखथी, सुख संसारविषे कशुं नथी.
धरती धन ने हवेलिने, मरवुं मित्र धरार मेलिने;
मनमाहि जुवो मथी मथी, सुख संसारविषे कशुं नथी.
अति आधि अने उपाधियो, वळगे तेम विशेष व्याधियो;
तन जाय तवाइ तापथी, सुख ससारविषे कशु नथी.
दुखिया बहु लोक दीन छे, धन ने पुत्रकलत्र हीन छे;
करि काय अनेक काशथी, सुख ससारविषे कशु नथी.
करवुं कइ ते बधु वृथा, अभिलाषा अति अंतरे तथा;
ाण ते न पमाय पापथी, सुख ससारविषे कशु नथी.
ाल पाछि गई मळे नहीं, वय वीत्यु पण ते वळे नहि;
दरव् मरवं निमित्तथी, सुख संसारविषे कशुं नथी.

बहु बाळक ने जुवानिया, वळि वृद्धो सघळा वह्या रह्या;
यमना पकडाइ पाशथी, सुख संसारविषे कशुं नथी.
सुख सर्वविषे जणाय छे, सुख संभोगविषे गणाय छे;
मन मांहि सदैव मूर्खथी, सुख संसारविषे कशुं नथी.
नहि गाम गरास आपणां, सहुए संकटरूप तापणां;
व्यवहार तणी कुरीतिथी, सुख संसारविषे कशुं नथी.
सहु सद्गुण नित्य संघरो, अति अंतःकरणे दया धरो;
न वळे कइए विलासथी, सुख संसारविषे कशुं नथी.
सुखसाधन श्रेष्ठ पामवा, विषयो वृश्चिकरूप मानवा;
शुभ सद्गुण ने विवेकथी, सुख संसारविषे कशुं नथी.

---

## आपणुं ज्ञान आपणा हाथमां छे.

(સાંધણુ પાને ૧૫૧ થી.)

બીજાને બંધન થતાં, બીજાને દુઃખ થતાં અને બીજાની રીતભાત જોઇ જ્ઞાનવાન્ વિદ્વાન્ તો પોતાવિષે વિચાર કરી લે છે; પરંતુ જેઓ બીજાને દુઃખ દેતાં, બંધન આપતાં અને બીજાની રીતભાત જોઇ પોતાવિષે વિચાર નથી કરતા તેમને માટે વારંવાર વિશેષ બોલવું લખવું પડે છે. સૌએ જાણવું જોઇએ કે પ્રાણી અને પદાર્થોની જે ગતિ છે તેજ ગતિ આપણી છે. દ્રવ્ય, ભાષાજ્ઞાન, અધિકાર, માન, બળ, કે શરીરસંપત્તિ, એ કશાં કામ આવવાનાં નથી. એ સઘળાં દૂર રેહેવાનાં અને પવિત્ર વિચાર અને આચાર તથા પોતાની મેળે મેળવેલું ઉત્તમ જ્ઞાન એજ ઉપયોગનાં છે અને એથી-જ ઇશ્વર પ્રસન્ન છે એમ માનવું.

પગ ભલે પોતાની મેળે ચાલે, હાથ ભલે પોતાની મેળે લેવદેવ કરે, આંખ ભલે પોતાની મેળે જુએ, કાન ભલે પોતાની મેળે સાંભળે, વાણી ભલે પોતાની મેળે બોલે, જીહ્વા ભલે પોતાની મેળે રસ ચાખે,

અને નાક ભલે પોતાની મેળે સુવાસ લે, એવો આગ્રહ લઇ બેસીને યોગીની પેઠે શબવત્ શરીર જ્યાં ત્યાં પડ્યું રહેવા દઇએ તો કેમ ચાલે? આપણી સત્તા અને પ્રેરણાથી આપણી ઇચ્છા મુજબ તે સઘળાં સઘળી ક્રિયા કરે છે, એજ પ્રમાણે મનબુદ્ધિ પણ આપણી સત્તાને આધીન છે. માટે તેને સારે રસ્તે ચલાવવાં એ આપણુંજ કામ છે. એની મેળે એમને સન્માર્ગ સૂજે તેમ નથી માટે આપણે સૂજાડી આપવો, એટલે તે સંસારમાંથી બોધ લેતાં રહે.

ભિક્ષુકો ભીખ માગે છે એ આજના સમયમાં નિંદ્ય કર્મ કહે-વાય છે અને તે કેટલાંક કારણથી નિંદ્ય થઇ પણ ગયુ છે. કોઇને ભિક્ષુકવૃત્તિથી કંટાળો આવ્યો તેથી તેણે તેને અવખોડવા માંડી, તે ઉપરથી તાત્કાલિક વિચાર કરનારા કવિયે તે માણસને કહ્યું કે—

'भिक्षुकानैवभिक्षंति शिक्षयंतिगृहंगृहं ।
दीयतादीयतानोचेत् भवतामीदृशीगतिः' ॥

('આપો આપો' એમ ઉચ્ચાર કરીને ભિક્ષુકો ભીખ માગે છે તે ભીખ ન સમજવી પણ તેઓ પ્રત્યેક ઘેર 'નહિ આપો તો જેવી અમારી ગતિ છે તેવી તમારીજ છે. અર્થાત્ જે મળ્યું છે તો વાવરો.' એમ શીખામણ આપે છે.)

આપ્રમાણે કવિનો નિશ્ચય સાંભળીને જેને ભિક્ષુકની વૃત્તિથી કંટાળો આવતો હતો તેને આ બોધ હાડોહાડ ઉતરી ગયો અને પછી તેણે પોતાની શક્તિપ્રમાણે પ્રતિદિવસ આપવા માંડ્યું. અને જે પોતાના મિત્રો હતા તેને પણ તે પ્રમાણે સમજણ આપી.

ભીખમાંથી પણ કેવો બોધ નીકળે છે? એમ જેમાંથી બોધ લઇએ તેમાંથી લેવાય. અને એટલા માટેજ સિદ્ધ થાયછે કે આપણું જ્ઞાન આપણા હાથમાં છે.

કુવા ઉપર ફરતી ઘડમાળના ઘડા ભરાય છે ને ઠલવાય છે, તે ઉપ-રથી વારંવાર જન્મ અને મરણ થાય છે એવો બોધ આપણે લઇ-એ છિયે. પાણીમાં થતા પરપોટા જોતાં જોતામાં નાશ થઇ જાયછે,

તે ઉપરથી દેહ ક્ષણભંગુર છે એવો બોધ લઇએ છિયે. ચોમાસામાં નદિયોમાં પૂર આવે છે ત્યારે તેમાં ઘાસ અને લાકડાં તણાય છે, તે વખતે કોઇ જુદાં પડી જાય છે અને કોઇ ભેળાં થઈ જાય છે તેને ઓવાળ કહે છે; એ ઓવાળની સ્થિતિ ઉપરથી, આ સંસાર સમુદ્રમાં પ્રાણિયો અનાયાસે કોઇ ભેળાં થાય છે ને કોઇ જુદાં પડી જાય છે, હમેશાં એકનો એક સંબંધ કે સંયોગ રેહેતો નથી, એવો બોધ લઇએ છિયે. દેહનાં પ્રત્યક્ષ ક્ષણભંગુરપણાં ઉપરથી પલની પણ ખબર પડતી નથી એવો બોધ લઇએ છિયે. નઠારી સંગતથી કોઇને નઠારૂં ફળ થાય તે ઉપરથી સારાની સંગત કરવી એવો બોધ લઇએ છિયે. આમ નાનાપ્રકારના અનુભવથી નાનાપ્રકારના બોધ લઇએ છિયે તે આપણે આપણા જ્ઞાનથીજ. સંગતિ અને સંચિત પ્રમાણે બોધ થાય એ વાત વિસ્મરણ કરવા જેવી નથી, પરંતુ અજ્ઞાન અવસ્થા હોય ત્યાંસુધી સંગતિ અને સંચિતનું જોર વધારે લાગે છે. સુબોધનો ઉદય થયા પછી તે નરમ પડી ગયાં હોય કે તીક્ષ્ણ હોય તેને માટે ઘણી ચિંતા કરવાની નથી.

આર્યાવર્તના અલંકારરૂપ પ્રાચીન અને અર્વાચીન દાનવીર, દયાવીર, યુદ્ધવીર, સત્યવીર આદિ પુરૂષો તથા પ્રાચીન ને અર્વાચીન પવિત્ર સતીસ્ત્રીયોનાં અમર નામ તેઓની કીર્તિસહિત સાંભળિયે છિયે એ ઉપરથી આપણને પ્રત્યક્ષ જણાઈ આવે છે કે એ રત્નો પોતાની મેળે ઉત્તમ જ્ઞાન મેળવી પોતપોતાના પવિત્ર ગુણોમાં પ્રસિદ્ધ થઈ પવિત્રપદ પામ્યાં છે. પ્રારબ્ધ અનુકૂળ ન હોય અને સંગ સારો ન હોય તો પણ પોતાના જ્ઞાનથી પવિત્ર રહી પરમ સુખ અને પરમ પદને પામી ગયેલાં મનુષ્યો આપણે સાંભળ્યાં છે, સાંભળીએ છિયે અને ક્યાંક જોઇએ પણ છિયે. મોટા મોટા ઋષિયો કે જેના બાંધેલા રસ્તાઓ આપણને સુખ આપનાર છે, તેઓ પણ અનેક કીર્તિના નિકુંજ ને નમનીય થઇ ગયા આપણે સાંભળીએ છિયે. જો પોતાનું જ્ઞાન પોતાના હાથમાં ન હોય તો કોઇ કાળે પણ આમ થવું સંભવે નહિ.

---

# चंद्रप्रभाचरित्र.

(સાંધણ પાને ૧૫૪થી.)

દેવિ ! જે સમયે અમે કૈશાંબી નગરીની સીમમાં આવી પહોચ્યા, તે સમયે કૈશાંબી નગરીની જે શોભા હતી તે વર્ણવવાને મારામાં શક્તિ નથી. તે સમયે લોકોના મનમાં જે ઉત્સાહ, જે આનંદ અને જે અમારીઉપર પ્રીતિ દેખાતી હતી તે અપ્રતિમ હતાં. ઘણા આનંદથી કૈશાંબી નગરીમાં શુભ મુહૂર્તે પ્રવેશ કરી માતાજીનાં દર્શન કરી પોતપોતાનાં પવિત્ર માતાપિતાની સેવામાં સુખથી દિવસો નિર્ગમન કરતા હતા. પરમ દયાળુ મહારાજા ચંદ્રકીર્તિએ તરતજ મદ્ર દેશના મહારાજા વીરસેનની પુત્રી ચંદ્રપ્રભાસાથે આ રાજકુમાર શત્રુશલ્યનો, અને મહારાજા વીરસેનનાજ પરમ મિત્ર શિવશર્મા પંડિતની પુત્રી પ્રિયવદાસાથે મારો, એમ વિવાહમહોત્સવ કર્યા. એ વિવાહમહોત્સવનું પણ વર્ણન કરવું એ આ સમયે નિષ્પ્રયોજન છે, માટે બંધ કરી આગળ શું થયું તે હું આપને જણાવું છું. વિવાહ મહોત્સવ થયે એક વર્ષ પુરૂં થયું એટલામાં ક્ષણમાત્ર પણ જેનો વિયોગ સહન ન થાય તેવા પોતાના પરમ મિત્ર આ માણસને પણ નગરમાંજ રાખી વન જોવા જવાની આ પવિત્ર રાજકુમારને ઇચ્છા થઇ. પ્રારબ્ધની પ્રબળતાથી, દૈવની ઇચ્છાથી કે ભાવિ પદાર્થના યોગથી, અમે સર્વ તેવી રીતે વનમાં જવાના તેના વિચારને રોકી ન શકયા. કેટલાંક માણસો સાથે લઇ, તે રાજકુમાર વનમાં ગયા. તે દિવસે સાયંકાળ સુધી તેનાં મુખદર્શનનાં સુખની પ્રાપ્તિ મને ન થઇ. રાત્રિ તો તેના વિયોગથી એક કલ્પ જેવડી થઈ પડી. બીજે દિવસે પ્રાતઃકાળમાં જે માણસો રાજકુમારની સાથે ગયાં હતાં, તેઓ આવ્યાં. તેઓની આંખોમાંથી પડતાં અશ્રુની ધારાએ, ઉદાસ થઇ ગયેલા અને ઝાંખા પડી ગયેલા ચેહેરાએ અને રાજકુમારના શૂન્ય નિસ્તેજ ઘોડાએ, દૂરથીજ જાણે કેમ દુઃખદ વાત સંભળાવી દીધી હોય, તેમ અમારાં હૃદયમાં ત્રાસ, કંપ અને દુઃખ થવા લાગાં. અમારામાંના કોઇમાં એવી શકિત ન રહી કે, 'તમે શું ખબર લાવ્યા છો,

મહાભાગ રાજકુમાર ક્યાં છે, તમે તેને વનમાં મેલી આહીં કેમ આવ્યા,' ઇત્યાદિ પુછી શકીએ. માત્ર મૂઢ હોઇએ નહિ જાણે, સ્તબ્ધ હોઇએ નહિ જાણે, જડ હોઇએ નહિ જાણે, તેમ માત્ર અશ્રુએ ભરેલી નજર તેઓ સામી બાંધી રહ્યા. એટલામાં તેઓએ કહ્યું કે, 'પવિત્ર રાજકુમાર શત્રુશલ્યસાથે આપનાજ હુકમથી અમે વનમાં ગયા હતા. વિચિત્ર વન જોતાં જોતાં એક મોટો પર્વત અમારા જોવામાં આવ્યો. 'તમે સર્વ ઘડીભર અંહી બેસો એટલામાં આ પર્વતની ગુફામાં કોઈ મહાત્મા હોય તો હું તેનાં દર્શન કરી આવું' એમ કહી તે પર્વતની ગુફામાં રાજકુમાર ગયા. અમે આખો દિવસ અને આખી રાત્રિ, તે હમણાં આવશે એમ ધારી બેશી રહ્યા પણ આ વખત સુધી પણ તે મહાભાગનું પાછું પધારવું ન થયું, માટે આપને ખબર આપવા આવ્યા છિએ. હવે જેવી મહારાજની આજ્ઞા.' એમ કહી તેઓ બોલતા બંધ થયા કે તરતજ અમે સર્વે મૂર્છાથી પરતંત્ર થઈ પૃથ્વીઉપર પડી ગયાં. બે ઘડિયે મૂર્છા દૂર થઇ ત્યાં એક તરફ 'અરે હાય સંસાર શૂન્ય થયો, જીવિત નિષ્ફળ થયું, વિદ્યા વાંઝણી થઈ, જન્મ અફળ થયો અને રાજ્ય દુઃખદ થયું. અરે પાણિગૃહણ થયા છતાં મેં મારાં મંદ ભાગ્યથી, મારાં મૂઢપણાથી, અને મારા ભણવાના લોભથી, કન્યાશાળાના નિવાસનું વ્યસન છોડી, મારી ભણેલી વિદ્યાના વિનોદનું સુખ આપને આપ્યું નહિ. હવે વિદ્યાનો શું ઉપયોગ છે? અથવા આ હું શું પ્રલાપ કરૂં છું? વિદ્યાનો ઉપયોગ છેજ. પ્રિય પ્રાણવલ્લભ! મારાં દયાળુ ગુરૂપત્નીની દયાદષ્ટિથી મારામાં એટલી શકિત છે કે આપ હજી દેવાંગનાના વિદ્યાવિનોદમાં લોભાયા નહિ હો, એટલામાં હું ત્યાં આવી, દેવાંગનાના વિદ્યાવિનોદના ચમત્કારને આપના ચિત્તમાંથી વિસ્મરણ કરાવીશ. પ્રિય સખિ ચંપકકલિકા! તું મારાં હૃદયથી પણ પ્રિય છો, મને મરણ પામવાની રજા આપ; સખિ રસાતમંજરિ હું આ છેલા પ્રણામ કરૂં છું, તું આપણાં માતાપિતાને પ્રણામ કેજે; સખિ બકુલિકા! આ મૃગનાં બાલકને

કોઇ તપોવનમાં મેલી આવજે; બેન કુદકલિકા! પરમ પ્રેમથી ગુરૂપત્નીની સેવા કરજે; અરે રત્નાવળિ! મારાં રત્નનાં ઘરેણા વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરનારાં બાળકોને આપી દેજે; અહો મુક્તાલતા! મારા મોતીના હાર પરીક્ષાવખતે કન્યાશાળાની સર્વ કન્યાઓને વેંચી આપજે; ઓ મારી પ્રિય સખિયો! મારૂ સર્વસ્વ પાઠશાળા અને કન્યાશાળાનું જેમ ઉપયોગી થાય તેમ કરજો; મારાં વધારેલાં મારા પુત્રતુલ્ય આ નજરબાગનાં વૃક્ષોને તમે પ્રયત્નથી સિંચજો; મારાં મેના, પોપટ, કોવા અને કબુતરો તરફ તમે પુત્ર જેવી પ્રીતિ રાખજો; મારાં સાસુની અને સસરાની સેવા પાર્વતી અને પરમેશ્વર રૂપ ગણી કરજો; મારા વિયોગનું દુઃખ તમે મનમાં લાવશો માં; પવિત્ર પતિવ્રતાનાં ચરિત્રો સાંભળતાં મને સંભારજો; તમારા ધર્મ પ્રમાણે પોતાના પ્રાણનાથની સેવાના પુણ્યપ્રતાપે જ્યારે તમે સ્વર્ગમાં આવશો, ત્યારે આપણું ત્યાં મળવું થાશે;' ઇત્યાદિ મરણને માટે તૈયાર થયેલી ચંદ્રપ્રભાના વિલાપો;—બીજી તરફ, 'અરે હાય સુંદર શબ્દોનો સાગર સુકાઈ ગયો, કવિતારૂપ લતાનું કલ્પવૃક્ષ ઉખડી પડ્યું, વિદ્વાનોનું વિશ્રામવૃક્ષ ભાંગી પડ્યું, સદ્ગુણરૂપી રત્નોનો ઢગલો વેરાઇ ગયો, અને સુશીલતાનુ સર્વસ્વ લુટાઇ ગયું,' ઇત્યાદિ દુઃખથી એકઠા થયેલા વિદ્વનોના અને કવિઓના વિલાપો;—ત્રીજી તરફ 'હા પુત્ર શત્રુશલ્ય! ક્યાં ગયો છો? કેમ હજી પાછો ન આવ્યો? તારી માતા તરફની વહાલપ ક્યાં જતી રહી? આવી રીતે તારા વિયોગથી વિહ્વલ થયેલી તારી માતાઓને જોઇને પણ તને કેમ દયા નથી આવતી? અથવા જરા તું અમારી વાટ જો, હમણા અમે પણ તારી સાથેજ આવશુ;' એ રીતે રાજપત્નીઓના વિલાપો;—ચોથી તરફ 'હા વિદ્યોદયના એક બન્ધુ! હા સદ્ગુણના સિંધુ રાજકુમાર! કન્યા શાળા આજે નિરાશ્રય થઇ, પાઠશાળા આજે નિરાધાર થઇ, વિદ્વત્પરીક્ષા આજે અસ્ત થઇ, અને ગુણજ્ઞતા આજે આપનાં અદર્શનથી ગુમ થઇ છે. અરે હાય! આપવિના હવે અમારી પરીક્ષા કોણ લેશે, આપવિના હવે અમારૂં ડહાપણ કોણ જોશે, અને આપવિના હવે વિદ્યાર્થિ-

ઓની પરીક્ષા લઇ વિદ્યાપ્રમાણે કોણ ઇનામો આપશે? અને આપના પધારવાથી કયો દેશ ધન્યતાને પાત્ર કરાણો છે, કઇ પાઠશાળાને આપ પોતાની પવિત્ર પધરામણીથી શોભાવો છો અને ક્યા વિદ્યાર્થિઓની હમણાં આપ પરીક્ષા લ્યો છો, તે લખો તો ત્યાં આવી અમે આપનાં મુખદર્શનનાં સુખનો અનુભવ કરિયે.' ઇત્યાદિ સમવયી વિદ્યાર્થિઓના વિલાપો અમારે કાને પડ્યા. ઉપરના વિલાપો સાંભળતાંજ મહારાજા ચંદ્રકીર્તિ અને દેવી સુશીલા મૂર્છિત થઇ પૃથ્વીપર પડી ગયાં, તે જોઇને ઉભા થઇ મેં સર્વને કહ્યું કે ભાઇઓ! તમે સર્વ પોત પોતાનું બોલવું બંધ કરી મારૂં બોલવું સાંભળો. 'હે માન્ય માતાઓ! હે પવિત્ર પિતાજી! હે માતા ચંદ્રપ્રભા! હે આર્ય વિદ્વાનો! હે કલ્યાણરૂપ કવિઓ! હે પ્રિય મિત્ર વિદ્યાર્થિઓ! આપે એકદમ આ શું અમંગળ આરંભ્યું છે, કે જે ચિત્તમાં પણ કોઇ વખત ચિંતવવું ન જોઇએ. પણ તમારો અપરાધ નથી. સ્નેહિનાં મનમાં પોતાના સ્નેહિના અકુશલની શંકાઓ રહે છે, એ શાસ્ત્ર સિદ્ધ વાત છે. પણ આ વખત ધીરજ રાખી પ્રથમ તે મહાભાગ રાજકુમારવિષે ખરી ખબર મેળવવી એ આપણું કર્તવ્ય છે. અને તેનો પ્રથમ ઉત્તમ પ્રકાર એજ છે કે, હુંજ તેને ગોતવા માટે તેજ પર્વતની ગુફામાં જાઉં.' મારા આ બોલથી દેવી સુશીલા અને દેવ ચંદ્રકીર્તિએ કહ્યું કે 'પુત્ર! પ્રિય પુત્ર શત્રુશલ્યના વિયોગથી અમારૂં જીવિત જવાને તૈયારજ થઇ રહ્યું છે, તેને માત્ર તારાંજ મુખદર્શનનો આધાર છે, તે તું પણ જ્યારે અમારાથી દૂર થાઇશ ત્યારે અમારી શી દશા થશે, તે તારેજ વિચારવાનું છે. માટે તારે એકલાએ ન જવું પણ આપણે સર્વે સાથે જઇએ.' આ વિચાર સર્વાનુમતે પસાર થવાથી તરત શ્રુતપ્રજ્ઞ એવે નામે મારા કાકા છે તેને શહેરની રક્ષા ...વા રાખી, સર્વ શહેરનાં તથા દેશનાં માણસોની આસનાવાસના કરી, પ્રથમ રાજકુમારની સાથે જે માણસો ગયાં હતાં, તેણે માર્ગ બતાવ્યો અને અમે ઘણા વેગવાળાં વાહનોથી તે પર્વતની પાસે માત્ર બે પ્રહરમાં આવી પહોચ્યાં.

(અપૂર્ણ.)

# રાજકુમાર ચંદ્રાપીડપ્રત્યે શુકનાશનો ઉપદેશ.

મહાકવિ બાણે કાદંબરી નામની કથા દેવભાષામાં લખી છે. એ કથા ઘણી રસે ભરેલી અને બોધ લેવા યોગ્ય છે. શૃંગારરસપ્રાધાન્ય એ કથા છે, તો પણ તેમાં સમાયેલા કેટલાક બોધથી અને શબ્દરચનાથી તે ગ્રહણ કરવા યોગ્ય છે. આમાં, તારાપીડ રાજાને ઉત્તરાવસ્થામાં એક ચંદ્રાપીડ નામનો પુત્ર થયો. તે ભણી ગણી રાજ્ય સોંપવાલાયક થયો તેથી તેના પિતાએ તેને રાજ્ય સોંપવા વિચાર કર્યો. જો કે રાજકુમાર સર્વે સદ્ગુણથી સંપન્ન હતો તેથી તેને ઉપદેશ દેવો પડે એમ ન હોતું તો પણ જગત્‌ના દુર્ગુણો બાધ ન કરે તેવા હેતુથી સ્વાભાવોક્તિથી દુર્ગુણથી દૂર રેહેવાય તેવી જાતિનો તેના પિતાના કારભારી શુકનાશે ઉપદેશ કર્યો છે. આ ઉપદેશ કેવળ રાજકુમારોનેજ નહિ પણ પ્રત્યેક મનુષ્યને અને તેની કોમળ અંતઃકરણની પ્રજાને અતિઉપયોગી છે, એમ જાણી તેનો અહી અર્થથી ઉતારો કર્યો છે. આશા છે કે સદ્‌બોધ આપનાર આ બોધ થશે. પ્રજા કેવી જોઇએ અને તેવી સારી પ્રજાને કેમ બોધ આપવો જોઇએ અને તે તવગરને અને ગરીબને સરખો છે કે નહિ, તે પણ એ ઉપરથી જણાઇ રેહેશે. આજે ચંદ્રાપીડ જેવા રાજકુમારો અને શુકનાશ જેવા કારભારિયો આપણે નજરે જોતા હોઇએ તો દેશનો અને આપણો તથા રાજાઓનો કેટલો ઉદય હોય! પણ અહીં એ વિષયઉપર નહિ ઉતરતા ઉપર કહેલા ઉપદેશનો ભાગ નીચે આપિયે છિયે.

"કુમાર ચંદ્રાપીડ! તમે જાણવાનું જાણ્યું છે અને સર્વ શાસ્ત્રોને ભણ્યા છો માટે તમોને લેશ પણ ઉપદેશ કરવાનું નથી; કેવળ યુવાવસ્થાથી થયેલું અતિ ઘાટું અંધારૂં, સ્વભાવથીજ ભાનુથી ન ભેદી શકાય, રત્નોની કાંતિથી ન છેદી શકાય અને દીવાના પ્રકાશથી ન મટાડી શકાય એવું છે; લક્ષ્મીનો મદ એવો તો દારુણ છે કે તે અંતસુધી શાંત થાતો નથી; બીજી ઐશ્વર્યતાના અંધારાનો અંધાપો

એવો છે કે તે આંજવાની અંજનની સળીથી દુઃખેય મટતો નથી; ગર્વથકી થયેલા દાહજ્વરનો તાપ એવો તો તીક્ષ્ણ છે કે શીતલ ઉપચારોથી શમાવી શકાતો નથી; વિષયરૂપ વિષના સ્વાદનો મોહ એવો વિષમ છે કે નિરંતર ઔષધિ અને મંત્રોથી તે શમી શકતો નથી; રાગરૂપ મેલનો લેપ એવો બલવાન્ છે કે નિરંતર સ્નાન અને શૌચાદિ તેને બાધ કરતાં નથી; અને રાજ્યસુખના સંન્નિપાતની નિદ્રા એવી ઘોર છે કે નિરંતર રાત્રીનો અંત આવે છે તો પણ તે ઉડતી નથી. એટલામાટે વિસ્તારથી તમને કેહેવું પડે છે કે ગર્ભેશ્વરપણું, નવયૌવનપણું, અનુપમરૂપપણું અને અલૌકિકશક્તિપણું એ ખરે મોટી અનર્થોની પરંપરા છે. એમાંહીતું એકેકું પણ સર્વે અવિનયોનું સ્થાન છે ત્યારે બધાં સાથે હોય તો તો શું કેહેવું !

યૌવનના આરંભમાં ઘણુંકરીને શાસ્ત્રરૂપ પાણીના પ્રક્ષાલનથી નિર્મળ છતાં પણ બુદ્ધિ કાળી થઇ જાય છે; યુવાનોની દૃષ્ટિમાંથી ધોળાશ જતી નથી તોપણ તે રાગવાળી થાય છે; ઉત્પન્ન થયેલ છે ધૂળ અને ઘુમરી જેમાં એવો વીટોળિયો જેમ વાયુવડે મુકેલાં પાનને ઉંચે લઇ જાય છે, તેમ ઉત્પન્ન થયેલ છે રજોગુણ અને ભ્રમ જેમાં એવી બુદ્ધિ અને પ્રકૃતિ પોતાની ઇચ્છાવડે યૌવનના સમયમાં પુરૂષને ઉંચો ચડાવે છે; ઉપભોગરૂપ મૃગતૃષ્ણિકા* નિરંતર ઇંદ્રિયોરૂપ હરિણોને હરણકરનારી અને અંત ન આવે એવી છે; નવાં યૌવનથી જેનું મન કષાયલું થયેલું હોય છે તેને પાણીની પેઠે ચખાયેલા વિષયનાં રૂપો મનને મીઠાં મીઠાં લાગે છે; નઠારે માર્ગે ચરાવનાર દશમોવાડ જેમ માણસને નાશ કરે છે, તેમ નઠારી રીતિમાં પ્રવર્ત્તાવનાર વિષયોમાં થયેલી અત્યંત આસક્તિ પુરૂષને નાશ કરે છે; તમારા સરખા પુરૂષોજ ઉપદેશના પાત્ર હોય છે; નિર્મળ સ્ફાટિકમણિમાં જેમ સૂર્યની કિરણો પ્રવેશ કરે છે તેમ નિર્મળ મનમાં ઉપદેશના ગુણો સુખેથી પેસે છે; કાનમાં રેહેલું નિર્મળ પાણી જેમ મોટું શૂલ ઉત્પન્ન કરે છે, તેમ મૂર્ખ પુરૂ-

* ઝાંઝવાનાં પાણી.

ધને નિર્મળ પણ કાનમાં રહેલો ગુરૂનો ઉપદેશ મોટું શૂલ ઉત્પન્ન કરે છે અને અન્યને તો હાથીને શંખાભરણ (ગંડસ્થળનું ઘરેણું) જેમ તેના મોઢાની શોભાનો વધારો કરે છે તેમ એ ગુરૂવચન મોઢાની શોભાના ઉદયને અત્યંત વધારે છે; જેમ શાંતિને આપનાર પ્રદોષ સમયનો ચંદ્રમા, અતિ મલિન સમગ્ર અંધકારને ટાળી નાંખે છે, તેમ શાંતિને આપનાર ગુરૂનો ઉપદેશ સર્વે મલિન એવા પણ દોષમાત્રને નાશ કરે છે; વૃદ્ધાવસ્થા જેમ વળીપળીના રૂપથી માથાના મોવાળા ધોળા કરીને પરિણામને પામે છે, તેમ તે ગુરૂપદેશ પળીતરૂપે માથાના મોવાળાને નિર્મળ કરતો ગુણનેરૂપે મોટાઇને પામે છે; તેં વિષયરસનો સ્વાદ નથી લીધો માટે તને આજ સમય ઉપદેશનો છે; કામદેવના બાણના પ્રહારથી ખળખળી ગયેલાં હૃદયમાં પછી જે ઉપદેશ કરિયે તે પાણીની પેઠે ચુઇ જાય છે; ખરાબ સ્વભાવનાં માણસને વંશ કાંઇ કામ આવતો નથી, કેમકે શીતલ સ્વભાવના ચંદનથકી થયેલો અગ્નિ શું બાળતો નથી? અવિનયવાળાં માણસને શાસ્ત્ર કાંઇ કામ નથી આવતું, કેમકે પાણી એ શાંતિ કરનારૂં છે તોપણ તે પાણીથી વડવાનલ શું અતિ તીક્ષ્ણ નથી થતો? પુરૂષોને ગુરૂપદેશ તો પ્રસિદ્ધ સર્વ મેલને દૂર કરવાની શક્તિવાળા પાણીનું સ્નાન છે, વળીપળીઆદિ કરૂપ થયાવગરનું અને જરાવગરનું વૃદ્ધપણું છે, નથી આરોપણ કરેલ મેદનો દોષ જેમાં એવું ભારે કરનારૂં સાધન છે, સુવર્ણથી નહિ રચાયેલું કાનનું દૈવી આભૂષણ છે, તેજવિનાનો પ્રકાશ છે અને ઉદ્વેગ નહિ કરનારૂં જાગવું છે; ઘણુંકરીને રાજાઓને તો એવા ગુરૂપદેશના કરનારા થોડા હોય છે; પડછંદાની પેઠે માણસો ભયથી રાજાના વચનને અનુસરીનેજ વર્તે છે; અતિ ગર્વના સોજા-થી કાનનાં છિદ્ર જેનાં ઢંકાઇ ગયાં છે એવા રાજાઓ ઉપદેશ કરાયેલું પણ સાંભળતા નથી; સાંભળતાં છતાં પણ હાથી જેમ આંખ વીચીને ઊંઘતો રહે છે તેમ તેઓ ધારણ કરતા (આદરથી નહિ સાંભળતા) હિતોપદેશ આપનારા ગુરૂઓને ખેદ ઉત્પન્ન કરે છે;

કલ્પ સુધી ઈચ્છા રાખનાર રાજકુમાર! તમે પ્રથમ લક્ષ્મીનેજ તપાસો. અનેક યોદ્ધાઓના ખડ્ગમંડળરૂપ નીલકમલના વનમાં ભમનારી ભમરીરૂપ આ લક્ષ્મી, જે વખતે ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થઈ તે વખતે પોતાની સાથે રહેલાં પારિજાત, ચંદ્ર, ઉચ્ચૈઃશ્રવા ઘોડો, કાલકૂટ ઝેર, મદિરા અને કૌસ્તુભમણિ ઇત્યાદિ જે પોતાનાં સહવાસી હતાં તેઓનાથી જુદાં પડતાં તેની વિરહદશામાં વિનોદ આપનારાં ચિન્હો, જેવાં કે પારિજાતકનાં પલ્લવો પાસેથી રાગ,[1] ચંદ્રમાના કટકા પાસેથી નિરંતર વાંકાપણું, ઉચ્ચૈઃશ્રવા ઘોડા પાસેથી ચંચળપણું, કાલકૂટ ઝેર પાસેથી મોહ પમાડવાની શક્તિ, મદિરા પાસેથી મદ, અને કૌસ્તુભમણિ પાસેથી અતિ કઠોરતા, ઈત્યાદિ સાથે લઈનેજ જાણે નીકળી હોય નહિ એવી છે; જગત્‌માં લક્ષ્મી જેવું બીજું કાંઇ પરિચયવિનાનું નથી, કેમકે તે આપણને મળેલી હોય તોપણ દુઃખથી પાળવી પડે છે; તેને મજબુત ગુણરૂપ પાશથી બાંધી હોય તોપણ નાશ પામે છે; હજારો યોદ્ધાઓની તરવારરૂપ લતાનાં પાંજરાંમાં પૂરેલી હોય તોપણ નાશી જાય છે; ઘણા મદોન્મત્ત હાથીઓની ચોકીમાં રાખી હોય તોપણ ભાગી જાય છે; તે નથી પરિચયને પાલતી, નથી સારાં કુળને જોતી, નથી રૂપને જોતી, નથી કુળક્રમને અનુસરતી, નથી શીલને દેખતી, નથી ચતુરાઈને ગણતી, નથી શાસ્ત્ર સાંભળતી, નથી ધર્મને આધીન થતી, નથી ત્યાગને આદર આપતી, નથી વિશેષ સમજુપણાને વિચારતી, નથી આચારને પાળતી, નથી સત્યને સમજતી, અને નથી લક્ષણને પ્રમાણ કરતી; ગંધર્વનગરનું[2] લેખાની પેઠે જોતાં જોતાંમાંજ

---

૧ પ્રીતિ અને રતાશ. ૨ ચોમાસામાં સાયંકાળે વાદળાઓમાં શેહેરનાં જેવા આકારો દેખાય છે તે.

નાશ થઇ જાય છે; ક્ષીરસાગરનુ મથન કરવા ટાણે તેમાં ફરેલા મંદરાચળપર્વતના ચોતરફ ફરવાના સંસ્કાર પોતાનામાં બેસી ગયા હોય નહિ જાણે? તેમ તે આજસુધી પણ ચોતરફ ફર્યાજ કરે છે, કમલનાં વનમાં ફરતાં કમલના કાંટા લાગવાથી આળા પગવાળી થઇ ગઇ હોય નહિ જાણે, તેમ ક્યાંઇ પણ પોતાનો પગ ઠેરાવી રહી શકતી નથી; પરમેશ્વરના ઘરમાં પણ અતિ પ્રયત્નથી ધારણ કરી હોય તોપણ અનેક ગંધગજના મદનું પાન કરવાથી જાણે ઘેલી થઇ ગઇ હોય નહિ, તેમ ઝોથાં ખાય છે; તરવારની ધારઉપર કઠણપણું શીખવાને માટે રહી હોય નહી જાણે; વિશ્વરૂપ ગ્રહણ કરવા માટે નારાયણની મૂર્તિને આશ્રય કરી રહી હોય નહિ જાણે! ઘણા અવિ-શ્વાસવાળી, સાયંકાળના કમળનેજ જેમ તેમ મૂળ[1] દંડ[2] અને કોષની[3] વૃદ્ધિ કરનાર એવા રાજાને પણ છોડી દે છે; લતાની પેઠે વિટપની[4] ઉપર ચડે છે; ગંગાની પેઠે વસુની[5] ઉત્પન્ન કરનારી છે તોપણ તરં-ગના પરપોટા જેવી ચંચલ છે; સૂર્યની ગતિની પેઠે અનેક પ્રકારની સંક્રાંતિનો ઉત્પન્ન કરેછે; હિડંબારાક્ષસીનું હૃદય જેમ ભીમસેનના સા-હસમાં હરાયું હતું, તેમ તેનું હૃદય ભયકર સાહસોમાં હરાય છે; વર્ષા-ઋતુમાં જેમ વીજળી ક્ષણમાત્રમાં દેખાઇને નાશ થઈ જાય છે, તેમ તે પણ ક્ષણમાત્ર દેખાઇને નાશ થઇ જાય છે; દુષ્ટ પીશાચી જેમ અનેક પુરૂષોના જેટલી ઉંચાઇ દેખાડી નિઃસત્વને[7] ઘેલો કરી નાખે છે, તેમ તે પણ અનેક પુરૂષોની ઉચ્ચાઇ દેખાડી નિઃસત્વ[8] માણસને ઘેલો કરી નાખે છે; જાણે ઇર્ષ્યા હોય નહિ તેમ વિદ્યા-વાન્ માણસને મળતી નથી, અપવિત્ર પદાર્થની પેઠે ગુણવાનનો સ્પર્શ કરતી નથી, અમંગળ પદાર્થની પેઠે મોટા મનવાળાને માન આપતી નથી, અપશુકનની પેઠે સુજનોને જુવે છે, સર્પથી જેમ માણસ દૂર જતું રહે તેમ તે કુલીન માણસથી દૂર જતી રહે છે,

---

૧ આગળનું ધન અને મૂળ. ૨ દંડ અને કમલની દાંડી. ૩ ખજાનો અને કમલનું મધ્ય. ૪ ઝાડની ડાળો અને ભડવા. ૫ ધન અને આઠવસુ કહેવાય છે તે. ૬ મેષ, વૃષાદિ અને ચાકડ. ૭ નિર્બળ. ૮ નિર્ધન.

કાંટાની પેઠે શુરવીરનો ત્યાગ કરે છે, દાતારને દુષ્ટ સ્વપ્નની પેઠે સંભારતી નથી, માણસ જેમ પાપી પાસે ન જાય તેમ તે વિનય વાળા પાસે જતી નથી, ઘેલા માણસને જેમ કોઇ હસે તેમ તે મન સ્વીને જોઇને હસે છે અને ઇંદ્રજાળની પેઠે પરસ્પર વિરૂદ્ધ પોતાનું ચરિત્ર જગત્માં દેખાડે છે, જેમકે—ઉષ્માને[1] વધારે છે તોપણ જાડ્યને[2] ઉત્પન્ન કરે છે, ઉન્નતિ ધારણ કરે છે તોપણ નીચ સ્વભા વને ઉત્પન્ન કરે છે, ઘણા પાણીમાંથી થયેલી છતાં તૃષ્ણાને વધા રે છે, ઇશ્વરતાને[3] ધારણ કરે છે તોપણ અશિવ[4] પ્રકૃતિને વધારે છે બલને વધારે છે તોપણ હલકાઇને ઉત્પન્ન કરે છે, અમૃતની સાથે રહેનારી છે તોપણ તે કડવાં પરિણામવાળી છે, વિગ્રહવાળી[5] છે તોપણ પ્રત્યક્ષ દેખાતી નથી, પુરૂષોત્તમમાં[6] પ્રીતિવાળી છે તોપણ તેને ખળ પુરૂષો પ્રિય છે, ધૂળમય હોય નહિ જાણે તેમ સ્વચ્છ પણ મેલું કરે છે, અને આ ચપળ લક્ષ્મી જેમ જેમ દીપે છે તેમ તેમ દિવાની શિખા જેમ કાજળને ઉત્પન્ન કરે છે તેમ તે કેવળ કાળાં કર્મોનેજ ઉત્પન્ન કરે છે.

તેમજ એ લક્ષ્મી તૃષ્ણારૂપ ઝેરના વેલાઓને વધારવામાં પાણીની ધારા સરખી છે, ઇન્દ્રિયોરૂપ હરણોને પારધીના ગાયન સરખી છે સારા ચરિત્રરૂપ ચિત્રોને મટાડવાને ધૂમાડાની રેખારૂપ છે, મોહની નિદ્રાવાળાને સુવાના પલંગરૂપ છે, ધનના મદરૂપ પિશાચિયોને રહે વાને જુની છાજલિયો છે, શાસ્ત્રરૂપ દૃષ્ટિયોને અંધકારરૂપ છે, સર્વ અવિનયોમાં આગળ ચાલનારી ધ્વજા છે, ક્રોધના વેગરૂપ ગ્રાહોને ઉત્પન્ન થવાની નદીરૂપ છે. વિષયરૂપ મદિરા પીવાની ભૂમિ છે ભ્રૂકુટીના વિકારોની નાટકશાળા છે, દોષરૂપ સર્પોને રહેવાની ગુફા છે સત્પુરૂષોના વ્યવહારને દૂર કરવાને છડીરૂપ છે, ગુણરૂપ કલહંસોને વર્ષાઋતુ સરખી છે, લોકાપવાદરૂપ વિસ્ફોટક રોગને વધવાને

૧ ઉષ્ણતા તથા અહંકાર. ૨ શીતળતા અને જડપણું. ૩ ઐશ્વર્ય અ [illegible] ૪ [illegible] સ્વભાવ અને શિવરૂપ નહિ તે. ૫ દેહ અને કજીયો [illegible] ૬ [illegible] પુરૂષ.

સ્થળ છે, કપટરૂપ નાટકની પ્રસ્તાવનારૂપ છે, કામરૂપ હાથીની કેળ છે, સારાપણાને મારવાની વધ્યશાળા છે અને ધર્મરૂપ ચંદ્રમંડળને રાહુ સરખી છે.

હું કોઇ પણ તેવો નથી દેખતો કે જેને અપરિચયવાળી તે લક્ષ્મી નથી મળી અને તેણે જેને નથી છેતર્યો; નિશ્ચય તે આળેખેલી હોય તો પણ ચળી જાય છે, પુસ્તકમય હોય છે તો પણ ઇંદ્રજાળ ઉત્પન્ન કરે છે, કોતરેલી હોય તો પણ છેતરે છે, સાંભળવાથી પણ વિકાર કરે છે, અને ચિંતવન કર્યાથી પણ છેતરે છે; એવા દુરાચારવાળી પણ આ લક્ષ્મી દૈવયોગથી જ્યારે મળે છે ત્યારે રાજાઓ ઘેલા થઇ જાય છે અને સર્વ અવિનયના આવાસરૂપ થાય છે.

## શિક્ષકોના કર્તવ્યવિષે સંસ્કૃતનું ભાષાંતર.

પ્રિય મિત્ર! બાળાધ્યયનશાળારૂપ[1] જે બાગ હાલમાં આપણને સ્વાધીન છે, તે બાગનું પાલન, પોષણ અને લાલન કરવું તેનો આધાર તમારી ઉપર રહ્યો છે. તે બાગના દરેક બાળકરૂપ વૃક્ષો જેમ કરમાય નહિ, જેમ સુકાય નહિ, અને જેમ દુર્જનલોકોના દુષ્ટ વચનરૂપ દાવાનળ દૂરથી પણ તેને ન દેખે, જેમ કોઇ પામર નરરૂપ વાનરો તે બાગને નિષ્ફળ ન કરે, જેમ કોઇ જારરૂપ બિલાડાઓ તેઓના પત્રોને નખેરવી નાંખે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરરૂપ મોટા મગરમચ્છોથી ભયંકર સ્ત્રિઓરૂપ નદીઓ જેમ તે બાગને ઉખેડી ન કાઢે, તેમ યત્નમાં રહેવું; એ બાગ ન કરમાવા માટે, તેનીઉપર તાપ ન પડવા માટે અને દાવાનળની જવાળાઓ તેને ન લાગવા માટે દયારૂપ અમૃતના મેઘરૂપ શ્રીપરમેશ્વરની કૃપાદષ્ટિરૂપ વૃષ્ટિની પ્રાર્થના કરવી; ચાડીઆરૂપ ઉંદરોના મુખ બંધ કરવા માટે સત્ય, સરલ, પ્રિય, હિત અને મનોહર પરસ્પર ભાષણરૂપ મહામંત્રોની ઉપાસના કરવી; પામર નરરૂપ વાનરને

૧ બાળકોને ભણવાનો નિશાળ.

વશ કરવા માટે સદુપદેશરૂપ સિપાઇઓને તત્પર રાખવા; જાર રૂપ બિલાડાઓને તગડી મુકવા માટે અસંગ સેનાધિપતિ સાવચેત રાખવો; તથા સ્ત્રિઓરૂપ મહાનદીના મહાપૂરથી પરાભવ ન પામવા માટે સૌશિલ્ય,[1] સારલ્ય,[2] સૌહાર્દ,[3] મૃદુભાષિત્વ,[4] અપેક્ષપાતિત્વ,[5] સમદૃષ્ટિત્વ,[6] અને સર્વહિતૈષિત્વ[7] રૂપ મોટા મોટા પર્વતોથી અતિ દૃઢ, અતિ ઊંચી, અતિ અચળ, અને અતિ વિસ્તારવાળી પાજ આગળથીજ બાંધી રાખવી; તમે બાળાધ્યયનશાળારૂપ બાગના મોટા માળાકાર છો, માટે વિશેષ તમને લખવું પડે તેમ નથી, તો પણ જે વખતે હું તે બાગનું માળીપણું ધારણ કરતો હતો તે વખતે તે બાગની સેવાથી પડતા શ્રમને જે જે સ્થાનકોમાં શાંતિ કરતો તે તે સ્થાનકો આ વખતે હું તમને બતાવું છું. તે બાગના કામના શ્રમથી શાંત થએલાં મનના વિશ્રામ માટે કરૂણારૂપ અમૃતના સાગરરૂપ સદ્ગુરૂની કરૂણાદૃષ્ટિરૂપ લેહેરોમાં સ્નાન કરવું; નોખા નોખા મર્મસ્થાનમાં લાગેલા કાંટાઓની વ્યથાને દૂર કરવા માટે સજ્જનના વચનરૂપ વિષલ્યૌષધોનું[8] સેવન કરવું; સર્વે કવિચક્રમાં ચક્રવર્તિરૂપ બાણકવિની કવિતારૂપી સુધાનો સ્વાદ લઇ લઇને શ્રમનું વિસ્મર્ણ કરવું; વિપત્તિ વિષય નિબંધરૂપ બંધુના સમાગમના સુખનો અનુભવ કરી કરીને વિપત્તિના સમયરૂપ મહાવરાહોથી ભય પામશો નહીં; સેક્સપિઅર કથાસમાજરૂપ સમાજનું સેવન કરી મનને સુખી કરજો; ભારવિકવિની કવિતારૂપ નિકુંજમાં, શ્રીહર્ષની કવિતારૂપ હોજમાં, સુબંધુના બાંધેલા પ્રબંધરૂપ લતામંડપમાં, અને કથા કથાનક ચંપુ અને નાટકરૂપ સુંદર વૃક્ષોના જૂદા જૂદા ક્યારાઓમાં ફરવાથી તમારો શ્રમ સર્વ દૂર થશે એમ મને ભાસે છે. ઉપર લખેલાં સાધનોથી જ્યારે તમારૂં મન પાછું સ્વસ્થ થાય ત્યારે પાછા આપણના ઉપર લખેલા બાળાધ્યયનશાળારૂપ બાગમાં આવી તેની

---

૧ સુશીલપણું. ૨ સરલપણું. ૩ સુહૃદપણું. ૪ કોમળ બોલવાપણું. ૫ અપક્ષપાતપણું. ૬ સમદૃષ્ટિપણું. ૭ સર્વનું હિત ઇચ્છવાપણું. ૮ શલ્ય (કાંટા) કાઢી નાંખે તેવું ઓસડ.

અભિવૃદ્ધિ વિષેનો વિચાર કરવા માંડવો. એનાં દરેક બાળકરૂપ વૃક્ષો જેઓ હમણાં ઘણીજ બાલ્યાવસ્થામાં છે અને અતિ નિર્બળ દેખવામાં આવે છે, તેઓ કેટલેક વરસે આપણને ઘણાં ફળ આપેવાવાળાં થઈ પડવાનાં છે, માટે તેમાંના એક પણ રોપની ઉપેક્ષા ન રાખતાં સ્નેહભરેલી નજરેથી તેની સંભાળ લેવા ચુકશો નહીં. એ બાગનો એક એક રોપ એક અમૂલ્ય રત્ન છે એમ ગણજો. જેમ બને તેમ મનવચનકર્મથી તે બાગમા રોપાઓની વૃદ્ધિ થાય તેવાં પ્રયત્નો રાતદિવસ કર્યા કરવાં. એ બાગની આબાદી ઉપરજ આપણા અભ્યુદયનો આધાર છે, એ બાગ ઉપરજ આપણા કલ્યાણનો આધાર છે, અને એ બાગજ આપણું સર્વસ્વ છે, એ વાત સારી રીતે ધ્યાનમાં રાખવી. આપણા જોવામાં ઘણા એવા બાગો આવ્યા છે, કે જેના માળીઓના પ્રમાદને લીધે આળસને લીધે અને બેગરજુપણાને લીધે તે બાગના કેટલાક રોપાઓ સુકાઇ જાય છે, કેટલાએક કરમાઇ જાય છે, ને કેટલાએકનો તો છેક નાશ થઇ જાયછે. જેઓ વધેલા અને મોટા થએલા રોપાઓ હોય છે, તેઓ જો કે સુકાતા કરમાતા નથી તોપણ તેમા જેવાં જોઇએ તેવા ફળો પાકતાં નથી. માળીઓ તરફથી યોગ્ય સંભાળ ન હોવાને લીધે જોનાર લોકોના હૃદયને પણ તેઓ કોઇ પ્રકારનો આનંદ ઉપજાવતા નથી. આપણા બાગની પણ એવી દશા ન થાવી જોઈયે. મારા વાલા મિત્રો! મને વારવાર એ બાળાધ્યયનશાળાની ચિંતા એટલાજ માટે થાય છે કે નિશાળે જતાં બાલકો થરથર ધ્રુજે છે, રાડ્યો નાખે છે અને આંખોમાથી આંસુડાની ધારાઓ પાડે છે, એ વખતના એઓના દયાજનક ચેહેરા એવા દેખાવામાં આવે છે કે જેથી પથ્થર જેવા કઠણ મનવાળા માણસોના મનમાં પણ દયાનો આવેશ આવ્યાવગર રેહેતો નથી. નિશાળેથી તેડવા આવેલા છોકરાઓ તો જાણે તે બાલકોને કાળપુરૂષો જેવા લાગે છે, નિશાળે મોકલનાર માવતરો તો જાણે તેઓને નિર્દય દુશ્મન જેવા લાગે છે, અને નિશાળનું મકાન તો જાણે તેઓને યમરાજની નગરી જેવુ લાગે છે. જેમ જેમ

નિશાળનું મકાન નજીક આવતું જાય છે તેમ તેમ છોકરાઓના પગ નરમ પડતા જાય છે. જેમ જેમ નિશાળમાં પઠિતમૂર્ખ મસ્ત માસ્તરોના મારથી રડતાં બાલકોનાં રોવાંના શબ્દો કાને આવતા જાય છે તેમ તેમ છોકરાઓના હૃદયમાં કંપ થતો જાય છે અને જ્યારે નિશાળના મકાનમાં પેસતાંજ પોતાના સમવયના નિશાળિયાઓની ઉપર કાંબીથી, ચાબખાથી અને નેતરની સોટીથી નિર્દય માસ્તરોએ અને અજ્ઞ આસિસ્ટંટોએ કરાતી શિક્ષા જોવામાં આવે છે, ત્યારે તો તે બિચારા કોમળ મનવાળા બાલકોના મનમાં જે ત્રાસ, જે ચિંતા અને જે દુઃખ પેદા થાય છે તેનું વર્ણન આપવું એ તે વખતનાં એ બાલકોનાં હૃદયનુંજ કામ છે. એનો આબેહુબ ચિતાર આપણા હૃદયમાં આ વખતે આવેજ નહીં. તોપણ જો ઘડીભર આપણે આપણી નિશાળે જવાની અવસ્થા ધ્યાનમાં લઇયે તો તે વખતનાં દુઃખનું ચિત્ર આપણા હૃદયમાં પડ્યા વગર રહેશેજ નહીં. વિચારો કે જે નિશાળ સર્વ અભ્યુદયનું મૂળ છે, જે નિશાળ સર્વ સુખોનું બીજ છે, જે નિશાળ સર્વ જ્ઞાનની ખાણ છે અને ટુંકામાં બોલિયે તો જે નિશાળ મનુષ્યમાત્રનાં જન્મને અને જીવિતને સફળ કરનારી છે, તે નિશાળવિષે બાલકોનો ઉપર પ્રમાણે ભાવ થાય તેનું પરિણામ કેવું આવે? તેમ થવાથી આપણા અભ્યુદયમાં કેટલી ખામી આવે? તેમ થવાથી આપણા હિતમાં નુકસાન કેવું આવે? અને તેમ થવાથી આપણા આખા દેશની કેવી દુર્દશા થવાની? કોઇપણ એમ કહી શકશે કે બાલકોને નિશાળે ન જવું એ હિતકારક છે? કદી નહિં. જ્યારે બાલકોનું ઉત્તમોત્તમ હિત નિશાળે જવાથીજછે, ત્યારે તેઓને નિશાળ ઉપર અરુચિ નજ કરાવવી એમ સિદ્ધ થાય છે. નિશાળ તરફ અરૂચિ થવાનાં કારણો ઘણાં હોય છે. તો પણ મુખ્યમાં મુખ્ય કારણ જો ગણિયે તો આપણેજ કે જે તેઓનું શિક્ષકપણું ધરાવિયે છિયે તેજ તે અરૂચિ કરાવનાર છિયે, એમ કહિયે તો કાંઇજ ભારે પડતું ગણાય નહિ. કારણ કે જો આપણે આપણની નિશાળે જવાની અવ-

સ્થાનું સ્મરણ રાખી બાલકોઉપર અમલ ચલાવિયે તો અવશ્ય બાળકોની એટલે દરજ્જે નિશાળ તરફ અરૂચિ થાયજ નહીં. શિક્ષકોમા કેવા ગુણ હોવા જોઇયે, એ પ્રથમ શિક્ષકોયેજ વિચારવાનું છે. કેટલાક 'ભયવિના પ્રીતિ નહીં, માર ચૌદમુ રત્ન છે,' એ બે વાકયનેજ કેળવણીનાં મૂળરૂપ ગણતા જણાય છે. કદાપિ એમ ગણનારાઓનો અનુભવ અધિકારી પ્રમાણે કેટલેક ઠેકાણે ખરો પડતો હશે, પરંતુ 'विचित्ररूपाःखलुचित्तवृत्तयः' (લોકોની ચિત્તવૃત્તિ વિચિત્ર પ્રકારની હોય છે.) એ કેહેવત પ્રમાણે એક તરફ જેમ ઉપરનાં બે વાકયોનેજ કેળવણીનાં મૂળ કારણરૂપ જોવામા આવે છે, તેમજ બીજી બાજુ ઉપર ઘણા ઘણા વિદ્વાનો 'કેળવણીમાં ભયની કાંઈ જરૂર નથી પણ માયાની જરૂર છે, એટલુજ નહિ પણ ભયનો ઉપયોગ કરવાથી બાલકોની આરોગ્યતામાં ઘણા પ્રકારનું નુકશાન ઉપજે છે', એમ ગણનારા પણ થોડા જોવામાં આવતા નથી. માટે તે ઉપર પણ પૂર્ણ લક્ષ આપવું જોઇએ. (અપૂર્ણ.)

---

## विदुरनीति.

(સાંધણ પાને ૭૯ થી.)

विदुरउवाच.

सप्तदशेमान्राजेंद्र मनुःस्वायंभुवोब्रवीत् ।
वैचित्रवीर्यपुरुषानाकाशंमुष्टिभिर्घ्नतः ॥१॥
दानवेंद्रस्यचधनुरनाम्यनमतोब्रवीत् ।
अथोमरीचिनःपादानग्राह्यान्गृह्णतस्तथा ॥२॥

હે રાજા! આકાશને મુઠીથી હણનારા, ન નમાવી શકાય એવાં ઇંદ્રનાં ધનુષ્યને નમાવનારા, અને કોઈ દિવસ ન ઝાલી શકાય એવો સૂર્ય અને ચંદ્રની કિરણોને ઝાલનારા, અર્થાત્ એવી રીતે ન કરવાનું અને જે થવાનો સભવ નથી તેવું કરનારા (મૂઢ) તથા વિચિત્ર પ્રકારનાં પરાક્રમવાળા (અર્થાત્ મૂર્ખ) પુરૂષો સ્વાયંભૂ મનુએ સત્તર કેહેલા છે. જેવા કે—

यश्चाशिष्यंशास्तिवैयश्चतुष्येद्यश्चातिवेलंभजतेद्विषंतं ।
स्त्रियश्चयोरक्षतिभद्रमश्नुते यश्चायाच्यंयाचतेकत्थतेवा ॥३॥

જે હુકમ કરવા યોગ્ય ન હોય તેની ઉપર હુકમ કરે છે, અથવા જે શિક્ષા કરવા યોગ્ય ન હોય તેને શિક્ષા કરે છે, જે થોડા લાભથી સંતોષ પામે છે, જે પોતાના કામને માટે વારંવાર શત્રુને સેવે છે, સ્ત્રિયોનું રક્ષણ અને શત્રુનું સેવન કરવાથી જે કલ્યાણ પામે છે, જેની પાસે માગવું ન જોઇએ તેની પાસે જે માગે છે અને જે કાંઇ કરી પોતાનાં વખાણ કરે છે, તે—

यश्चाभिजातःप्रकरोत्यकार्यं यश्चाबलोबलिनानित्यवैरी ।
अश्रद्दधानायचयोब्रवीति यश्चाकाम्यंकामयतेनरेंद्र ॥४॥

તથા હે રાજા! જે કુલવાન્ થઇને ન કરવાનું કામ કરે છે, જે નિર્બળ છતાં બળિયાસાથે નિરંતર વેર બાંધે છે, જે શ્રદ્ધા વગરનો હોય તેની આગળ કાંઇ કહે છે, અને જે ઇચ્છા કરવા યોગ્ય અથવા મળે તેવું ન હોય તેની ઇચ્છા કરે છે, તે—

वध्वाऽवहासंश्वशुरोमन्यतेयो वध्वाऽवसन्नभयोमानकामः।
परक्षेत्रेनिर्वपतियश्चबीजं स्त्रियंचयःपरिवदतेऽतिवेलं ॥५॥

તથા જે સસરો થઇને પુત્રની સ્ત્રીનીસાથે, તેનાં માતાપિતા સાથે જેમ હાસ્ય કરાયછે તેમ કરાય એમ માનેછે, જે દીકરાની વહુનીસાથે રહીને ભયથી મુકાઇ ગયો હોય (પુત્રની સ્ત્રીનાં માતાપિતા આદિયે આપત્તિમાં રક્ષણ કર્યું હોય) ત્યાંથી પણ માનની ઇચ્છા કરે છે, પારકાં ક્ષેત્રમાં જે બીજ નાંખે છે, અને જે વારંવાર સ્ત્રીજનની સાથે વાતો કરે છે, તે—

यश्चापिलब्ध्वानस्मरामीतिवादी दत्वाचयःकत्थतिवाच्यमानः।
यश्चासतःसत्वमुपानयीत एतान्नयंतिनिरयंपाशहस्ताः ॥६॥

તથા જે લઇને નથી સાંભરતું એમ કહેછે, તીર્થમાં કોઇને આપવાનું પાણી મુકયું ને પછી તે ધણી (યાચક) માગવા આવે તો તેને આપ્યાવિના જે પોતાનાં વખાણ કરે છે, જે દુષ્ટનું સાધુપણું થવા

અથવા ખોટા અર્થનું ખરાપણું થવા ઇચ્છેછે, તે. એ સત્તરે મૂર્ખાઓને યમના ચાકરો નરકમાં દોરી જાય છે.

यस्मिन्यथावर्त्ततेयोमनुष्यस्तस्मिंस्तथावर्त्तितव्यंसधर्मः ।
मायाचारोमाययावार्तितव्यःसाध्वाचारःसाधुनाप्रत्युपेयः ॥७॥

જેનેવિષે જે મનુષ્ય જેવી રીતે વર્ત્તતું હોય તેનેવિષે સામાએ તેમ વર્ત્તવું જોઇએ. કપટથી પોતાની સાથે વર્ત્તતું હોય તેની સાથે પોતે કપટથી વર્ત્તવુ અને સારાં આચરણથી વર્ત્તતું હોય તેની સાથે સારાં આચરણથી વર્ત્તવુ, એમ જે કરતો હોય તે ધર્મવાળો કહેવાય. ---આહી, પાડુના પુત્રો તમારી સાથે સારી રીતે ચાલે છે માટે તમારે પણ તેવી સારી રીતે ચાલવુ જોઇએ, એમ દર્શાવ્યું છે.

जराऽरूपंहरतिहिधैर्यमाशा मृत्युःप्राणान्धर्मचर्यामसूया ।
कामोन्हियंवृत्तमनार्यसेवा क्रोधःश्रियंसर्वमेवाभिमानः ॥८॥

વૃદ્ધપણું રૂપનો નાશ કરે છે, આશા ધીરજ મટાડે છે, મૃત્યુ પ્રાણનું હરણ કરે છે, ધર્મનાં આચરણને અસૂયા ટાળી દેછે, નીચ માણસની સેવા ધર્મને અથવા સદાચરણને લોપી નાખે છે, ક્રોધ લક્ષ્મીને હરી લેછે, અને અભિમાન છે તે જે કાંઇ હોય તેનો સઘળાનો ક્ષય કરે છે. અહી અભિમાન મેલી દેવાનો ભાવ દર્શાવ્યો.

धृतराष्ट्रउवाच.

शतायुरुक्तः पुरुषः सर्ववेदेषुवैयदा ।
नाप्नोत्यथनतत्सर्वमायुःकेनेहहेतुना ॥९॥

ધૃતરાષ્ટ્ર પુછે છે કે જ્યારે સર્વ વેદમાં સો વરસનાં આયુષ્યવાળો પુરૂષ કહેલો છે, ત્યારે તે સો વરસનુ આયુષ્ય પુરૂષ શા કારણથી નથી પામતો ?

विदुरउवाच.

अतिमानोतिवादश्च तथात्यागोनराधिप ।
क्रोधश्चात्मविधित्साच मित्रद्रोहश्चतानिषट् ॥१०॥

एतएवासयस्तीक्ष्णाः कृतंत्यायुष्यदेहिनां ।
ऐतानिमानवान्घ्नंति नमृत्युर्भद्रमस्तुते ॥११॥

હે રાજા! અતિ માન, બહુ બકવાદ, મોટો અપરાધ, (ચોરી ઝેર દેવું ઇત્યાદિ) ક્રોધ, પોતાના પોષણની ઇચ્છા, (માત્ર પોતાનું પેટ ભરવામાં અને વિષયેંદ્રિયમાં આધીન થઇ રેહેવું) અને મિત્રનો દ્રોહ (ભુંડું કરવું) એ ૭ વાનાં છે એજ તીખાં આયુધ છે. તે આયુધ દેહધારીઓનાં આયુષ્યને તોડી નાંખે છે અને તેજ માણસોને હણનારાં છે. પણ એ સઘળાંનો ત્યાગ કરવાથી તમારા પુત્રોનું મૃત્યુ નહિ થાય. (સો વરસના થશે) હું કહું છું કે તેનું કલ્યાણ થશે.

विश्वस्तस्यैतियोदारान् यश्चापिगुरुतल्पगः ।
वृषलीपतिर्द्विजोयश्च पानपश्चैवभारत ॥१२॥
आदेशकृद्वृत्तिहंता द्विजानांप्रेशकश्चयः ।
शरणागतहाचैव सर्वेब्रह्महणःसमाः ॥
एतैःसमेत्यकर्त्तव्यं प्रायश्चित्तमितिश्रुतिः ॥१३॥

હે રાજા! જે વિશ્વાસ રાખતો હોય તેની સ્ત્રીને લઇ જાય, જે ગુરૂની શય્યામાં જતો હોય, જે બ્રાહ્મણ, ક્ષત્રી અથવા વૈશ્ય થઇને શૂદ્ર જાતિની સ્ત્રીનો પતિ હોય, જે મદ્યપાન કરનારો હોય, જે ગામોટ હોય, જે આજીવકાને હરી લેનાર હોય, જે બ્રાહ્મણોને કામ કરવા મોકલતો હોય, અને જે શરણે આવેલાને મારનાર હોય, તે સઘળા બ્રહ્મહત્યારા સરખા છે. એનો સંસર્ગ થાય તો પ્રાયશ્ચિત કરવું એમ શ્રુતિપણ કહે છે.

(અહીં એવું જણાવ્યું કે અભિમાન આદિનો તમારા પુત્રો ત્યાગ ન કરે, તો તે પાંડવોના ગરાસલેનારા તે તમારા પુત્રોનો તમારે સંગ ન કરવો જોઇએ.)

गृहीतवाक्योनयविद्वदान्यः शेषान्नभोक्ताह्यविहिंसकश्च ।
नानर्थकृत्याकुलितः कृतज्ञः सत्योमृदुःसर्वमुपैतिविद्वान् ॥१४॥

જે વિદ્યાવાન્ હોય, જે નીતિને જાણતો હોય, જે દાતા હોય, જે

અર્થ... ...ાકુળ ન
હો, જે ક્યાં ... ...ણનાર હોય, જે
હોય, અને જે ... ભાવનો હોય, તે
સઘળું સુખ પામે છે.

...काश.

KASH.

અંક ૯ મો.

सुलभाःपुरुषाराजन् सततंप्रिय
अप्रियस्यतुपथ्यस्य वक्ताश्रोताच

હે રાજા! નિરંતર સારૂં સારૂં બોલે એવા (હ... મળે છે પરંતુ ન ગમે એવું પણ હિતકારક (ખર... ...ચનને બોલનારો અને સાંભળનારો તો ભાગ્યેજ કોઈ મળે છે.

योहिधर्मंसमाश्रित्य हित्वाभर्तुःप्रियाप्रिये ।
अप्रियाण्याहपथ्यानि तेनराजासहायवान् ॥१६॥

જે પુરૂષ સ્વામીને ગમે એવું છે કે ન ગમે તેવુ છે એ વાત પડતી મેલી ધર્મનો આશ્રય કરીને ન ગમે તેવું હોય તોપણ જે હિતકારક હોય તેજ કહે છે, તે પુરૂષથી રાજા સહાયવાળો છે. એવાની સહાયતા હોય તેજ ખરી સહાયતા છે.



## पुस्तकोनी पहोंच.

'વિચારમાળા'—ભાવનગરનીતિભાનુદયસભાતરફથી પ્રતિ ત્રિમાસિક ...નિયું ત્યાંજ પ્રકટ થાય છે. એમાં સમાવવામાં આવતા વિષયો બાળકોને બોધક લખાય છે. એની પણ કિંમત ઘણી ઓછી પુસ્તકમાળાની પેઠેજ રાખવામા આવી છે. આના ૧૯૩૭ ના ત્રણ અંકો અમને ભેટ દાખલ મળ્યા છે તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયેં, અને ઇચ્છિયે છિયે કે એ સભાનો અને સભાનાં પ્રયત્નનો તથા એ ચોપાનિયાંનો પ્રતિદિવસ ઉદય થતો જાય. નીતિના ઉદયવિના અનર્થરૂપ અંધારૂં દૂર થતુંજ નથી. આ ચોમાસિકનાં સોળપેજી પૃષ્ઠ ૨૮-૨૪-૧૮ છે. તેની કિંમત એક, પોણો અને અરધો આનો છે.

एतएवासयस्तीक्ष्णाः कर्तव्यायुष्यदेहिनां ।
ऐतानिमानवानूर्म्नं छपाये भद्रमस्तुते ॥११॥ था दे ते

हे राजा ! अति मान, य छिये, टो अप
ओर देवुं इत्यादि क्रोध, पोत पाशामांज हेदराब... (र्)वासी नानक-
पेट भरवामां अने विषयेति ! सुत सूरचंद्रजीए* रच्यो छे. एमां
क्रोड (छुंडुं करवुं) ए छ ० छे ते नामउपरथी प्रसिद्ध जणाइ
धारोओनां आयुच्छ्रुतभाषामां नथी रच्यो तोपण ते संस्कृत
... छे. पण पयोगी छे. वेदांत प्रक्रिया जाणवानी इच्छा
राखनारने ... आ ग्रंथ सहायकारक छे तेटलोज बीजाओने
पण छे. एमां कया कया पदार्थो केटला केटला छे ते देखाडी आप्युं
छे. एथी मांडीने १५नी संख्या सुधी १७४ पदार्थोनो तेमां समावेश
छे. अमुक पदार्थनुं अमुक नाम आवा हेतुथी छे इत्यादि दृष्टांत तथा
प्रमाणआदि विस्तारथी समजण ठीक आपी छे. जेओ वेदां-
तना अधिकारियो छे तेने अतिप्रिय थाय तेवो अने तेना पदार्थो
जिन्हाग्र राखवाने ठीक पडे तेवो ते ग्रंथ छे. वेदांतनो प्रकाश
करनारा अने मुमुक्षुने उपयोगी आ ग्रंथनी जरूर हती ते छपाव-
वाथी पूरी पडी कहिये तो चाले.

वेदांतसंज्ञा नामनुं प्रकरण कोइ कयाणु पुरुषे प्रथम रच्येल छे
परंतु केवळ नामश्रवणथी अधिकारियोने बोध न थइ शके ए
हेतुथी ते प्रकरणनो विस्तार करी पदार्थमंजुषा प्रकरण कर्युं छे,
एम एनी प्रस्तावनामां जणावे छे. वेदांतसंज्ञाना रचनारने पेहेलुं
मान अने बीजुं मान मंजुषाना रचनारने घटित छे.

आ ग्रंथ अहींना निवासी पंडितजी पितांबरजीए बीजा-
ओना आग्रहथी अने पोताना प्रेमथी शोधी छपावी बहार पा-
ड्यो छे. ग्रंथ प्रसिद्ध करवामां ए पुरुष ठीक प्रयत्न करे छे. कि-
मत रु. ४, टपालखर्च आना ५. संस्कृत पुस्तकोनी पेठे छुट पानाथी
छपायेल छे. कागळ सारा, मजबूत अक्षर अने पानां १६७ छे.

* ते संवत् १८५६ मां जन्म्या अने १९२८ मां देहत्याग...

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું. અષાઢ, સંવત ૧૯૩૮. અંક ૯ મો.

## वसंततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरतान् ।
स्वीयंमनस्तुरगमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग–
तोत्रंविधायसुजनाद्रतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઈસવી

---

### शार्दूलविक्रीडित.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

---

## સૂચના.

ચંદ્રપ્રભાચરિત્ર શ્રાવણમાં આવશે. અધિકમાસ અને શ્રાવણ અંક એકજ નીકળશે માટે સદ્ગૃહસ્થોએ ઉતાવળું ન થવું.

જે સદ્ગૃહસ્થોનાં નાણાં બાકી છે તેમણે કૃપા કરી તરત મોક[illegible] દેવાં.

॥ यतोधर्मस्ततोजयः ॥

## शुं देशनो उदय एम करी शकाय?

वसंततिलका.

खाधा कदी सरस साकर दूधचोखा,
मिष्टान्नपाक पण तेमज नित्य नोखा;
पीधा पवित्र जल पान पछी चवाय,
शुं देशनो उदय एम करी शकाय?
रेवा महेल बहु बाग अने बगीचा,
सूवा पलंग वळि पाथरवा गलीचा;
शोभा कदी सरस स्वर्गसमान थाय,
शुं देशनो उदय एम करी शकाय?
झुंकेल झुम्मर गलास अति प्रकाशे,
भीतो जडी भभकदार भले अरीसे;
थावा प्रकाश बहु मीणबती बळाय,
शुं देशनो उदय एम करी शकाय?
सारा सफेद बहु वस्त्र धराय अंगे,
राचे सदा हृदय नित्य नवीन रंगे;
प्रीतिवडे विषयना रसमां रमाय,
शु देशनो उदय एम करी शकाय?
बेठा बनीठनि बराबर बेठकोमां,
लीधा लपाइ पण पानगुलाब एमां;

'गुलमोरनिंग' कर मेळवतां कराय,
शुं देशनो उदय एम करी शकाय?
सिंहासनो खुरशियो कदि कोच सारा,
मांड्यां कबाट बहु टेबल के पटारा;
खाटे चडी 'खटक' 'चडुडुक' हींचकाय,
शुं देशनो उदय एम करी शकाय?
म्हेके गुलाबजळ अत्तर सर्व अंगे,
रेड्यां लवंडर शरीरविषे उमंगे;
पेराय हार करमां गजरा रखाय,
शुं देशनो उदय एम करी शकाय?
चोकी करे चतुर बीश पचीश पाळा,
ओढ्या शरीरपर शाल अने दुशाला;
पेरी पीतांबरज पंगतमां फराय,
शुं देशनो उदय एम करी शकाय?
वाडी दुकान घरमां बहु ग्यास बाळे,
आनंद थाय अति अद्भुत अंजवाळे;
मोटा वरा करि वळि धन वावराय,
शुं देशनो उदय एम करी शकाय?

---

## पुरुषार्थविषे.

धर्मार्थकाममोक्षाणां यस्यैकोपिनविद्यते ।
अजागलस्तनस्येव तस्यजन्मनिरर्थकं ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ માંહિનો એક પુરૂષાર્થ પણ જેનામાં ન હોય તે પુરૂષનો અવતાર બકરીના ગળે વળગેલા સ્તન* (આંચળ) ની પેઠે વૃથા છે.

---

* કેટલીક બકરીઓને ગળે ખોટા આંચળો થાય છે. તેની આકૃતિ આંચળના જેવી હોય છે પરંતુ તેમાંથી કંઈ દૂધ નીકળતું નથી.

ઉપર લખેલા ચારે પુરૂષાર્થો સંપાદન કરવા એ મનુષ્યજન્મનું કર્ત્તવ્ય છે. અને આરમાંથી એક પણ પુરૂષાર્થ સંપાદન ન થાય તઈ તેનો જન્મ નિષ્ફળ છે. જેનો કશો ઉપયોગ નહિ તેજ નિષ્ફળ કહેવાય છે. મનુષ્યજન્મનું કર્ત્તવ્ય ચાર પુરૂષાર્થ સંપાદન કરવા એ છે અને એ જ્યારે ન થાય ત્યારે તે નિષ્ફળ કેમ ન કહેવાય? બકરીના ગળાં આગળ ઉત્પન્ન થયેલા આંચળમાંથી દૂધ નીકળતું નથી તેથી તેનું આંચળપણું નિષ્ફળ છે. જો દૂધને આપે તોજ તેનું આચળપણુ સફળ કહેવાય. એ આંચળનું દૃષ્ટાંત અહીં યોગ્ય છે. જે જેનું કાર્ય હોય તે તેમણે કરવુ જોઇએ. માણસનું કાર્ય પુરૂષાર્થ સાધવાનું, અને આંચળનું કાર્ય દૂધ આપવાનું છે. જેમ બકરીનાં ગળાના આંચળ દૂધ નહિ આપવાથી નિષ્ફળ છે તેમ પુરૂષાર્થ સપાદન નહિ થવાથી માણસનું જન્મવું નિષ્ફળ છે. જન્મીને માત્ર કર્ત્તવ્યજ એ છે કે પુરૂષાર્થ સંપાદન કરવા. વિચારી જોઇએ તો ઘણાં કર્ત્તવ્ય (વ્યાવહારિક અને પારમાર્થિક) એમા વિના અડચણે સમાઇ જાય છે. માત્ર તેમ સમજવાને મોટી અડચણ છે.

અનુક્રમ યથાર્થ બંધાયો છે. ધર્મ સિદ્ધ થયા પછી અર્થ સિદ્ધ થાય છે, ધર્મ અને અર્થ સિદ્ધ થયા પછી કામ સિદ્ધ થાય છે, અને ધર્મ અર્થ અને કામ સિદ્ધ થયા પછી મોક્ષ સિદ્ધ થાય છે. પણ તે આપણે આપણા જન્મનું સફળપણું કરવાને કરિયે ત્યારેજ. આ વિષય ઘણો ગંભીરતાથી વિચારવાનો છે. એ ચાર પુરૂષાર્થના અર્થમાં એટલી તો ગંભીરતા રહી છે કે અવધી. કોઇ પણ વ્યવહાર કે પરમાર્થ સંબંધિ કાર્યની ગંભીરતા એનાથી જૂદી પડી શકે તેમ નથી. અને તથીજ એક અમુકજ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ છે એમ ન કહેવાય. એ ચાર પુરૂષાર્થનાં કાર્ય એવાં હોવાં જોઇએ કે જેથી કલ્યાણની પ્રાપ્તિ થાય. એ તેવા ન હોય તો 'એક પણ પુરૂષાર્થ સંપાદન ન કર્યો તેનો જન્મ વૃથા છે,' એ વાક્યને મહાન્ દોષ લાગે. જેથી અકલ્યાણ, અપકીર્ત્તિ, અનાચાર અને મહાન્પુરૂષોની અને શ્રુતિ-સ્મૃતિની અવજ્ઞા થતી હોય તેમા કશું પણ પુરૂષાર્થપણું નથી.

ધર્મ શબ્દની પ્રવૃત્તિ, શાસ્ત્રમાં કહેલાં કર્મ કરવાથી થયેલાં ભાવિફળનાં સાધનરૂપ સારાં અદષ્ટને વિષે, 'श्रुतिस्मृतिभ्यामुदितंयत्सधर्मः' (શ્રુતિસ્મૃતિમાં જે કહેલું હોય તે ધર્મ) એ વાક્ય પ્રમાણે શ્રુતિસંબંધિ અને સ્મૃતિસંબંધિ કર્મમાં 'विहितक्रियसाध्योधर्मःपुंसांगुणोमतः' (કહેલી ક્રિયાથી પુરૂષોએ સંપાદન કરવા યોગ્ય ગુણ 'ધર્મ' કહેવાય છે.) એ વાક્યપ્રમાણે કર્મથી થનારાં અદષ્ટવિષે, તથા બીજાં અનેક ઐહિક તથા આમુષ્મિક કલ્યાણનાં સાધનવિષે થાય છે. ન્યાયશાસ્ત્રના કર્ત્તા કણાદનો એવો મત છે કે જેથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય અથવા અલૌકિક સુખની પ્રાપ્તિ અને દુઃખનો અત્યંત વિરામ જેથી થાય તે ક્રિયાનું નામ ધર્મ કહેવાય. મહામુનિ મનુ પોતાની સ્મૃતિમાં લખે છે કે,—

'चतुर्णामपिवर्णानामाचारश्चैवशाश्वतः ।
आचारःपरमोधर्मःश्रुत्युक्तःस्मार्तएवच'* ॥

(ચારેય વર્ણનો† આચાર પરંપરાથી ચાલતો આવેલો હોય છે. તે શ્રુતિ અને સ્મૃતિએ કહેલો આચાર શ્રેષ્ઠ ધર્મ છે.)

'विद्वद्भिः सेवितःसद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातोयोधर्मस्तंनिबोधत'‡ ॥

(વેદને જાણનારા, ધર્મી, અને રાગદ્વેષરહિત એવા મહાત્માઓએ હૃદયથી જાણેલો જે ધર્મ તે સાંભળો)—અર્થાત્ વેદ પ્રમાણ કરેલો અને શ્રેયના સાધનરૂપ તથા મહાજનોએ જાણેલો તે ધર્મ કહેવાય.

'कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः§ ॥

(કુળના ધર્મને પ્રવૃત્તાવનાર પુરૂષના ક્ષયથી પરંપરાથી ચાલ્યા આવતા કુળધર્મ (કુળ અને જાતિ પ્રમાણે કરવાના જે આચાર તે)

---

* અધ્યાય ૧ લો શ્લોક ૧૦૭. † બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર.
‡ અધ્યાય ૨ જો શ્લોક ૧. § અધ્યાય ૧ શ્લોક ૪૦.

નાશ થાય છે.) એમ ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું છે ત્યાં કુળધર્મ એટલે કુળની પરંપરાથી ચાલ્યો આવતો કુલાચાર અને અાચાર કહ્યો છે.

'स्वधर्ममपिचावेक्ष्य नविकंपितुमर्हसि:'* ॥

(સ્વધર્મને પણ જોઇને તું કંપવા યોગ્ય નથી) એવી રીતે ગીતામાં શ્રીકૃષ્ણે જ્યાં ઉપદેશ કર્યો છે ત્યાં ધર્મ શબ્દને જાતિધર્મમાં કહ્યો છે. જેમકે 'युद्धंस्वधर्मोनृपतेःप्रजानापरिपालनं' (રાજાને યુદ્ધ કરવું અને પ્રજા પાળવી એ તેનો સ્વધર્મ છે.)

'अथचेत्त्वमिमंधर्म्यं संग्रामनकरिष्यसि ।
ततःस्वधर्मंकीर्तिंच हित्वापापमवाप्स्यसि'† ॥

(તું સ્વધર્મરૂપ સંગ્રામને કરીશ નહિ તો તેથી સ્વધર્મને ને કીર્તિને મેલીને પાપને પામીશ.) આ ઉપદેશ આપતાં વેદોક્ત જાતિધર્મમાં ધર્મ શબ્દ દેખાડ્યો છે. સ્વધર્મ એટલે જાતિપ્રમાણે વેદોક્તકર્મ.

'श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मेनिधनंश्रेयः परधर्मोभयावहः'‡ ॥

(પરધર્મ શાસ્ત્રપ્રમાણે બરોબર પાળવામાં આવતો હોય તોપણ તેનાથી બરોબર નહિ પળાતો સ્વધર્મ કલ્યાણકારક છે. ગમે તેવો હોય તોપણ સ્વધર્મમાં મૃત્યુ થાય તોપણ તે કલ્યાણરૂપ છે અને પરધર્મ ભય આપનારં છે.) એ બોધ, ગીતામાં અર્જુનને શ્રીકૃષ્ણે આપ્યો છે તેમાં અધિકાર પ્રમાણે વર્ણ અને આશ્રમના ધર્મને સ્વધર્મ લેખ્યા છે.

આ બધા ઉપરથી એમ અભિપ્રાય જણાય છે અને સિદ્ધ થાય છે કે શ્રુતિસ્મૃતિએ કહેલું કલ્યાણનાં સાધનરૂપ ઐહિક અને આમુષ્મિક સુખ આપનારૂં અને પરમેશ્વરને પામવાનું કાયિક વાચિક ને

* અધ્યાય ૨ જો શ્લોક ૩૧. † અધ્યાય ૨ જો શ્લોક ૩૩.
‡ અધ્યાય ૩ જો શ્લોક ૩૫.

માનસિક જે કર્મ તે ધર્મ કહેવાય. ધર્મ સદૈવ વ્યવહાર અને પરમાર્થને સારી રીતે સાધી આપે છે. ધર્મ એવું નામ લેતાં કોઈપણ સદાચાર કે સત્કર્મ પાછળ રહેતું નથી.

. આ ધર્મ પુરૂષોએ પાળવો જોઈએ એ તમનું કર્તવ્ય છે, અને તે પહેલું કર્તવ્ય છે માટે તેને ચાર પુરૂષાર્થમાં પ્રથમ ગણેલ છે. ધર્મ પુરૂષાર્થ સંપાદન કર્યો એટલે બાકીના સંપાદન થતાં ઘણી મુશ્કેલી નથી પડતી.

અર્થ—એ શબ્દના ઘણા અર્થ થાય છે પણ મુખ્ય ધન અને પદાર્થ. (ધર્મથી થવાં જોઇએ તેવાં)

. કામ—અનેક પ્રકારની ઇચ્છા, ભોગ (ધર્મથી ને અર્થથી થવાં જોઇએ તેવાં)

મોક્ષ—મુક્તિ, સર્વ દુઃખ અથવા સંસારનો ત્યાગ. (ધર્મ અર્થ અને કામથી થવાં જોઇએ તેવાં.)

ધર્મ એવી રીતે સંપાદન કરવો જોઇએ કે તે અર્થ, કામ અને મોક્ષને સંપાદન કરાવે, અર્થ એવી રીતે સંપાદન કરવો કે તે ધર્મનું રક્ષણ કરે અને કામ તથા મોક્ષને સંપાદન કરાવે, કામ એવી રીતે સંપાદન કરવો જોઇએ કે ધર્મ અને અર્થનું રક્ષણ કરે અને મોક્ષને સંપાદન કરાવે અને મોક્ષ એવી રીતે સંપાદન કરવો જોઇએ કે ધર્મ, અર્થ અને કામનું સંપાદન કરવાપણું સફળ થાય.

એ ચારે પુરૂષાર્થો પરસ્પર સંકળાયેલા છે. પહેલો પુરૂષાર્થ સંપાદન થયો એટલે તે બીજાને સંપાદન કરાવે છે, બીજો પુરૂષાર્થ સંપાદન થયો એટલે તે પહેલાનું રક્ષણ કરી તેની સાથે રહી ત્રીજાને સંપાદન કરાવે છે, ત્રીજો પુરૂષાર્થ સંપાદન થયો એટલે તે પહેલાનું અને બીજાનું રક્ષણ કરી તેની સાથે રહી ચોથાનું સંપાદન કરાવે છે, અને ચોથો પુરૂષાર્થ સંપાદન થયો એટલે સર્વ કર્તવ્ય થઈ ચુક્યું. નિરંતર કયો પુરૂષાર્થ કયા પુરૂષાર્થનો હેતુ છે અથવા કયો પુરૂષાર્થ કયા પુરૂષાર્થનું રક્ષણ કરે છે અથવા તે પુરૂષાર્થો સઘળા એક

બીજા આગળ પાછળ કેટલો અને કેવો સંબંધ ધરાવે છે તે વાત જેને જેમ સુજે તેમ માને એવી અને સૂક્ષ્મ છે. તોપણ એટલું નક્કી થઇ શકે કે ધર્મ પુરૂષાર્થ સર્વનું મૂળ છે. ત્રણ પુરૂષાર્થ સિદ્ધ થયા પછી ચોથો સિદ્ધ થાય છે. પેહેલો પુરૂષાર્થ ધર્મ છે તે સંપાદન કરવાથી જન્મનું સફળપણું છે. તે સંપાદન થયા પછીજ અર્થ સંપાદન કરવો ઘટિત છે, ધર્મ અને અર્થ સંપાદન થયા પછી કામ સંપાદન કરવો ઘટિત છે અને ધર્મ અર્થ અને કામ સંપાદન થયા પછી મોક્ષ સંપાદન કરવો ઘટિત છે. ક્રમ બરોબર છે. ચારેય પુરૂષાર્થ સંપાદન થવા જોઇયે, તેવિના જન્મ વૃથા છે, તોપણ જેઓ ચારેય પુરૂષાર્થથી હીન રહે છે તેના કરતાં જેણે એકાદ પુરૂષાર્થ પણ સિદ્ધ કર્યો હોય તેનું જન્મવું સફળ છે. જન્મ ધારણ કર્યો એટલે એ પુરૂષાર્થ સંપાદન કરવારૂપ કાર્ય તો જાણે આપણીપર ચોટી ચૂકે છે. તેની સાથે જે જે સદાચાર અને સત્કર્મ આ વિશ્વમાં છે તે કરવાનું પણ ચોટી ચુકે છે. પરંતુ એ સમજણ કોઇ પુણ્યશાળીનેજ સ્મરણમાં આવતી હશે. કોઇ સાહિત્ય લખનાર કહે છે કે—

> क्लेशत्याग कृतेऽर्पितेनकरणव्यूहेनदेहेनच ।
> स्वानर्थंयतर्जतुर्जयतिचेन्मतुर्नियंतुःकुतः ॥
> शस्त्रेशत्रुजयायपैजगुरुणादत्तेयतेनैवचेत् ।
> पुत्रोहंतिनिजंशिरःकथयरेतत्रापराधीतुकः ॥

અહો ! કુલેશ (અનેક પ્રકારની પીડાઓ)નો ત્યાગ કરવા માટે ઇશ્વરે શરીર અને ઇંદ્રિયો અર્પણ કરેલાં છે, તથીજ જો પોતાને માટે અનર્થ સંપાદન કરવામાં આવે તો તેમાં નિયંતા ઇશ્વરનો શો દોષ? અર્થાત્ એમાં ઇશ્વરનો દોષ નથી પરંતુ અનર્થને સંપાદન કરનારનો દોષ છે. કોઇ પુત્રને તેના પિતાએ તેના શત્રુનો જય કરવા માટે શસ્ત્ર આપ્યું હોય તથીજ જો તે પોતાનું માથું છેદી નાંખે તો તેમાં કોણ અપરાધી? અર્થાત્ શસ્ત્ર આપનાર પિતા અપરાધી નહિ પણ પુત્ર પોતેજ અપરાધી છે.

આપણે આપણું હિત કરવાને મળેલાં સાધનો અહિતમાં વાપ-

રિયે ત્યારે તેમાં માત્ર આપણો દોષ છે. માટે જો ઘણે પુણ્યે દેહ ઇંદ્રિયો આદિની અનુકૂળતા પ્રાપ્ત થઇ છે તો તેનો કલ્યાણનો માર્ગ સંપાદન કરવામાં ઉપયોગ કરી તેને સફળ કરવાં. આ વાત નિરંતર સ્મરણ રહેતી હોય તો પુરૂષાર્થ સંપાદન થયાવગર રહે નહિ.

ક્ષણભંગુર, અપવિત્ર, દુઃખરૂપ અને મૂલ્યવિનાનો છે તોપણ તે સર્વ કલ્યાણનું સાધન કરી આપવાનાં સાધનરૂપ હોવાથી અને પુરૂષાર્થોને પામવાનું દ્વાર હોવાથી આ મનુષ્યદેહ મહામૂલ્યવાન્ અને અતિ ઉપયોગી છે. માટે એ દેહનું આયુષ્ય વૃથા સમય ગાળવામાં અને કલ્યાણનું સાધન નહિ સંપાદન કરવામાં જવા દેવું ન જોઇએ એ બુદ્ધિવાનનું લક્ષણ છે.

બુદ્ધિમાં વિવેકવિચાર કરી કલ્યાણ કરનારા માર્ગ અથવા પુરૂષાર્થ સંપાદન કરી ન શકાય ત્યારે પછી મનુષ્યપ્રાણીમાં ને બીજાં પ્રાણીમાં શો ફેર? અને પૂર્વે કાંઇ મનુષ્યાવતાર આવે તેવું કાર્ય થયું હોય તો તેનું શું સફળપણું? આપણે એક ગામથી રાતના ૭ વાગે ચાલી બીજે ગામ પોચવા વિચાર હોય પરંતુ માર્ગમાં ભુલા પડી જવાથી પાછા સવાર પડે ત્યાં જ્યાંથી ચાલ્યા હોઇએ ત્યાંજ આવીને ઉભા રહિયે, ત્યારે આખી રાત ડોળી તે શા કામની? તેમ કલ્યાણના સાધનરૂપ પુરૂષાર્થો મેળવી ફરી ફરી જન્મમરણ અને દુઃખ ન ભોગવવાં પડે તેને માટે આ મનુષ્યદેહવડે આપણે સંસારની મુસાફરિયે આવ્યા છિયે; હવે જો તે કામ સિદ્ધ ન થાય તો મનુષ્યદેહ અને તેવડે ભોગવેલું આયુષ્ય શા કામનું? વિદ્વાનો ક્ષણમાત્રની હાનિ થાય તે પણ સહન નથી કરતાં ત્યારે આ અનિર્વચનીય હાનિ તો કેમજ સહન કરવી જોઇએ? માટે અમારી તો એ પ્રાર્થના છે કે ધર્મ, અર્થ અને કામ એ પુરૂષાર્થોને સંપાદન કરી અનુક્રમે તેઓથી થતાં સુખ સંપાદન કરી મોક્ષ પુરૂષાર્થનાં સાધન સંપાદન કરી તમારૂં કર્તવ્ય અને તમારૂં જન્મ તથા જીવિત સફળ કરો અને ઇશ્વર તમને તેમાં સદૈવ સહાય રહો. (તથાસ્તુ.)

# શિક્ષકોનાં કર્તવ્યવિષે સંસ્કૃતનું ભાષાંતર.

(સાંધણ પાને ૧૮૭.)

મારા વાલા મિત્ર! વૈદ્યશાસ્ત્રો જોવાથી તમને તરત નિશ્ચય થઇ જશે કે કેટલાક એવા રોગો હોય છે કે જે માત્ર ભયથીંજ ઉત્પન્ન થાય છે, કેટલાક એવા રોગો હોય છે કે જે માત્ર શોકથીજ ઉત્પન્ન થાય છે, કેટલાક એવા રોગો હોય છે કે જે માત્ર ચિંતાથીજ ઉત્પન્ન થાય છે, કેટલાક એવા રોગો હોય છે કે જે માત્ર મનના ઉદ્વેગથીજ ઉત્પન્ન થાય છે, અને કેટલાક એવા પણ રોગો હોય છે કે જેઓ અહૃદ્ય (હૃદયને ન ગમતા) પદાર્થોનાં સેવન થવાથીજ ઉત્પન્ન થાય છે. માત્ર આપણેજ નહિ પણ આપણા જેવા ઘણાઓએ શિક્ષકનાં સિંહાસનઉપર નશીન થઇ નિશાળને ભયની રેહેવાની જાયગારૂપ કરી મેલી છે, શોકને ઉત્પન્ન થવાની પૃથ્વીરૂપ કરી મેલી છે, ચિંતાનાં ઘરરૂપ કરી મેલી છે, ઉદ્વેગના આરામરૂપ કરી મેલી છે, અને અહૃદ્ય પદાર્થોમા અગ્રેસર કરી મેલી છે. નિશાળે જનારાં બાલકોની મોટી સંખ્યામાંથી એવી સંખ્યા થોડીજ હશે કે જેને ભય નહિ થતો હોય, જેને શોક નહિ થતો હોય, જેને ચિંતા નહિ થતી હોય, અને જેને તે અતરમાં અણગમતી નહિ થઇ પડતી હોય. સ્થૂળ બુદ્ધિનાં માવતરો ભણવું અને ભણવાનું ફળ એટલુંજ ગણે છે, કે પોતાના દીકરાને સેહેજસાજ લખતાં વાચતાં આવડે એટલે તે ભણી ઉતર્યો અને કયાંઈથી ૫-૧૦ રૂપૈયાનો પગાર કમાવા શીખે એટલે તેને ભણવાનું ફળ થઇ ચુકયું. પણ આપણે તેમ ગણવાનું નથી. વિશ્વહિતૈષી જગદ્બાંધવ આપણા આર્ય ભાઇ અને સદ્ગુરૂના ઉપદેશપ્રમાણે ભણવું અને ભણવાનું ફલ કોઇ જુદાજ પ્રકારનું છે. આપણે આપણા બાલકોને અથવા આપણા વિદ્યાર્થિયોને વિદ્વાન્ થયા અથવા વિદ્વત્તાના ફલને પ્રાપ્ત થયા એમ ત્યારે ગણવા જોઇએ કે જ્યારે તેઓ વેદ, શાસ્ત્ર, ઈતિહાસ, પુરાણ, કાવ્ય, કથા, કથાનક, કોશ, ચંપૂ, નાટક વિગેરે સંસ્કૃત ભા-

ષાના ગ્રંથોમાં અદ્વિતીયપણું ધરાવે અને સંસ્કૃત બોલવામાં ઉત્તમોત્તમ ગણાય; પોતાના દેશની ભાષા બોલવામાં, વાંચવામાં અને લખવામાં એકો ગણાય; જે જે વખતે જે જે દેશમાં જે જે રાજભાષા સર્વોત્તમપણે ચાલતી હોય, તે તે ભાષા બોલવામાં, વાંચવામાં અને લખવામાં અપ્રતિમપણું ધરાવે; બીજી ભાષાઓના પણ ઉત્તમ ગ્રંથોના અભિપ્રાયોથી અજાણ્યા ન રહે; એટલુંજ નહિ પણ શાસ્ત્રોક્ત સદુપદેશપ્રમાણે વર્ત્તે; માત્ર પોતાનાંજ સગાં સંબંધિ વિષેજ નહિ પણ આખા પોતાના દેશવિષે મમતા ધરાવે; સ્વદેશી બાંધવોને મનવચનકર્મથી સદા મદદ આપતાં પાછો પગ ન દે; આખા સ્વદેશના અભ્યુદયને માટે પોતાની બુદ્ધિ, પોતાનું બળ અને પોતાના ઉદયપ્રમાણે કમ્મર કસવામાં કસુર ન કરે; સાધારણ માણસ કે પ્રાણિયોનું તો શું પણ પોતાના કટ્ટા દુશ્મનોનું પણ અહિત કરવાની ઇચ્છા ન કરે, એટલુંજ નહિ પણ તેઓનું હિત કરવામાંજ પ્રયત્ન કરે; અને ટુંકામાં પારકે દુઃખે દુઃખી અને પારકે સુખે સુખી રહી, પરોપકાર કરવામાંજ પરાયણ રહી, પરદાર પરદ્રોહ અને પરદ્રવ્યથી દૂર રહી પોતે વિપત્તિયોથી બેધડક રહી બિજાઓને વિપત્તિના વખતમાં તન મન અને ધનથી મદદ આપવામાં ઉત્સાહ ધરાવે; જન્મથી તે જીવિતના અંત પર્યંત અકૃત્ય નિંદ્ય અને અયોગ્ય કર્મોથી અળગા રહી, પોતાનો સર્વ અનુભવ લોકોપકારાર્થે ગ્રંથના આકારથી લખી, છેવટ પરમ કૃપાળુ પરમેશ્વરમાં પરાયણ રહી, પોતાનાં શેષ રહેલાં આયુષ્યનાં વર્ષો નિર્ગમન કરે; તેમ કોઈ દિવસ કે કોઇ રાત્રિ, કોઈ પહોર કે કોઇ ઘડી અને કોઇ ક્ષણ કે કોઇ લવ પણ પરમેશ્વરનાં સ્મરણવિના અને વિશ્વહિતકારક વિચારવિના જવા દે નહિ.

આ પ્રમાણે આપણે જેઓને વિશ્વહિતૈષી ગણિયે છિયે, જેઓને જગદ્બાંધવ ગણિયે છિયે, જેઓને આપણા શિરછત્ર ગણિયે છિયે અને જેઓને સદ્ગુરૂ ગણિયે છિયે, તેઓ પાસેથી વખતો વખત સાંભળિયે છિયે. હવે વિચારો કે જે બાળકોને ઉપર પ્રમાણે વિદ્વાન્

કરવા છે તે બાળકોની તન્દુરસ્તી કેવી દૃઢ હોવી જોઇયે? જે પ્રમાણે તેની તન્દુરસ્તી જોઇયે તેવી તન્દુરસ્તી ઉપર લખેલી નિશાળના શિક્ષકોના કાંબીના મારથી, ચાબખાના મારથી અને નેતરની સોટીયોના મારથી, ત્રાસ પામતા ઉદ્વેગ પામતા અને ચિંતામાં મગ્ન રહેનારા બાળકોનાં શરીરમાં કોઇ દિવસ પણ રહેવાની ખરી કે? કોઇ દિવસ પણ રહેવાની નહિ. ધર્મ અર્થ કામ અને મોક્ષનો જે શરીર ઉપર આધાર રહ્યો છે, તે તો બાળ અવસ્થાથીજ જ્યારે નિર્બળ રોગિષ્ટ અને શિથિલ થઇ જાય, ત્યારે પછી તે બાળકમાં ધૈર્ય,[1] સ્થૈર્ય,[2] વિપત્સહિષ્ણુતા,[3] અભીરુતા,[4] અને ઉદારસત્વતા[5] વિગેરે ઉત્તમોત્તમ સદ્ગુણો કેમજ આવે? તેમજ એતો કોઇનું અજાણ્યું નથી કે માણસ જે કામ જે અભ્યાસ જે ભાષણ કે જે લખાણ પોતાનાં શરીરની આરોગ્યતાની વખતે કરે છે, તેનો સહસ્રાંશપણ અનારોગ્યતાની વખતે નહિજ કરી શકે. ત્યારે બિચારાં તેવાં બાળકો પોતાનાં નિર્બળ અને શિથિલ થઇ ગયેલાં મગજથી કેવી રીતે પોતાના પાઠ તૈયાર કરવામાં પાર પડી શકે? દરેક કામ ઉત્સાહથી જેટલું અને જેવું થાય છે તેટલું અને તેવું શ્રમથી નથીજ થતું. ઉત્સાહ તો તેઓનો છેક માસ્તરોયે નિર્મૂળજ કરી નાંખ્યો હોય છે, એટલે પાઠમાં પાર પડવાની આશાજ શાની? જેઓમાં શરીરશક્તિ નહિ ને જેઓમાં વિદ્યાની શક્તિ નહિ તેનાથી દેશાભિમાન કે દેશોદયનો જુસ્સો પણ શું રાખી શકાય? વળી દેશાભિમાનનો જુસ્સો તેવાં માણસોમાં થઇ શકે છે કે જેનું મન કોઇનાથી થતા તિરસ્કારને સહન ન કરી શકે. પણ આપણા બાળકોનાં મન તો બાલપણામાં અજ્ઞ માતાઓની ગાળો સાંભળીને અને મોટા થયા પછી મુર્ખ માસ્તરોની ગાળો અને તિરસ્કારકારક જૂદી જૂદી ભાષાઓના શબ્દો સાંભળી સાંભળીને દૃઢ અને તિરસ્કારસહિષ્ણુ[6] થઇ ગયાં હોય છે, એટલે તેને દેશની પડતી દશાંથી અને દેશને તિરસ્કાર થવાથી મનમાં દુઃખ શાનુજ આવે?

---

૧ ધીરજ. ૨ સ્થિરપણું. ૩ વિપત્તિ સહન કરવાપણું. ૪ ન બીવાપણું. ૫ અતિ બળવાનપણું. ૬ અપમાન સહનકરવાના સ્વભાવવાળાં.

આમ લખવાથી માન્ય માસ્તરો તરફ કે સ્તુત્ય[1] આસિસ્ટંટો તરફ કટાક્ષ છે એમ નથી, પણ મારો ખરો કટાક્ષ તો 'ભયવિના પ્રીતિ નહિ' અને 'માર ચૌદમું રત્ન છે' એમ ગણનારા જેઓ છે તે ઉપરજ છે. કેમકે ભયનો ઉપયોગ કરવાથી અને મારવાનો ધારો ચલાવવાથી ઉપર લખ્યાં એટલાંજ નુકશાનો નહિ પણ બીજાં અનેક નુકશાનો થવાનો સંભવ છે. જે અનુભવી અને સુજ્ઞ મહાત્માઓએ 'કેળવણીમાં ભયનો ઉપયોગ ન કરવો પણ માયાનો[2] ઉપયોગ કરવો' એવું વાક્ય લખ્યું છે એમને ઉત્તમોત્તમ માન ઘટે છે. એમનાં એ થોડા અક્ષરોથી ઘડાયેલાં વાક્યમાં પણ અર્થનું ગાંભિર્ય ઘણું રહેલું છે. એ-તો નિઃશંકપણે સિદ્ધ થાય છે કે જે જે કામ માયાનો ઉપયોગ કરવાથી જેવું સિદ્ધ થાય છે, તેવું ભયનો ઉપયોગ કરવાથી કદી પણ સિદ્ધ થતું નથી. તેમાં પણ બાલકોનું મન હોંશથી ભણવાના વ્યસનમાં લગાડવું એમાં તો માયાનીજ જરૂર છે. જે શિક્ષકો, 'ગમે તો બાલકો આવે ને ગમે તો ન આવે, અ આજ ન આવ્યો તો મારૂં શું ગયું? ક ગેરહાજર રહ્યો તો ભોગ એના, ખ નથી આવતો તેથી કાંઈ મારી પાઠશાળા શૂન્ય રેહેવાની નથી,' એમ ગણનારા છે, તેને તો તેથી કાંઇજ નુકશાન નથી, પણ જે શિક્ષકો પોતાની પાઠશાળામાં આવેલા દરેક બાલકોને પોતાના ઔરસ પુત્રતુલ્ય ગણે છે, તેનાથી એક પણ બાલક ગેરહાજર રહે તો કેમ ઉપેક્ષા કરી શકાય? તેના મનમાં કેમ ચિંતા થયાવિના રહે? અને તેના મનમાં 'અ નું મન આમ કરવાથીજ પાછું ભણવામાં જોડાશે, ક નું મન આમ કરવાથીજ ઉદાસી દૂર કરશે, ખ જ્યારે મારી પાસે આવ્યો ને તેવો ને તેવોજ રહે એ મારી શોભા નહિ, ઘ બાલક છે ને એક વખત ગેરહાજર રહ્યોને તેને 'કેમ ગેરહાજર રહ્યો' એમ પુછતાં પોતાનાં બાલપણાને લીધે સામું બોલે તો શું થયું? તે આપણને માવતર તુલ્ય ગણે છે તેથી નિર્ભય થઇ બોલે છે, એવિષે આપણે શું રોષ રાખવો ઘટે છે!' એવા એવા રાતદિવસ કેમ વિચાર આવ્યા

---

૧ વખાણવા લાયક. ૨ હેત, પ્રીત.

વગર રહે? એવા શિક્ષકોને તો માયાળુ માતપિતાનું જેમ મન પોતાનાં સંતાનના અભ્યુદયની,[1] અભિવૃદ્ધિની,[2] અને અભિસંરક્ષણની,[3] ચિંતામાં રાતદિવસ રમ્યા કરે, તેમ પોતાનાં શિષ્યોનાં અભ્યુદય, અભિવૃદ્ધિ અને અભિસંરક્ષણની ચિંતામાંજ મગ્ન રહે છે. વ્હાલા મિત્ર! આપણે શિક્ષકોને જે ઉત્તમોત્તમ ઉપમા આપિયે છિયે તે એજ કે માયાળુ માતાપિતાનીજ. બાલકો પોતાનાં માતાપિતાના ઔરસપુત્ર ગણાય છે અને શિક્ષકોના ધર્મપુત્ર ગણાય છે. પ્રથમ બાલકના ગુરૂ માતાપિતા છે અને પછીથી ગુરૂ શિક્ષક છે. ત્યારે માયાળુ માતાપિતાએજ પોતાનાં સંતાનનાં હિત ને અહિતવિષે ખરો વિચાર કરવો એ તેઓના ધર્મજ છે. પણ અફસોસ! દેશ કાલ અને દશાની પ્રબળતાથી માબતરોજ અમારાં બાલકોનું હિત શું છે અને અહિત શું છે, તેઓનો અભ્યુદય શેમાં છે અને અનભ્યુદય શેમાં છે, તેઓને લાભ શેમાં છે અને હાનિ શેમાં છે, તેઓની પ્રતિષ્ઠા શેમાં છે અને અપ્રતિષ્ઠા શેમાં છે, તેઓને ભય શેમાં છે અને અભય શેમાં છે, તેઓનું કૃત્ય શું છે અને અકૃત્ય શું છે, અને ટુંકામાં તેઓનો આ લોક અને પરલોક કેમ વર્તવાથી સુધરશે, એ બાબતમાં છેક અજ્ઞાન રહે છે. એટલુંજ નથી પણ કોઈ કોઇ વખત તો માતાપિતાઓજ પોતાનાં બાલકોનું હિતને બદલે અહિત, પ્રિયને બદલે અપ્રિય અને લાભકારક કાર્યને બદલે હાનિકારક કાર્ય કરનારાં થઈ પડે છે. (અપૂર્ણ.

## विदुरनीति.

(આંપણ પાને ૧૯૧ થી.)

त्यजेत्कुलार्थेपुरुषं ग्रामस्यार्थेकुलंत्यजेत् ।
ग्रामंनजपदस्यार्थे आत्मार्थेपृथिवींत्यजेत् ॥ १७ ॥

-કુળને માટે પુરૂષને મેલી દેવો, ગામને માટે કુળને મેલી દેવું દેશને માટે ગામને મેલી દેવું અને પોતાના રક્ષણને માટે પૃથ્વીને પણ મેલી દેવી.

૧ વધારે ઉદય. ૨ વધારે વૃદ્ધિ. ૩ વધારે રક્ષણ.

आपदर्थेधनंरक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानंसततंरक्षेद्दारैरपिधनैरपि ॥१८॥

આપત્તિમાં ઉપયોગી થાય તે માટે ધનનું રક્ષણ કરવું, તે વડે કુટુંબનું રક્ષણ કરવું, અને એ કુટુંબથી અને ધનથી પણ આત્માનું નિરંતર રક્ષણ કરવું.

द्यूतमेतत्पुराकल्पे दृष्टंवैरकरंनृणां ।
तस्माद्द्यूतंनसेवेत हास्यार्थमपिबुद्धिमान् ॥१९॥

સત્ય યુગમાં દ્યૂત (જુગટું) રમવું તે માણસોમાં વેર કરનારૂં જોવામાં આવ્યું છે માટે બુદ્ધિવાન્ હોય તેમણે મશ્કરીને માટે-પણ દ્યૂતનું પાસું પકડવું નહીં (જુગટું રમવું નહીં.)

उक्तंमयाद्यूतकालेपिराजन् नेदंयुक्तंवचनंप्रातिपेयम् ।
तदौषधंपथ्यमिवातुरस्य नरोचतेतववैचित्रवीर्य ॥२०॥

હે રાજા! દ્યૂત રમવા વખતે પણ "આ દ્યૂત રમવું એ યોગ્ય નથી" એવી રીતે મરવા પડ્યો હોય તેને જેવું હિતકારક ઔષધ આપે તેવું વચન મેં કહ્યું હતું પણ તે તમને ગમ્યું નહિ.

काकैरिमांश्चित्रबर्हान्मयूरान्पराजयेथाःपांडवान्धार्त्तराष्ट्रैः ।
हित्वासिंहान्क्रोष्टुकान्गूहमानः प्राप्तेकालेशोचितात्वंनरेंद्र॥२१

હે રાજા! કાગડા સરખા કૌરવોથી, નાનાપ્રકારના રંગવાળાં મોરપીછવાળા મોર સરખા પાંડવોનો પરાજય કરવાને ઇચ્છો છો, અને સિંહને મેલી દઇને ગધેડાઓને સંઘરો છો, તેથી જ્યારે વખત આવશે ત્યારે પછી તમે પસ્તાશો.

यस्यातनक्रुध्यतिसर्वकालं भृत्यस्यभक्तस्यहितेरतस्य ।
तस्मिन्भृत्याभर्तरिविश्वसंति नचैनमापत्सुपरित्यजंति ॥२२॥

હે ભાઈ! નિરંતર સેવા કરનારા અને ધણીનું હિત કરવામાં ગુંથાએલા ચાકરઉપર જે હમેશાં કોપ નથી કરતો, તે ધણીઉપર ચાકરો વિશ્વાસ રાખે છે અને તેને દુઃખની વખતમાં છોડતા નથી.

नभृत्यानांवृत्तिसंरोधनेन राज्यंधनसंजिघृक्षेदपूर्वं ।
त्यजंतिह्येनंवंचितविविरुद्धाः स्निग्धाह्यमात्याःपरिहीनभोगा. ॥२३

ચાકરોની આજીવિકા હરી લઈને અપૂર્વ એટલે પારકું રાજ્ય અને ધન લેવાની ઇચ્છા ન કરવી, કેમકે છેતરાએલા, વિરૂદ્ધ પડેલા અને સ્નેહવાળા પણ ભોગ જેના જતા રહ્યા છે એવા કારભારિયો નકી એવી રીતે કરનારાનો ત્યાગ કરે છે.

कृत्यानिपूर्वंपरिसंख्यायसर्वाण्यायव्ययेचानुरूपांप्रवृत्तिम् ।
संगृह्णीयादनुरूपान्सहायान् सहायसाध्यानिहिदुष्कराणि ॥२४॥

જેટલાં કામ કરવાનાં હોય તેટલાં પ્રથમ 'આ થઇ શકે એવાં છે અને આ થઇ શકે એવાં નથી' એમ નિશ્ચય કરીને અને ઉપજ અને ખરચ પ્રમાણે ચાકરોની આજીવિકા કરી આપીને પછી જેવા યોગ્ય હોય તેવા સહાય કરનારાઓનો સંગ્રહ કરવો. કેમકે ન થઇ શકે એવાં (બીજાનો દેશ લેવા જેવાં) કામો પણ સહાયથી થઇ શકે તેવાંછે.

अभिप्रायंयोविदित्वातुभर्तुः सर्वाणिकार्याणिकरोत्यतंद्री।
वक्ताहितानामनुरक्तआर्यः शक्तिज्ञआत्मेवहिसोनुकंप्यः॥२५॥

જે સાવધાન પુરૂષ સ્વામીના અભિપ્રાયને જાણીને સર્વ કામો કરે છે, જે હિત હોય તે કહેનારો છે, જે પોતાની ઉપર પ્રીતિવાળો છે, જે પોતાથી મોટો અથવા માનવાયોગ્ય છે, અને જે પોતાની શક્તિને જાણે છે, તે, જેમ પોતાના દેહઉપર પોતે અનુગ્રહ કરિયે તેમ અનુગ્રહ કરવા યોગ્ય છે.

वाक्यंतुयोनाद्रियतेऽनुशिष्टः प्रत्याहयश्चापिनियुज्यमानः ।
प्रज्ञाभिमानीप्रतिकूलवादी त्याज्यःसताहृक्त्वरयैवभृत्यः॥२६॥

જે મોટાનાં પુછાણામાં પેશીને ધણીનાં વાક્યને આદર આપતો ન હોય, જે કામમાં જોડેલો હોય તો સામુ બોલતો હોય, જે હું બુદ્ધિમાન છું એમ અભિમાન કરતો હોય, અને જે ધણીની આજ્ઞાથી વિરૂદ્ધ બોલતો હોય, તેવો ચાકર તત્કાળ મેલી દેવો જોઇએ.

अस्तब्धमक्लीबमदीर्घसूत्रं सानुक्रोशंश्लक्ष्णमहार्यमन्यैः ।
अरोगजातीयमुदारवाक्यं दूतंवदंत्यष्टगुणोपपन्नं ॥२७॥

જે ઝાડ જેવો અથવા અભિમાની ન હોય, જે સામર્થ્યવાળો હોય, જે જલદી કામ કરનારો હોય, જે દયાવાળો હોય, જે મીઠું મીઠું બોલનાર હોય, જે બીજા કોઇથી હરાવી ન શકાય એવો હોય, જે જરા પણ રોગી ન હોય, અને યુક્તિવાળી જેની વાણી હોય, એમ જે આઠ ગુણથી યુક્ત હોય તેને 'દૂત' એમ વિદ્વાનો કહે છે. અને તેવો દૂત મોકલવો જોઇએ.

नविश्वासाज्जातुपरस्यगेहे गच्छेन्नरश्चेतयानोविकाले ।
नचत्वरेनिशितिष्ठेन्निगूढो नराजकाम्यांयोषितंप्रार्थयीत ॥२८॥

સંધ્યાકાળ વખતે પુરૂષે, જે વિશ્વાસવિનાનો માણસ હોય તેના ઘરમાં જાણી જોઇને કોઇ દિવસ જાવું નહિ, રાત્રિની વખતે ચોવટામાં સંતાઇને ન ઉભું રેવું, અને રાજાની જેનાપર પ્રીતિ હોય તેવી સ્ત્રીને ભોગવવાની પ્રાર્થ કરવી નહિ.

ननिन्हवंमंत्रगतस्यगच्छेत्संसृष्टमंत्रस्यकुसंगतस्य ।
नचब्रूयान्नाश्वसिमित्वयीति सकारणंव्यपदेशंतुकुर्यात् ॥२९॥

બીજા ઘણા વિચાર આપનારાના વિચારથી જેનો વિચાર ભળી ગયો હોય, એવા નઠારી સંગતના માણસના ખાનગી વિચારમાં રહેલા અભિપ્રાયની નિંદા ન કરવી, તેમ 'તમે ઘણાના વિચાર લોછો માટે મને તમારેવિષે વિશ્વાસ નથી' એમ પણ ન કહેવું, પણ કાંઇ કારણ બતાવીને તેમાંથી નીકળી જવું.

घृणीराजापुंश्चलीराजभृत्यः पुत्रोभ्राताविधवाबालपुत्रा ।
सेनाजीवीचोद्धृतभूतिरेव व्यवहारेषुवर्जनीयाःस्युरेते ॥ ३० ॥

લાજવાળું માણસ, રાજા, વેશ્યા, રાજાનો ચાકર, પુત્ર, ભાઇ, બાળક છોકરાવાળી વિધવા, સેનાથી જીવનાર, અને જેને અધિકાર ઉપરથી દૂર કરેલો હોય, એ સઘળાંનો ધન આપવા આદિ વ્યવહારમાં ત્યાગ કરવો.

(અપૂર્ણ.)

# राजकुमार चंद्रापीडप्रत्ये शुकनाशनो उपदेश.

(અાધણુ પાને ૧૮૩ થી.)

અભિષેકના સમયેજ મંગળ કળશના પાણીથી કેમ જાણે ધોવાઈ જતું ન હોય તેમ રાજાઓનું ડાહાપણ ધોવાઈ જાય છે, અગ્નિકાર્ય સબંધી ધૂમાડાથી કેમ જાણે મેલું થઇ જતું ન હોય તેમ તેઓનું હૃદય મેલું થઇ જાય છે, પુરોહિતના દર્ભના અગ્રભાગથી કેમ જાણે ઉડાડી દેવાતી ન હોય તેમ ક્ષમા ઉડી જાય છે, પાગડીના પેચથી કેમ જાણે ઢંકાઇ જતું ન હોય તેમ વૃદ્ધપણું આવવાનું સ્મરણ ઢંકાઈ જાય છે, છત્રની છાયાથી કેમ જાણે પરલોકનું દર્શન નિવારાતું ન હોય તેમ નિવારાય છે. ચમરના પવનથી કેમ જાણે હરાઇ જતુ ન હોય તેમ સત્યવાદીપણું હરાઇ જાય છે, છડીથી કેમ જાણે નસાડી મેલાતા ન હોય તેમ ગુણો સઘળા નસાડી મેલાય છે, જય જયના પોકારથી કેમ જાણે તિરસ્કાર કરાતો ન હોય તેમ સારા વાદનો તિરસ્કાર કરાય છે, અને ધ્વજા પતાકાના છેડાથી કેમ જાણે દૂર કરાતો ન હોય તેમ યશ દૂર કરાય છે; તેમજ કેટલાક તો થાકી જવાથી શિથિલ થઈ ગયેલા શકુનિના ગળા સરખી ચપળ, પતંગીયાના ઝબકારાની પેઠે જરાવાર મનોહર લાગે તેવી, અને મનસ્વી પુરૂષોએ અવખોડેલી એવી સંપત્તિથી સોભાવાતા, થોડા ધનના લાભમા લેપાઇ જવાથી પોતાના જન્મને ભૂલી જતા, અનેક દોષ એટલે અનેક માણસોના હાથથી ગુથાયેલી નઠારી થઇ ગયેલી ફૂલની માળાથી જાણે તેમ અનેક અવિનયઆદિ દોષે ભરેલા રાગના આવેશથી બાધ કરાતા, નાનાપ્રકારના પારદાદિ રસની પેઠે નાનાપ્રકારના વિષયનો સ્વાદ લેવાની લાલસા રાખનારાં પાંચ છતાં હજાર જેવા લાગતાં ઇંદ્રિયોએ શ્રમ પમાડાતા, ચંચળ પ્રકૃતિ હોવાથી અને વિસ્તાર પામવાથી પોતે એક છતાં હજાર પણાને પામેલા મનવડે આકુળ કરાતા, વિહ્વળપણાને પામે છે; કોઇ ગ્રહથી જાણે ઘેરાતા ન હોય તેમ ઘેરાય છે, ભૂતવડે જાણે પેરાભવ ન પામતા

હોય તેમ પરાભવ પામે છે, મંત્રવડે જાણે આવેશવાળા ન કરાતા હોય તેમ આવેશવાળા કરાય છે, બળે જાણે રોકી રખાતા ન હોય તેમ રોકી રખાય છે, વાયુવડે જાણે ઉડાડાતા ન હોય તેમ ઉડાડાય છે, પિશાચોવડે જાણે ગળાતા ન હોય તેમ ગળાય છે, કામદેવના બાણુવડે જાણે મર્મસ્થાન ભેદાયાં ન હોય તેમ હજાર પ્રકારે મોઢાં મરડે છે, ઘણા તાપથી તપતા હોય તેમ ચેષ્ટાઓ કરે છે, અતિ ભારે પડ્યો હોય તેમ અંગને ટેકી નથી શકતા, કુકડાની પેઠે આડી ચાલ ચાલે છે, અધર્મથી જેની ગતિ નાશ થઇ છે એવા પાંગળાની પેઠે બીજું કોઇ ચલાવે ત્યારે ચાલે છે, ખોટા વાદરૂપ વિષના વિપાકથી કેમ જાણે મુખમાં રોગ થયો હોય તેમ અતિ મેહેનતે બોલે છે, સપ્તપર્ણ નામના વૃક્ષો જેમ ફૂલના પરાગના વિકારથી પાસે રહેનારાઓના માથામાં શૂળ ઉત્પન્ન કરે છે. તેમ તે ફૂલના અને સુવર્ણાદિકના વિકારથી પાસે રેહેનારાના માથામાં શૂળ ઉત્પન્ન કરે છે, મરણ પાસે આવ્યું હોય તેની પેઠે આગળ ઉભેલા બંધુજનને પણ ઓળખતા નથી, આંખ્યો ઉઠી હોય નહિ જાણે તેમ તેજસ્વીને દેખતા નથી, કાળરૂપ સર્પે ડસેલા હોય નહિ જાણે તેમ મહા મંત્રોથી પણ જાગ્રત થતા નથી, ખરીપારીની પેઠે તાપને સહન કરતા નથી, જેમ દુષ્ટ થઇ ગયેલા હાથીઓ મોટા સ્તંભ સાથે નિશ્ચળ બાંધ્યા હોય તોપણ તે ઉપદેશ માનતા નથી, તેમ તેપણ મોટા સ્તંભથી નિશ્ચળ કર્યા છતાં પણ ઉપદેશ ગૃહણ કરતા નથી, અતિ તૃષ્ણારૂપ વિષના વેગથી મૂર્છા પામી ગયેલા તે સઘળું સોના સરખું દેખે છે, પાણી ચડાવવાથી તીક્ષ્ણતા જેની વધી છે એવી તરવારો બીજાની ઉશ્કેરણીથી નાશ કરે છે તેમ મદિરાપાનથી વધેલું છે તીક્ષ્ણપણું જેનું એવા તેઓ બીજાની પ્રેરણાથી નાશ કરે છે, ઉંચે રહેલા ફળને જેમ દંડના પ્રહારથી નીચે પાડે તેમ દૂર રહેનારા મોટા કુળને પણ દંડ નાખીને શિક્ષા કરે છે, ઋતુવગરનાં ફૂલની પેઠે મનોહર આકૃતિવાળા છતાં લોકના નાશના હેતુરૂપ છે, સ્મશાનનો અગ્નિ અતિ ભયાનક આરંભવાળો હોય છે તેમ તે અતિ ભયાનક

વિભૂતિવાળા હોય છે, આંખના રોગવાળાની પેઠે ટુકી નજરવાળા હોય છે, કામિયોને ઘેર જેમ ક્ષુદ્ર એટલે નીચ લોકો રહે છે તેમ તેઓને ઘેર પણ ક્ષુદ્ર એટલે વેશ્યાઆદિક લોક રહે છે, મરણ સમયના ઢોલની પેઠે કાને સાંભળતાં પણ ઉદ્વેગ કરેછે, મોટા પાપના સમુહની પેઠે સંભારતાં પણ ઉપદ્રવ ઉત્પન્ન કરેછે, અને પ્રતિદિવસ પાપથી જાણે ભરેલા હોય તેમ પુષ્ટ શરીરવાળા હોય છે; તથા તેની અવસ્થા એવી હોય છે કે હજારો દુઃખરૂપ બાણના નિશાનપણાને પામેલા તેઓ રાફડાના ઘાસઉપર રહેલાં પાણીના ટીપાં જેમ પોતે પડી જાય છે તે જાણતાં નથી તેમ નીચે ઉતરી ગયેલાં પોતાના મનને પણ તે રાજાઓ જાણતા નથી.

સ્વાર્થ સાધવામાં તત્પર રહેલા, ધનરૂપ માંસના કોળિયા કરવામાં ગીધપક્ષી જેવા અને સભામંડપરૂપ કમળને ઠગનાર બગલારૂપ પુરૂષો કેટલાક રાજાઓને 'જુગટું એજ રમત છે, પરસ્ત્રી પાસે જવું એજ ચતુરાઇ છે, મૃગયા એજ મેહેનત (કસરત) છે, મદિરાપાન એજ વિલાસ છે, ઉન્મત્તપણું એજ શૂરાતન છે, પોતાની સ્ત્રીનો ત્યાગ કરવો એજ નિર્વ્યસનપણું છે, ગુરૂજનનાં વચનનો તિરસ્કાર કરવો એજ પરમ કર્તવ્ય છે, નાચ, ગીત, વાજાં, અને વેશ્યામાં આસક્તિ રાખવી એજ રસિકપણું છે, મોટા અપરાધો ન સાંભળવા એજ મોટી મેહેરબાની છે, કોઇએ કરેલા પરાભવને સહન કરવો એજ ક્ષમા છે, સ્વચ્છંદપણું એજ પ્રભુપણું છે, દેવતાઓનું અપમાન કરવું એજ મોટું બળવાનપણું છે, બંદીજને કરેલાં વખાણ એજ યશ છે, ચપળપણું એજ ઉત્સાહ છે, વિશેષ નહિ જાણવું એજ અપક્ષપાતપણું છે,' એમ સમજાવે છે, અને છેતરવામાં કુશળ ધુતારાઓ મનમાં મશ્કરી કરતા મનુષ્યોને ન ઘટે તેવાં વખાણથી છેતરે છે તોપણ ધનના મદથી ઉન્મત્ત ચિત્તવાળા તે પોતામાં અકલ નહિ હોવાથી ઉપર કહેલું અંગીકાર કરી પોતાનેવિષે ખોટું અભિમાન રાખે છે; મત્ય ધર્મવાળા છતાં કેમ જાણે કોઇ દેવતાના અંશથી પોતાનું શરીર અવતરેલ હોય અને કેમ જાણે દેવતવાળું હોય તેમ જોયા કરે છે, કોઈ ચાકર પો-

તાની મશ્કરી કરે તો તેને સાબાશી આપે છે, દેવતાના સરખાં કામની ચેષ્ટા કરવાના વિચારથી સર્વ માણસોનાં હસવાંનાં પાત્ર થાય છે, દેવતાનો આરોપ કરવો, છેતરવું અને ન ઘટે તે ઘટાવવું તેથી હણાયેલા તે રાજાઓ જાણે બીજા બે હાથ માંહી પેસી ગયા ન હોય તેમ પોતાના બે હાથને સંભાળે છે,* ત્રીજી આંખ કપાળની ચામડીમાં ઢંકાઈ ગઇ હોય તેમ તેની શંકા કરે છે, કોઇને દર્શન આપવામાં પણ અનુગ્રહ ગણે છે, કોઇ ઉપર દૃષ્ટિ પડી જાય તો તે ઉપકાર કર્યો લેખે છે, કોઇ સાથે થયેલાં ભાષણને ધનનું દાન આપ્યા બરોબર ગણે છે, હુકમ કરવો તે પણ વરદાન આપવારૂપ માનેછે, સ્પર્શ કરવો તેપણ પાવન કરવાપણું સમજે છે, ખોટાં વખાણ કરવાથી ગર્વ આવી જવાથી દેવતાઓને નમતા નથી, બ્રાહ્મણોને પૂજતા નથી, માન્યજનોને માનતા નથી, પુજવાયોગ્યને પૂજતા નથી, પ્રણામ કરવાયોગ્યને પ્રણામ કરતા નથી, ગુરૂ આવે ત્યારે ઉભા થતા નથી, વૃથા મેહેનતથી વિષયના ઉપભોગનું સુખ અંતરમાં રહી ગયું છે એમ કહીને વિદ્વાન્‌ને હસે છે, ઘરડપણનાં વિકળપણાનું બોલવું છે એમ વૃદ્ધજનોના ઉપદેશને જાણે છે, કારભારિયા ઉપદેશ આપે તો પોતાની બુદ્ધિને પરાભવ કરે છે એમ જાણી ઇર્ષ્યા કરે છે, અને હિત કેહેનારો હોય તેની ઉપર કોપે છે; ખરેખર તેનેજ વખાણે છે, તેનુંજ રટણ કરે છે, તેનેજ પડખે રાખે છે, તેનેજ વધારે છે, તેની સાથેજ સુખે બેસે છે, તેનેજ આપે છે, તેનેજ મિત્ર કરે છે, તેનુંજ વચન સાંભળે છે, તેની ઉપરજ ક્રીડા થાય છે, તેનેજ બહુ માને છે, તેનેજ પીઠ ગણે છે, કે જે નિરંતર વારંવાર બે હાથ જોડી બીજાં કાર્ય મેલીને પોતાના દેવતની પેઠે તેઓને સ્તુતિ કરે, અથવા જે તેઓનું મહાત્મ્ય વધારે છે; જેઓને અતિ પાપી ઉપદેશથી દયા વગરનું કુટિલતાવાળું શાસ્ત્ર પ્રમાણ છે, અભિચાર (મારણ પ્રયોગ)ની ક્રિયાવડે કેવળ ક્રૂર પ્રકૃતિવાળા જેના કુળગુરૂ છે, બીજાનું ચિંતવન કરવામાં તત્પર રહેલા મંત્રિયો જેને ઉપદેશ કર-

* અર્થાત્ પોતે જાણે ચતુર્ભુજ ન હોય તેમ જાણે છે.

નારા છે, હજારો રાજાઓએ ભોગવીને ત્યાગ કરી નાંખેલી રાજલક્ષ્મીમાં જેની આસક્તિ છે, હિંસા જેમાં મુખ્ય છે એવાં શાસ્ત્રોમાં જેનો પ્રવેશ છે અને સહજ પ્રેમથી ભરેલાં હૃદયવાળા અને આધીન રહેનારા ભાયાતોને ઉખેડી નાંખવા એજ જેનું કામ છે, એવાઓનું શું યોગ્ય છે? અર્થાત્ કાંઈ યોગ્ય નથી, સઘળુ અયોગ્યજ હોય છે.

રાજકુમાર! એ પ્રમાણે છે, માટે એવી રીતે અતિકપટ ભરેલા અને હજારો દુઃખની ચેષ્ટાથી અતિભયંકર રાજ્યકારભારમાં તથા મહામોહરૂપ અંધકાર કરનાર આ યુવાવસ્થામાં તમારે એવી રીત વર્તવું કે, જેમ માણસો હસે નહિ, સાધુજનો નિંદે નહિ, ગુરૂજનો ધિક્કારે નહિ, સુહૃદ્જનો ઠપકો આપે નહિ, વિદ્વાનો ખેદ લાવે નહિ, દુરાચારિયો છેતરે નહિ, કુશળ પુરૂષો મશ્કરી કરે નહિ, ચાડિયાલોકો પરાભવ કરે નહિ, સેવકરૂપ નાર કરડી ખાય નહિ, ધૂતારાઓ ઠગે નહિ, સ્ત્રિયો મોહ પમાડે નહિ, લક્ષ્મી તિરસ્કાર કરે નહિ, મદ નચાવે નહિ, કામદેવ ઉન્મત્ત કરે નહિ, વિષયો નીચે નાંખી દે નહિ, રાગ આકર્ષણ કરે નહિ, અને સુખ ત્યાગ કરે નહિ; જે ચંચળ હૃદયના અને મૂર્ખ હોય તેનેજ ધન મદ ઉપજાવે છે, પણ તમે તો જેવા જોઇએ તેવા પ્રકૃતિથી ધીર છો તથા પીતાજીએ મોટા પ્રયત્નથી કુળવેલા છો, તો પણ તમારા ગુણવડે થયેલો સંતોષ મને આ રીત બોલાવે છે, માટે ફરીને પણ હું આપને કહું છું કે, ભલે વિદ્વાન્ હોય, સાવધાન હોય, મહાબલવાન્ હોય, ડાહ્યો હોય, ધીરજવાન્ હોય, અને ઉદ્યમી હોય તોપણ તેવા પુરૂષને પણ આ અવિનય ભરેલી લક્ષ્મી ખળ કરી મેલે છે. પિતાજીએ જુવાનીના આરંભમા રાજ્યાભિષેક રૂપ મંગળ કાર્ય કર્યું છે તેનો પુણ્યને લીધે અનુભવ કરો, કુળઉતાર ચાલી આવેલી અને પૂર્વજોએ ઉપાડેલી રાજ્યની ધોસરીને ઉપાડી શત્રુઓનાં મસ્તકો નમાવો, પોતાના બંધુવર્ગનો ઉદય કરો, જો કે તમારા પિતાજીએ સાત દ્વિપ અને સાત સમુદ્રવાળી પૃથ્વી જીતી છે તોપણ રાજ્યાભિષેક થયા પછી દિગ્વિજયનો આરંભ કરી ચોતરફ

ફરીને વિજય મેળવો. આજ સમય તમારે પ્રતાપ બેસારવાનો છે. પ્રતાપ બેસે ત્યારેજ રાજા ત્રિલોકીને જોનારની પેઠે સફળ આજ્ઞાવાળો થાય છે."

## पुस्तकोंनी पहोंच.

'पंचदशी' નામનો ગ્રંથ મૂળ સંસ્કૃતમાં છપાયેલો આર્યધર્મપ્રકાશને મળ્યો છે, તે સ્વિકારિયે છિયે.

આશરે પાંચસો અથવા સાતસો વર્ષઉપર વિદ્યારણ્યસ્વામી નામના મહાત્માએ મુમુક્ષુના હિત માટે આ ગ્રંથ ૧૫ પ્રકરણથી રચ્યો છે. કેટલાક કહેછે કે એ ગ્રંથ અધુરો રહી જવાથી ભારતીતીર્થ સ્વામિયે પૂર્ણ કર્યો છે.

શ્રીવિદ્યારણ્યસ્વામી ઘણાજ પ્રસિદ્ધ વિદ્વાન્ થઇ ગયા છે. એમના રચેલા ગ્રંથ ઘણા છે અને એ ઉપરથી સિદ્ધ થઇ રહે છે કે તેઓ સર્વ વિદ્યાને જાણતા હતા. તેમની ઉત્તરાવસ્થામાં આ ગ્રંથ થયો છે. વેદાંત વિદ્યાના ઘણા ગ્રંથો છે તેમાં પંચદશી પ્રથમ ગણાવા યોગ્ય છે. વેદાંત પ્રક્રિયાનો બીજો કોઇ ગ્રંથ આની બરોબરી કરી શકે એમ અમે માનતા નથી. એ ગ્રંથઉપર સંસ્કૃત ટીકા વિસ્તારવાળી ઘણી સરસ છે, અને કેટલીક ભાષા ટીકા પણ થયેલી છે. જેને એ ગ્રંથનો પૂર્ણ અભ્યાસ થયો તેને બીજા ગ્રંથની જરૂર રહે તેવું નથી. શ્રીવિદ્યારણ્યસ્વામી ગ્રંથકર્ત્તા થઇ ઘણા પ્રસિદ્ધ થયા છે અને તેમના ગ્રંથો પણ ઘણા પ્રસિદ્ધ છે. માટે વધારે બોલવું કે લખવું પડે તેમ નથી. જે માતાપિતાના તે પુત્ર થયા તેમને ધન્ય છે. એવા વિદ્વાનો આ આર્યાવર્ત્તને શોભાવતા રહે એવી અમારી પરમેશ્વરપાસે પ્રાર્થના છે. હાલમાં આ ગ્રંથને અહીંના શેઠ શરીફભાઇ સાલેમહમદે નિર્ણયસાગર પ્રેસમાં નાજુક આકારમાં મૂળ સંસ્કૃત છપાવ્યો છે. જાતે હિંદુ નહિ છતાં એમને વેદાંતનો ઘણો શોખ છે અને તેવાં પુસ્તકો પ્રસિદ્ધ પાડવામાં ઘણા ખંતી છે એ ખુશીની વાત છે. પાસે રાખવા કે પાઠ કરવાને

ઉપયોગી થઇ પડે તેવો છે. બત્રીસ પેજી બસો પાનાની ને પાકા પુઠાંની આ ચોપડી છે. કિંમત આના ૧૦ છે, ટપાલખર્ચ જુદો.

'આશૌચનિર્ણયનું ભાષાંતર' નામનું પુસ્તક આર્યધર્મપ્રકાશને બનાવનાર તરફથી મળ્યુ છે તે ઉપકાર સાથે માન્ય રાખિયે છિયે. આ પુસ્તક હાલમાં લોકોને ઉપયોગી થઈ પડે તેવુ છે. સંસ્કૃત જાણનારઓના કરતાં ગુજરાતી જાણનારાઓને વધારે ઉપયોગી અને ધર્મના વિષયમાં તેવાઓને નિઃસંદેહ કરનાર થશે. કવિ રણછોડલાલ ગલુરામનું આ પ્રયત્ન અમને ગમ્યુ છે, ભાષા સરલ સમજાય તેવી થઇ છે. વળી પાછળના ભાગમા સંસ્કૃત પણ દાખલ કર્યું છે એ ઠીક કર્યું છે, જેથી વિદ્વાનોને અનુકૂળ થશે. શેઠજી લક્ષ્મીદાસ ખીમજીના આશ્રય નીચે છપાયાથી એ સાહેબને પણ માન ઘટે છે. અમે આશા રાખિયે છિએ કે આવાં પુસ્તકો બહાર પડે અને તેમને આવી રીતેજ આશ્રય મળે. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૩૨. કિંમત આના ૪ છે.

મૂળ સંસ્કૃત રચનાર ત્ર્યંબક શાસ્ત્રીનો મોટો આભાર માનવો જોઇએ કેમકે તેના રચેલ ત્ર્યબકી નામના લઘુ પુસ્તકનુ આ ભાષાંતર છે.

'બાળબોધ' નામનું પુસ્તક તેના છપાવનાર રચનાર તરફથી મળ્યુ છે તે સ્વીકારિયે છિયે.

મૂળ અને ટીકા બેય હિંદી ભાષામાં સારા બાળબોધ અક્ષરથી લખેલ છે. વેદાંતના પુસ્તકો છપાવવા બહાર પાડવામા પંડિત પીતાંબરજી તથા શેઠ સરીફભાઈ સાલેમહમદ ઠીક પ્રયત્ન કરે છે. વેદાતના ભાષા ગ્રંથો પણ કંઇ થોડા નથી, તોપણ આ પુસ્તક અનુપયોગી જાય એમ લાગતું નથી. કેમકે તેમા વેદાત પ્રક્રિયાનાં બીજાં પુસ્તકોના અભિપ્રાયો ગોઠવાયેલા છે. તે નામ પ્રમાણે બાળબોધને ઉપયોગી છે.

આ પુસ્તક મૂળ તો રાઘવાનંદજીએ છપાવ્યું હતું પણ આ બીજી આવૃત્તિમા મૂળમા કઇ સુધારો વધારો કરી તેની ટીકા કરી બહાર પાડ્યું છે એમ પ્રસ્તાવનામાં દર્શાવે છે. હાલના કરતાં આગળ સંસ્કૃત

નહિ જાણનારા પણ સારા બોધવાળા હતા, એમ તેમનાં નીકળી આવતાં અનુભવનાં પુસ્તકો પ્રસિદ્ધ કરી આપે છે. પૃષ્ઠ ૧૭૫ ડેમી. કિંમત પુઠાવિના ૦-૧૦-૦ તથા પુઠાવાળાંનો રૂ ૧) છે.

## जनस्थितिविषे दोहरा.

ઉની ઉની રોટલી, શાક દાળ ને ભાત;
ખાતાં પીતાં ખેલમાં, જાય દિવસ ને રાત.
પેરે ઓઢે અંગપર, ભાતભાતનાં વસ્ત્ર;
પૈસા માટે પ્રેમથી, કરે પ્રયત્ન સહસ્ર.
સરલપણું સમજે નહિ, આડા અવળા જાય;
દુર્ગુણના સરદાર પણ, ગુણ પોતાના ગાય.
ઘણાં ઘરેણાં ઘાલવાં, ઘટિત ગણે તે રીત,
ગાય ગળાં પકતાં કરી, અવગુણકારક ગીત;
કામ ક્રોધ મદ મોહ ને, મત્સર લોભ લગાર;
અળગા કદી કરે નહિ, કપટીના સરદાર.
ભાતભાતની શોભતી, અચરતકારક ચીજ;
લેવા ભોગવવા ભલી, થાય સદા તજવીજ.
ધર્મ ન જાણે લેશ પણ, ક્લેશ કરે દિનરાત;
પંડિતતા પરખાવવા, વળી વગોવે જાત.
ન સંબંધને ઓળખે, આપે નહિ સંતોષ;
રાતદિવસ સહુ સાથ પણ, રાખે હૃદયે રોષ.
દોષ ન જાણે દેહના, પણ અભિમાન અપાર;
અહંકારમાં સત્યને, સમજે નહિ લગાર.
સંપાદન પુરૂષાર્થનું, કરી શકે નહિ લેશ;
કરે ન સંગત સુજ્ઞની, પરોપકારે દ્વેષ.
શ્રવણ કરે નહિ શાસ્ત્રનું, એવા આડા લોક;
સુખ પામે શી રીતિથી, તજે કેમ તે શોક!
એવા નરનાં જન્મવાં, નિષ્ફળ કેમ ન જાય!
ભૂલી ભવાટવીવિષે, અગણિત ગોદા ખાય.

# વિજ્ઞપ્તિ.

આજકાલ આપણા ગુજરાતી વર્ગમાં અનેક ચિત્ર વિચિત્ર રંગો નજરે આવે છે. કેટલાક વિદ્વાન્ પુરૂષોએ તો મરાઠી વર્ગની પેઠે પોતાના સ્વતંત્ર વિચાર ન દર્શાવતાં પ્રાચિન વિદ્વાનોના વિચાર અન્યભાષામાંથી તરજુમો કરી આપણી ગુજરાતી ભાષામાં આણવા પ્રયત્ન કરેલ છે. પણ બહુતેક વિદગ્ધ વિદ્વાનોએ તો પોતાના મનથી પોતે સર્વ રીતે સંપૂર્ણ છે એમ સમજી અનેક પુસ્તકો પ્રસિદ્ધ કરી આપણા બંધુવર્ગના જ્ઞાનમાં કે (પછી અજ્ઞાનમાં) વધારો કીધો છે. આ રીત જો કે કેટલાકોને તો પસંદ છે તોપણ મહાનુભાવ કવીશ્વર નર્મદાશંકરાદિ પોતાના લખાણથીજ સર્વના ચર્મચક્ષુપરના અંધકારનો ગાઢ પડદો ઉડાડી તેઓને સૂચવે છે કે, પૂર્ણ અનુભવ વિદ્યા, જ્ઞાન, સમાગમ મેળવ્યાવિના એકદમ પોતાના મનથી સંપૂર્ણતા માનવી તે અપૂર્ણતાને વાસ્તેજ. તદનુસાર મેં આગળ જેમ બીજાઓની માફક પોતાના જ્ઞાનમુજબ પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરી ભાષાભંડોળ વધારવા વિચાર રાખ્યો હતો તે ફેરવી હાલમાં જૂદી જૂદી ભાષામાંના પૂર્ણ અનુભવિ અને વિદ્વાન્ પુરૂષોથી પ્રસિદ્ધ થયેલ પુસ્તકોનું ભાષાંતર કરી બંધુવર્ગની સેવા બજાવવા ઇરાદો રાખેલ છે. પ્રથમત: મરાઠી ગ્રંથોત્તેજક મંડળીએ પસંદ કરેલ "સ્વાધ્યાય" અથવા "આર્ય વિદ્યાનો ક્રમ, વિચાર અને પરીક્ષા" સ્વદેશ બોધવાર્થે, લોકહિતવાદિ ઉરફે ઓનરેબલ ગોપાળરાવ હરી દેશમુખે પ્રસિદ્ધ કરેલા ગ્રથનું તેઓની આજ્ઞાથી મરાઠીમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરી છપાવવા આકાંક્ષા રાખું છું. વાસ્તે સર્વ બંધુવર્ગ મને પોતાનો ઉદાર આશ્રય આપી કાયમ મારા પ્રયત્નમાં પ્રેરીત રહેવા સમર્થ કરશે એવી આશા છે.

પુસ્તકના નામઉપરથી કેટલાક ગૃહસ્થોને શંકા થશે કે તેની અંદર શું વિષય હશે? સબબ આ સ્થળે તે મૂળ પુસ્તકની અનુક્રમણિકા દાખલ કરવાની હું અગત્ય સમ

## અનુક્રમણિકા.

बालाचडी दमण सुंदर सीमलामा,
सूता समुद्रतट ठहक सुख थाय,
शु देशनो उदय एम करी शकाय
टीला अने टचकियो करता कृपा
आचार तो अधिक धर्म विरुद्ध पा
नारी अने पुरुष दर्शन लाज जाय
शु देशनो उदय एम करी शकाय
टेटा हवाइ वळि फुलखरणी वछुटे,
भंभोटिया वळि उछुंदर, खूब छुटे
दीवाळियो पण हुताशणियो जणाय
शु देशनो उदय एम करी शकाय.

## शरीरसंबंधी बे बोल.

निखिलंजगदेवनश्वरं पुनरस्मिन्नितराकलेवर ।
अथतस्यकृतेक्यिानय म्रियतेहतजने.परिश्रमः ॥

આખું જગત્‌જ નાશ થવાના સ્વભાવવાળું છે અને તેમાં વળી શરીર તો નિરંતર નાશ થવાના સ્વભાવવાળું છે તો પણ અહો તે નાશાત્મક શરીરમાટે માણસોએ આ[1] કેટલો બધો શ્રમ કરવામા આવે છે!

નામ રૂપથી જે કાંઈ દેખાય છે તે સઘળું જગત્ સદાય નાશ થવાના સ્વભાવવાળુંજ છે. આવા નાશાત્મક જગત્‌મા શરીર પણ નાશ થવાના સ્વભાવવાળુ હોય એમા કાંઈ આશ્ચર્ય નથી. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાચ મહાભૂતોથી સ્થૂલ શરીર બંધાય છે. તેમા રસ, લોઇ, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને વીર્ય એ સાત અપવિત્ર ધાતુઓ ઉપજાવે તેવી ધાતુઓ ભરી છે. ઉપરથી ચામડી મઢી લીધેલી છે તેથી અંદર ભરેલા પદાર્થો દેખાતા નથી એટલે દેખીતું સારૂ દેખાય છે. માંહી ભરેલા પદાર્થમાંથી

[1] આ એટલે આપણે આપણી આંખોથી જતા જોઇએ છિયે તે બધા.

એક પણ પદાર્થ જો બહાર આવે છે તો કેવી ગ્લાનિ પેદા કરે છે તે કોઇનું અજાણ્યું નથી. આપણે ઘણીવાર મુવેલાં પ્રાણિયોનાં શરીરને કાગડા ને કુતરાંએ ઢોલાતાં ને ખવાતાં જોયાં છે અને તેમાંથી નીકળતી સહન ન થઇ શકે એવી દુર્ગંધથી નાકે કપડું દઇને દૂર જતા રહ્યા છિયે. ઘણીવાર ગાડિયોની કે બીજા પાષાણ આદિ પદાર્થની ભીસથી ચગદાઇ ગયેલાં નાનાં પ્રાણિયોને આપણે જોયાથી મનમાં અરેરાટીની સાથે ગ્લાનિ આવી ગઈ છે. જેવાં તે શરીર છે તેવાંજ આપણાં આ મનુષ્યશરીર છે. એ પણ એવી દશામાં આવે છે ત્યારે એવાં ને એવાંજ દેખાય છે. પ્રાણ ગયા પછી શરીરને બાળી નાંખે છે તેથી તે દશાનો અનુભવ આપણને ક્વચિતજ થાય છે. જે સમયે શરીર બળતું હોય તે સમયે પણ જો તેને આપણે ઉઘાડું જોઇએ તો તેનાં બિભત્સપણાનો આપણને તત્ક્ષણ બોધ થાય. જગત્‌માં જેટલા અપવિત્ર પદાર્થો ગણિયે તેટલા બધા આ શરીરમાં સમાયેલા છે. મળ, મૂત્ર, લાળ, સ્વેદ, ચીપડા, ગુંગા, લીટ, ઇત્યાદિ દુર્ગંધી પદાર્થ આ શરીરમાંથીજ થાય છે. અત્યંત પવિત્ર અને પ્રાણને જીવાડનારૂં અન્ન તથા પોષણ કરનારૂં પાણી આ દેહના સંબંધથીજ ક્ષણવારમાં અપવિત્ર દુર્ગંધી અને ત્યાગ કરવા યોગ્ય થાય છે. આવી રીતે અસંખ્ય અપવિત્ર પદાર્થોની ખાણરૂપ આ કલેવર છે, એટલુંજ નહિ પણ વળી નાશવંત છે. જગત્‌માં નાશવંત પદાર્થો તો સઘળા છે પણ આનું નાશવંતપણું તો અજાએબ જેવું છે. પાણીમાં પતાસું ગળતાં હજી વાર લાગે છે, પાણીના પડપોટાને ફૂટતાં હજી વાર લાગે છે, કાચી માટીના ઘડાને વેસકાતાં હજી વાર લાગે છે, કાચના કુંપાને ફૂટતાં હજી વાર લાગે છે અને આંખનું મટકું મારતાં હજી વાર લાગે છે પણ આ પંચભૂતનાં શરીરને પડતાં તો કંઈપણ વાર નથી લાગતી; જોતાં જોતામાં નાશ થઇ જાય છે. આટલુંજ નહિ પણ તે કયે સમયે નાશ થાય છે અને કયે સમયે નાશ થવાનો છે તેની ખબર પણ પડતી નથી. કોઇ સમયે માતાના ગર્ભમાંજ, કોઇ સમયે બાલ્યાવ-

સ્થામાં, કોઈ સમયે કિશોર અવસ્થામાં, કોઈ સમયે યુવાવસ્થામાં અને કોઇ સમયે વૃદ્ધાવસ્થામાં, એમ જુદી જુદી રીતે નાશ પામેછે. નાશ પામતાં પેહેલાં પણ, ક્ષય, સંગ્રહણી, તાવ, ઉદર, ઉધરસ, વિશુચિકા, ઉન્માદ, સન્નિપાત અને અનેક દુઃખ આપનારા મહા રોગની પીડાને ભોગવીને પોતાને નાશ થવામાં તે તે રોગનુ નિમિત ધારણ કેરે છે. આવા અપવિત્ર મળમૂત્રના પાત્રરૂપ ક્ષણભંગુર શરીરને માટે કેટલાં બધાં પ્રયત્નો કરવામા આવે છે? સુંદર ઘર બંધાય છે; અનેક પ્રકારના શોભીતા પદાર્થોથી શણગારાય છે; તેમાં મોટા પલંગો પથરાય છે; પલગ પર ચડીને પોઢાય છે; પંખાના પવન ખવાય છે; સુગંધી કેસરિયા ચદન ચોપડાય છે; વાળાની તટીઓ બંધાય છે; ગાન તાન સંભળાય છે; વિવિધ પ્રકારની વાતોમાં દિવસો જાય છે; કોચ, કબાટ, પેટી, પટારા, ટેબલ, હાંડી, ઝુમ્મર, ગ્લાસ, અરિસા એવા અનેક પદાર્થો સંપાદન થાય છે; સુંદર સફેત સૂક્ષ્મ વસ્ત્ર અંગે ધરાય છે; ભાતભાતનાં પકવાન રંધાય છે અને મનગમતી રીતે તે જમાય છે; શીતલ જલપાન કરાય છે; પાનનાં બીડાં ચવાય છે; મોતીના હાર, ફુલના હાર, સોનાનાં સાંકળાં, કડાં, વેઢ, વીટી, આદિ અનેક પ્રકારનાં આભૂષણો અંગે ધરાય છે; બૂટ મોજાં પહેરી ચસ્મા ચડાવી અને લાકડી લઇ દરિયાની હવા લેવાય છે; અનેક પ્રકારની ભાષા ભણાય છે; બી—એ, એમ—એ, કે બારિસ્ટરની પરીક્ષામાં પાસ થવાય છે; મોટી મોટી મુસાફરિયે જવાય છે; અનેક પ્રકારની કળાઓ શીખાય છે; કેટલીક જાતિની કારીગરી કરાય છે; સરખે સરખા મળી પ્રતિબિંબ પડાવાય છે; બળિયાની સાથે બાથ ભીડાય છે; અનેક તરેહની ઉપાધિયો ઉપાડાય છે; સ્ત્રિયો પરણાય છે અને પ્રજા ઉત્પન્ન કરાય છે; એમ અનેક પ્રકારની ઉપાધિયોમા જીવન વીતી જાય છે. આ બધુ કરાયે છે તે મેલી દઈને બાવા બની જવું એવો કાંઈ અમારો હેતુ નથી. અમારો હેતુ તો તે સઘળું કરેલું સફળ થાય, તેવી યોજનાઓ સાથે કરતાં રેહેવું એવો છે. પણ પોતાને પવિત્ર

માનનારાઓ તેમ સમજવાને બદલે ઉલટું એથી પણ વધારે નિંદવા લાયક આચરણ કરેછે. આશા તૃષ્ણાની મોટી નદીમાં ડુબકાં મારયાં કરે છે; ઇંદ્રિયોને વશ રાખતા નથી; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરમાં ખુચી રહે છે; કુટુંબમાં કલેશ કરે છે; પોતાનાં ભલાં માટે બીજાને પાયમાલ કરે છે; પારકાં કલેજા કાપે છે; પારકી નિંદા કરે છે; પારકી સ્ત્રિયોપર કુદ્દષ્ટિ કરે છે; પારકું ધન પોતાનું કરવા ધારે છે; પારકાને પીડા ઉપજાવે છે; પારકાની પીડાને જાણતા નથી; ચોરી કરવામાં ચતુરાઇ સમજે છે; ચાડી કરવામાં ચંચળપણું માને છે; બીજા પ્રાણિયોને કલેશ કરવામાં કુશળપણું માને છે; માનવાયોગ્ય મહાજનો કે ગુરૂજનોનું અપમાન કરે છે; વિવિધ પ્રકારના ભોગ ભોગવવાનુંજ ધ્યાન ધરે છે; મર્યાદાનું મોઢુંપણ જોતા નથી; લાજને લોપતાં વાર લગાડતા નથી; વાતવાતમાં વિશ્વાસઘાત કરે છે; હિંસા કરવામાં હુશિયારી ગણે છે; પરધર્મમાં પ્રીતિ કરે છે; સદાચારને સમજતા નથી; પવિત્રપણું પાળતા નથી; ઉપરથી સ્વચ્છ થાય તો પણ મનની મલિનતા મેલતા નથી; કલ્યાણ કરે તેવાં કામમાં આસ્તા રાખતા નથી અને જેમ આવે તેમ આડે ધડે ધોમધોકાર ચાલ્યા જાય છે. વિચારિયે તો માત્ર એક આ સાડા ત્રણ હાથનાં હાડકાં ચામડાંનાં પૂતળાંને માટેજ !! કોડીની પણ જેમાં કિંમત નથી અને ક્ષણમાત્ર પણ જેની આશા નથી રખાતી એવાં શરીરથી જે કરવું જોઇયે તે મેલીને અને તેને અમૂલ્ય કરવાની ક્રિયા મેલીને અનેક અવતારોનાં અને તેમાં થતાં આધિ વ્યાધિ અને ઉપાધિનાં દુઃખ ભોગવવાં પડે તેવાં પ્રયત્નો કરવામાં આવે છે એથી બીજું આશ્ચર્યકારક આ જગત્‌માં શું છે? કંઇ પણ નથી.

જો વિવેકબુદ્ધિ હોય તો અનેક પુણ્યના યોગથી મળેલું શરીર સફળ કરવાને ઘણા ઉપાયો છે. જોકે તેનું ક્ષણભંગુરપણું તો મટાડી શકાતું નથી તોપણ તેની હયાતીમાં જે કાર્ય થાય છે તે એક જુદીજ જાતનું જરપણું અને અમરપણું ઉત્પન્ન કરનારૂં છે, અને કોઇ દિવસ

નાશ ન થાય તેવું સુખ મેળવી આપનારૂં છે. મોટા મોટા વિદ્વાનોનાં ને મહારથિયોનાં નામ આપણે હજી સાંભળિયે છિયે તે એક આ ક્ષણભંગુર શરીરથી થયેલાં પ્રયત્નથીજ, અને મોટા મોટા યોગિયો પવિત્ર પરમેશ્વરમાં મળી ગયેલા સાંભળિયે છિયે તે પણ આ ક્ષણભંગુર શરીરથીજ. જો આ પ્રમાણે આપણાથી સાધન કરવામાં આવે તો આપણું શરીર અમૂલ્ય છે. શરીર કદિ અપવિત્ર અને ક્ષણભંગુર છે પણ આપણે તેનાં અપવિત્રપણાં સાથે કે ક્ષણભંગુરપણાં સાથે કશું કામ નથી, આપણે તો તેથી થતાં અમૂલ્ય ફળોની સાથે કામ છે. માટે શરીરને પોષણ કરવામાટે જે સારાં પ્રયત્ન કરવામાં આવે તે ભલે પણ તેની સાથે આત્માનાં કલ્યાણમાટે સત્પુરૂષોના સંગથી, શાસ્ત્ર સાંભળવાથી, પોતાનાં નિર્મળ મનથી જગત્‌માં જે કાંઇ સારૂ નરતું જોવામાં આવે તે ઉપરથી દત્તાત્રીની પેઠે ગૃહણ કરેલા સારા બોધથી, જે જગત્‌માં સદાચરણ હોય તે પ્રેમેથી પાળવાં જોઇએ. ઇંદ્રિયોને વશ રાખવી અને મનને કબજે રાખવું એટલામાં જોકે સઘળા સદાચારનો અને કલ્યાણનાં સાધનનો સમાવેશ થાય છે તો પણ વિશેષ સમજવા માટે લખવામાં આવે છે. શીલને સંભાળવું; આચારને સાચવવો; પરદારા માતા સમાન માનવી; પરદ્રવ્ય માટીસમાન માનવું; પારકાનો દ્રોહ કરવો નહિ; મનને ઇશ્વરનાં સ્મરણમાં અને પરોપકારના વિચારમાં જોડવું; માથાને ઇશ્વરને નમવામાં, મોટાં પરોપકારનાં કામનો ભાર ઉપાડવામાં અને માન્ય તથા ગુરૂજનને નમવામાં જોડવું; આંખને ઇશ્વરના દર્શન કરવામાં, પવિત્ર પુસ્તકો નિરખવામાં, ઇશ્વરની કરેલી જગત્‌ની રચના જોવામાં અને તે ઉપરથી તથા પારકું દુઃખ જોઇને ઉપરથી બોધ લેવામાં અને બીજાને સુખમાં જોઇ રાજી થવામાં જોડવી, કાનને શાસ્ત્ર સાંભળવામાં, સારા બોધ ને ઇશ્વર સંબંધી જ્ઞાન સાંભળવામાં અને અનુભવ લેવા માટે તથા શક્તિ પ્રમાણે સહાય આપવા માટે પારકાં સુખ દુઃખની વાતો સાંભળવામાં જોડવા; જીભને ઇશ્વરના ગુણનું વર્ણન કરવામાં, સારા સારા બોધ આપી લોકને બોધ આપવામાં,

ગુરૂજન અને અતિથી આદિને આવકાર આપવામાં, રામનું નામ લેવામાં, બીજાનું બંધન કાપવામાં, બીજાનું ભલું કરવામાં અને મહા કવિયોનાં બોધ આપનારાં કાવ્યને વાંચવામાં જોડવી; હાથને બીજાનાં બંધનને કાપે એવાં કામ કરવામાં, બોધ આપે એવાં પુસ્તકો લખવામાં, હૃદયને આનંદ આપે તેવી કવિતા કરવામાં, ઇશ્વરનાં ચરિત્ર અને તેના ગુણ લખવામાં, દેવતા ગુરૂજન સાધુજન અતિથી અને ગાય બ્રાહ્મણોની પૂજા કરવામાં જોડવા; પગને પવિત્ર તીર્થાટન કરવામાં, દેવ ગુરૂજન સાધુજન અને માન્ય પુરૂષોનાં દર્શન કરવા જવામાં અને તેમની પ્રદક્ષિણા કરવામાં જોડવા; તૃષ્ણાનો ત્યાગ કરવો, આશાને અળગી કરવી, દંભને દૂર કરવો, કામને કોરે મેલવો, ક્રોધને ધકેલી મેલવો, લોભને ભગાડી મેલવો, મોહને દૂર મેલવો, મદને મોકળો કરવો, મત્સરને મારી નાંખવો, અભિમાનનો અંત આણવો, કપટની ગાંઠ કાપી નાંખવી અને અહંકારને હરાવવો. આવી રીતે કરવાથી જેઓ પોતાની યોગ્યતા સમજે છે તેઓનું ક્ષણભંગુર અને અપવિત્ર શરીર પણ અમૂલ્ય અને વખાણવા યોગ્ય કહેવાય છે. જેટલું પ્રયત્ન શરીરને માટે કરાય છે તેનાથી દશાંશ પણ જો શરીરને સફળ કરવા માટે તથા અનેક શરીરમાં અવતરી જન્મ મરણાનાં અને આધિ વ્યાધિ અને ઉપાધિનાં દુઃખ નહિ ખમવા માટે અને આત્માને અત્યંત સુખ પમાડવાને માટે કરવામાં આવે તો માતા પિતાને કષ્ટ આપીને પુષ્ટ થયેલાં આ શરીરનું જન્મવું કંઇક સાર્થક થાય છે. નહિ તો તે જે કહીએ તેવું અપવિત્ર અને આત્માને બંધનકારક તથા અનેક આપત્તિ આપનાર છે. આશ્ચર્ય માત્ર એટલું છે કે માયાથી મોહ પામી ગયેલા અને નાનાપ્રકારની ભોગ ભોગવવાની ઇચ્છાવાળા અજ્ઞાનિયો ભૂલવણીમાં પડીને અંધની પેઠ જેનો એક પલનો પણ ભરોસો નથી એવાં અસત્ય શરીરને માટે અસંખ્ય ઉપાયો કરે છે અને પ્રારબ્ધના યોગથી કે માયાની પ્રબળતાથી ખરૂં તત્વ શું છે ને કલ્યાણ શેમાં છે તે જાણતા નથી.

---

# चंद्रप्रभा चरित.

(સાંધણ પાને ૧૭૬ થી.)

ત્યાર પછી મેં મહારાજા ચંદ્રકીર્તિ, દેવી સુશીલા, દેવી ચંદ્રપ્રભા અને મારાં માતાપિતાની પ્રાર્થના કરી કે 'આપ સર્વે અહિં બેશો અને હું એકલોજ આ ગુફાની અંદર જાઉં, ને મારા મિત્રને ચોતરફ શોધું. મારા મિત્ર મને મળશે કે તરતજ હું એમને તેડીને આપની હજુરમાં હાજર થઈશ.' તે લોકોએ ગુફાની અંદર પણ સાથે આવવાને માટે ઘણી તકરાર કરી પણ અનેક પ્રકારે સમજાવીને મેં તેઓને ગુફાના મુખ પાસેજ રેહેવા પ્રાર્થના કરી, ત્યારે તેઓએ મને અંદર આવવાને રજા આપી. હું જેવો તે ગુફામાં પેઠો કે ઘાટું અંધારૂં મારા જોવામાં આવ્યું. ઘણીવારે તે અંધારાને ઉતર્યા પછી એક માણિક્યમય પ્રદેશ મારા જોવામાં આવ્યો, પણ તેમાં ક્યાંઈ પણ મારો પ્રિયમિત્ર ન હોવાથી હું સામેના બીજા પર્વતની ગુફામાં ગયો. તેમાં પણ પ્રથમ અંધારાનો ઘણો ભાગ જોયા પછી સ્ફટિક-મણિમય પૃથ્વી, પર્વત, વન, અને વૃક્ષો જોવામાં આવ્યાં. ત્યાં પણ પ્રિય મિત્રના મુખનાં દર્શનનું સુખ ન પ્રાપ્ત થવાથી તે તે અતિરમ્ય પ્રદેશ અને પદાર્થોમાં વૈરાગ્યથી શુન્ય હૃદય થઈ નજર પણ કર્યા-વગર ત્રીજા પર્વતની ગુફાનાં મુખમાં મેં પ્રવેશ કર્યો. તેમાં પણ પ્રથમની પેઠેજ અંધારૂં ઉતરી ગયા પછી ઇંદ્રનીલમણિમય આ સર્વે પ્રદેશ અને પદાર્થો મારા જોવામાં આવ્યા અને મનુષ્યનાં નેત્રને આનંદ આપનારી મારા પ્રિય મિત્રની આ ઇંદ્રનીલમણિની પ્રતિમા મારી નજરે આવી. હું નથી જાણતો કે મારો મિત્ર એકદમ આવી દશાને પ્રાપ્ત થયો એ તે કોઈના શાપથી, કે કાંઇ આ દેશના પ્રભા-વથી, કે અમારાંજ દુર્બલ પ્રારબ્ધની પ્રબળતાથી! ગમે તેમ હોય પણ જ્યારે આવાં મિત્રરત્નને હાથથી ખોયું ત્યારે હવે જીવવાનું શું પ્રયોજન છે? કાંઇજ નહિ. આવાં મિત્રરત્નના વિયોગના દુઃખ-ની વ્યથા સહન કરવા કરતાં પ્રાણનો ત્યાગ કરવો એજ ઉચિત છે,

દેવિ ! હું હાથ જોડી આપની એટલીજ પ્રાર્થના કરૂં છું, કે જો કદી કોય પણ બીજું માણસ અમારી તપાસ કરવા આંહી સુધી આવી પોચે તો આપ તેને અમારાં વૃત્તાંતવિષે જાણીતું કરવા કૃપા કરશો.'

આમ બોલતાં નેત્રમાંથી આંશુડાંની ધારાઓ પડવા લાગી તેથી તેણે બોલવું બંધ કર્યું, કે તરત તે દેવકન્યા બોલી. 'ભદ્રમુખ ! જોકે હું કોણ છું, કોની પુત્રિ છું, આંહી ક્યાંથી આવી છું, અને આંહી મારે શું કરવાનું છે તે કાંઇજ હું જાણતી નથી, તોપણ આપના આવવાની અગાઉ સાયંકાળ સમયે 'અરે શ્રુતશીલ ! મારા વિયોગથી જ્યારે તારા જેવાં મિત્રરત્નનો નાશ થશે ત્યારે અરે હાય ! સર્વનો નાશ થવાનો એમ હું માનું છું,' આટલા અક્ષરો બોલતાંજ આ પુણ્યશાલી રાજકુમાર હું પાપણીના સ્પર્શના દોષથીજ કેમ જાણે સંજ્ઞા હીન થઇ ગયેલા હોય તેમ પડી ગયા અને મને તેમનાજ પુણ્યરૂપ સ્પર્શથી કેમ જાણે સંજ્ઞા આવી હોય તેવી રીત જાગીને વિસ્મયથી ચારે કોર જોવા લાગી. પણ હું અને આ પ્રતિમા શિવાય બીજી કોય મનુષ્યની આકૃતિ મારા જોવામાં ન આવી. એજ ચિંતા, ભય, શોક અને વિસ્મયમાં, હું લીન હતી એટલામાં આપનું દર્શન થયું. હવે હું બીજું કશું જાણતી નથી તો પણ એટલું તો નકી જાણું છું કે મારા જમણા હાથનો સ્પર્શ થતાંજ આ મહાભાગની આવી દશા થઇ છે માટે મારે પણ હવે જીવવાનું શું કારણ છે ? તેથી જે માર્ગને તમે ઉત્તમ ગણો છો તેજ માર્ગને હું પણ ઉત્તમ ગણું છું.' એટલું બોલતાં નેત્રમાં આંસુ આવવાથી તે બોલતી રહી ગઇ. પછી શ્રુતશીલ બોલ્યો કે 'અહો પ્રિયમિત્ર ! ધન્ય છે તુંને કે મરણ સમયે પણ આ માણસનું વિસ્મરણ ન થયું ને છેવટ મારા નાશ થવાની ચિંતામાંજ આ દશાને પ્રાપ્ત થયો છો. અરે હાયહાય ! કૃતઘ્ન લોકોમાં કલંકરૂપ એવો હું તને ધિક્કાર છે, કે હું તારા જેવા સન્મિત્રની આવી દશા જોઉંછું તો પણ હજી જીવું છું.' એમ કહી તરત તેણે ચિતા ખડકી. તે દેવકન્યાએ પણ તેની નજીક ચિતા ખડકી. પછી અતિ સ્વચ્છ જલવાળાં તળાવમાં સ્નાન કરી

શ્રુતશીલ અને દેવકન્યા ચિતામાં ચારે ફેર અગ્નિની જ્વાલાઓ લાગવા માંડી તે સમયે તેને પ્રદક્ષણા ફરતાં 'મારા વિયોગથી મારા પિતાને દુઃખ થશે તેથી મને તેવું દુઃખ નથી થતું કે જેવું મારા મિત્રના વિયોગથી મહારાજા ચંદ્રકીર્તિને દુઃખ થતુ હશે તેથી જેવું મને દુઃખ થાય છે. શાસ્ત્રમાં 'સન્મિત્રોનું મિત્રપણું સરખાં સુખદુઃખવાળું હોય છે' એ જે વાક્ય છે તે હું મારા મિત્રરત્નને લેવા માટે સ્વર્ગમાં જાઉછું તેથી, સત્ય થાઓ.' (અર્થાત્ મહારાજા ચંદ્રકીર્તિ અને મારા પિતાજી એ બેય મિત્ર છે તો તેઓ બેયને સરખું સુખદુઃખ હોવું જોઇએ, માટે ચંદ્રકીર્તિ મહારાજાને પુત્રના વિયોગનું દુઃખ તો મારા પિતાને પુત્રના વિયોગવું દુઃખ થવાથી સમાન દુઃખપણાવાળું મિત્રપણું ગણાય) એમ બોલતાં શ્રુતશીલ ચિતામાં પડવા જાય છે; તેમજ દેવકન્યા પણ 'હું કોણ છું, કોની પુત્રી છું, અને ક્યાથી આવી છું તે કાંઇ જાણતી નથી, તો પણ હે અગ્નિદેવ! હું આપની જ્વાલામાં આ મારા દેહની આહુતી દેતી એટલું માગું છું કે, હું જ્યાં જન્મ લઉ ત્યા આ રાજકુમારનીજ પ્રાણપ્રિયા થાઉ.' એમ કહી ચિતામાં પડવા જાય છે, એટલામાં મૂર્તિમાન્ તપ હોય નહિ જાણે! એવા કોઈ તપસ્વીને દૂરથી આવતા જેયા, કે જે સોનાની સાંકળે બાંધેલ એક બિલાડાને દોરતા દોરતા ચાલ્યા આવતા હતા, જે બિલાડાની આંખો તો પદ્મરાગમણિ જેવી હતી, જેના દેહની કાંતિ ઇદ્રનીલમણિ સરખી હતી અને હીરાઓ જડયા હોય નહિ જાણે એવાં જેનાં શરીર ઉપર ધોળાં ચાઠાં હતાં. આ મહાત્માને આવતા જેઇ શ્રુતશીલ અને દેવકન્યાયે જરા અગ્નિની જ્વાલામાં પડવાને વિલંબ કર્યો એટલામાં મુનિ પણ નજીક આવી પહોંચ્યા. શ્રુતશીલે અને દેવકન્યાએ પ્રણામ કર્યો. તેઓ ઉપર કૃપાદષ્ટિ કરીને તે મહામુનિયે તેઓને કહ્યું કે 'પુત્ર અને પુત્રિ! આત્મઘાત એ અધમમાં અધમ નિંદા કરવા યોગ્ય અને અકૃત્યમાં અકૃત્ય ગણાય છે. માટે તમે આત્મઘાતનો વિચાર દૂર કરો. થોડાજ દિવસોમા તમને ફરીથી તમારા

પ્રિયજનનો સમાગમ થવાનો છે.' મહામુનિનું આ અમૃત જેવું વાક્ય સાંભળતાંવેત શ્રુતશીલે હાથ જોડી વિનતિ કરી કે 'ભગવન્! આપ અમારી ઉપર અપ્રતિમ કૃપા કરનાર કોણ છો? મારો પરમપ્રિય મિત્ર ક્યાં છે, અને તે ક્યારે આવશે તે વિષે આપ પાસેથી વિસ્તારથી સાંભળવા આ માણસને ઊત્કંઠા રહે છે, માટે જો અનુગ્રહ કરી કહેશો તો આ માણસ અધિક આભારી થશે.' મુનિયે ઉત્તર આપ્યો કે 'પુત્ર! એ બાબત કહેવાનો કે સાંભળવાનો આ સમય નથી. ટુંકામાં એટલુંજ કહું છું કે દુ:ખો પાપથી ઉત્પન્ન થાય છે અને પાપ પુણ્યથી નાશ થાય છે એ વાત તો જગત્પ્રસિદ્ધજ છે, માટે કાંઇ ઉત્તમોત્તમ પુણ્યનો આરંભ કર કે જેથી તારો મિત્ર તરત પાપથી મુક્ત થઇ તમને સર્વને આનંદ આપનાર થઇ પડે. (એક શિલા બતાવીને) આ શિલાને તોડી તું તરત બહાર નીકળી જા, ને ત્યાં મહારાજા ચંદ્રકીર્તિની, તારા પિતાજીની, મહારાણી સુશીલાની, રાણી સુબાલાની અને ચિંતાતુર ચંદ્રપ્રભાની આસનાવાસના કર. અને હવે પછી આ ત્રણ ગુફાવાળે માર્ગે તારે જવું નહીં. મહારાજાનાં અંતઃકરણમાં વિશ્વાસ આવવા માટે આ કન્યા અને આ બિલાડાને સાથે લઇ જા. રાજાને કહેવું કે આ કન્યા પણ એક બે પહોર પહેલાં ઇંદ્રનીલમણિની પૂતળી હતી તેમાંથી જો તે દેવકન્યા થયેલી આપણા જોવામાં આવે છે તો પુણ્યની પ્રબલતાથી કુમાર શત્રુશલ્યને પણ કોઇ સમયે આપણે દિવ્ય દેહવાળા દેખશું. આ બિલાડા વિષે પણ ક્રમેકરી તમે સર્વ જાણીતાં થશો. માણસોનું ઉત્તમમાં ઉત્તમ ધન ધૈર્ય છે. માટે ધીર અને વીર પુરૂષોએ પોતાના ધૈર્યના ખજાનામાં ખામી ન આવવા દેવી. માટે એવી રીતે મહારાજા આદિ સર્વ લોકોને ધીરજ આપી પછી તેને મારા વતાવેલ નવીન માર્ગથી આ પ્રતિમા દેખાડવા તેડી આવજે, જે જોયાથી તને શાંતિ થશે. પછીથી નિરંતર આ ઇંદ્રનીલમણિના શિવલિંગની પૂજા કરી જવી, તારાં માતાપિતાની તથા રાજકુમારનાં માતાપિતાની સેવા કરવી અને કાંઇ

અપ્રતિમ પુણ્યનાં કામમાં કેટલાક દિવસો નિર્ગમન કરવા. પણ એટલું યાદ રાખજે કે આ સ્થલમાં કોઇએ કોઇ સમયે પણ સાયંકાલ સુધી રેહેવું નહીં.' એમ કહી બિલાડાની સાંકળ તે દેવકન્યાના હાથમાં સોંપી મુનિરાજ અંતર્ધ્યાન થઇ ગયા.

રાજા! જેમ દિવ્ય અને ભવ્ય મહાત્માના અંતર્ધ્યાનપણાથી શ્રુતશીલને અને દેવકન્યાને ખેદ ઉત્પન્ન થયો હતો તેમજ તે મહાત્માના વચનથી પોતાના પ્રિયજનનાં દર્શનની સત્ય આશા બંધાણી હતી તેથી અંતઃકરણમાં ઉત્સાહ પણ બેયના મનમાં ઉત્પન્ન થયો હતો. શ્રુતશીલે હાથ જોડી દેવકન્યાની પાસે વિનતિ કરી કે 'દેવિ! આટલી વાર તો હું એકલોજ હતો અને પ્રત્યેક વિષયમાં મારાં મનનેજ પુછીને જેમ અનુકૂલ પડે તેમ કરતો હતો, પણ જે સમયથી આપનું દર્શન થયું છે, જે સમયથી આપનાં દયાયુક્ત મધુર વાક્યો સાંભળ્યાં છે અને જે સમયથી આપે અગ્નિ દેવની પ્રાર્થના કરી પોતાના અભિપ્રાય વિષે મને જાણીતો કર્યો છે, તે સમયથીજ મેં મારી સ્વતંત્રતાને વિદાયગિરી આપી છે. એટલુંજ નહિ પણ આપને હું આર્ય ચંદ્રપ્રભાસરખાં માન્ય ગણું છું, માટે હું આપને પુછું છું કે, હવે આપણે શું કરવુ ઉચિત છે? માયાળુ મહાત્માએ જે જે શબ્દો કહ્યા તે આપે સાંભળ્યા છે; મારા મિત્રની અવસ્થા જે છે તે આપ જાણો છો; આ બિચારા બિલાડા વિષે જે જાણવું છે તે ભવિષ્યકાળ ઉપર આધાર રાખે છે; મારૂં હૃદય આ સમયે હિંદોળામાં હીંચકતું હોય નહિં જાણે તેવું થઇ રહ્યું છે; એક તરફથી મિત્રની વિપત્તિ જોતાં એકદમ અગ્નિમાં પ્રવેશ કરી મિત્રના વિયોગરૂપ અગ્નિના તાપથી મુક્ત થવા આતુર થાય છે અને બીજી તરફથી મહાત્માનાં વચન ઉપર આધાર રાખતાં મહારાજા ચંદ્રકીર્ત્તિ, દેવી સુશીલા અને પવિત્ર ચંદ્રપ્રભાને ધારણા દેવા વાસ્તે તરત તેઓની સેવામાં હાજર થવા આતુર થાય છે. હવે તે બેમાંથી શું કરવું ઉચિત છે તે આપજ આજ્ઞા કરો.' દેવકન્યાએ ઉપર પ્રમાણે પવિત્ર શ્રુતશીલનાં વચન સાંભળીને ઉત્તર આપ્યો કે, "પ-

વિજ્ઞ શ્રુતશીલ ! જેમ તમે મને દેખી, મારૂં બોલવું સાંભળી અને મારો અભિપ્રાય જાણી મારેવિષે માન્ય બુદ્ધિ બાંધી છે, તેમજ મેં પણ જે સમયથી તમારી પવિત્ર મુખમુદ્રા જોઇ છે, જે સમયથી તમારૂં મધુર ભાષણ સાંભળ્યું છે અને જે સમયથી તમારૂં ઉત્તમ વૃત્તાંત તથા અભિપ્રાય જાણેલ છે, તે સમયથીજ મારી મનોવૃત્તિ તમારેવિષે અલૌકિક સૌહૃદ રસથી બંધાઇ ગઇ છે. તમે મને પવિત્ર પતિવ્રતા ચંદ્રપ્રભાનું વિશેષણ આપ્યું છે તે ઉત્તમોત્તમ માન આપ્યું છે એમ ગણું છું અને તેથી હું તમારી આભારી થઇ છું. ઇશ્વર તમારૂં વચન તરત સત્ય કરે અને મહારાજ સાથે એક સિંહાસને પવિત્ર ચંદ્રપ્રભાને તથા મને તમે દેખો.

હવે આ સમયે શું કર્તવ્ય ઉચિત છે એ વિષે તમારા જેવા સુજ્ઞ અને વિજ્ઞ માણસને હું જેવાં અલ્પજ્ઞ માણસે બતાવવું એ કાંઇ ઘટિત નથી. તોપણ જ્યારે તમે મારેવિષે માન્ય બુદ્ધિ બાંધી પુછો છો ત્યારે મારે મારી બુદ્ધિપ્રમાણે કેહેવુંજ જોઇયે. મહાભાગ ! આ વાક્ય તો આપનું અજાણ્યું નથી કે 'सुलभःप्राणपरित्यागो दुर्लभः सज्जनसमागमः' (પ્રાણનો ત્યાગ કરવો તે સેહેલ છે ને સજ્જનનો સમાગમ થવો તે દુર્લભ છે) ત્યારે જો હજારો દુઃખો સહન કરતાં પણ સુજનસમાગમ થાય તેમ હોય તો તેમ કરવા માટે પ્રયત્ન કરવું. જે મહાત્માયે આપણને પ્રિયજનના સમાગમની આશા આપી છે તે મહાત્માનાં મુખકમળમાંથી અસત્ય વાણી ઉત્પન્ન થવાનો સંભવ નથી. માટે તે મહાત્માનાં વચન ઉપર આધાર રાખી પવિત્ર મહારાજા ચંદ્રકીર્તિની સેવામાં હાજર થવું એજ હું ઉચિત ગણું છું. તેમ તે મહાત્માની પણ એવીજ આજ્ઞા છે તે માન્ય રાખવાથીજ આપણ સર્વેનું પરિણામે સારૂં છે. માટે તેની આજ્ઞાપ્રમાણે આ શિલા તોડો અને તેજ માર્ગેથી આપણે માન્ય માતાપિતાની સેવામાં હાજર થઇએ.

દેવકન્યાનાં વચનોને અંગીકાર કરી શ્રુતશીલે પગની પાટુ મારીને તે શિલા તોડી નાંખી. પછી તે માર્ગેથીજ શ્રુતશીલ, દેવકન્યા અને તે

દિવ્ય ખિલાડો એ સર્વ બહાર નીકળ્યાં. બહાર નીકળી નજર કરેછે તો નજીકમાંજ મહારાજા ચંદ્રકીર્તિ પરિવારસહિત તેના જોવામાં આવ્યા. તે બેયજણાંયે ચંદ્રકીર્તિ મહારાજાને તથા તેનાં રાણીને પ્રણામ કર્યા. જો કે શ્રુતશીલ એકલોજ આવ્યો હતો તો પણ પોતાનો પ્રિય પુત્ર સંકુશલ્ય આવવાથી જેટલો અને જેવો આનંદ થાય તેટલો અને તેવોજ તે સમયે પવિત્ર વૃદ્ધ દંપતી આદિ સર્વને આનંદ થયો. ઘણા સ્નેહથી મહારાજા ચંદ્રકીર્તિ અને મહારાણી સુશીલાએ તેને પોતાની નજીક આસન ઉપર બેસવા આજ્ઞા કરીને તથા દેવકન્યાની પણ ઘણીજ પ્રીતિથી સંભાવના કરીને તરત એક માણસને પોતાના પ્રધાન સુવ્રતને તથા તેમનાં ધર્મપત્ની સુનયનાને તેડવા મોકલ્યો, જેથી નજીકની પર્ણકુટીમાંથી તરતજ તે બેય આવી પોહોંચ્યા. આવતાં પોતાનાં માતાપિતાને જોઈ ઉભા થઈને શ્રુતશીલે તે બેયને પ્રણામ કરયા, તેમજ દેવકન્યાએ પણ પ્રણામ કરયા. વૃદ્ધ સુવ્રત તથા સુનયનાને રાજાએ આસન આપી પોતાની નજીક બેસવા કહ્યું અને તે રાજાપાસે બેઠાં. શાંત સ્વરથી પુત્ર શ્રુતશીલને કહ્યું કે 'પુત્ર! તું તારા મિત્રવિષે શું ખબર લાવ્યો છો, આ દિવ્ય કન્યા કોણ છે અને આ અદ્ભુત ખિલાડો તુને ક્યાંથી પ્રાપ્ત થયો, તેવિષે સર્વ વાતથી મહારાજાને તું જાણીતા કર.' પોતાના પવિત્ર પિતાજીની આજ્ઞા સાંભળવાથી પોતાના મિત્રરત્નનું સ્મરણ થઇ આવ્યું, આંખમાં આંસુ આવી ગયાં અને પોતે પ્રત્યુત્તર દેવાને શક્તિમાન્ ન થઇ શક્યો. મૂઢ હોય નહિ જાણે, મુંગો હોય નહિ જાણે, બેહેરો હોય નહિ જાણે, સ્તબ્ધ હોય નહિ જાણે, તેવો થઇ ગયો. શ્રુતશીલની આવી દશા જોઇ પોતાની પવિત્ર સાસુ સુશીલાની પાસે બેઠેલી ચંદ્રપ્રભાએ ઉભાં થઇ હાથ જોડી દેવકન્યાને કહ્યું કે 'દેવિ! આપના શરીરની કાંતિજ આપનું દિવ્યપણું સૂચવે છે. હર્ષ શોક વિગેરે સંસારના ધર્મો જેવા મનુષ્ય દેહીને પીડે છે તેવા દિવ્ય દેહીને પીડતા નથી. આ પવિત્ર શ્રુતશીલ કે જેના વચન ઉપર આ મારાં ચાએ માવતરને જીવવાનો આધાર છે તે પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગનાં

દુઃખથી તમે જુવો છો તેવી સ્થિતિમાં છે. એ પોતાના મિત્રને ગોતવા માટેજ આ પર્વતની ગુફામાં ગયા હતા. હવે ત્યાંથી તે પોતાના મિત્રવિષે શું ખબર લાવ્યા છે, એને આપનું મળવું ક્યાંથી થયું, આપ કોણ છો, કોનાં પુત્રી છો, કેવાં કારણથી આપનું આવાં અરણ્યમાં આવવું થયું છે, તે સર્વે આપજ કૃપા કરી સંભળાવવા શ્રમ લેશો તો અમે સર્વ આપનાં આભારી થશું. આપની રમણીય આકૃતિ ઉપરથીજ મને નિશ્ચય થાય છે કે આપ મારી વિનતિ નિષ્ફળ નહિ કરો.'

ચંદ્રપ્રભાનાં ઉપર પ્રમાણે વચન સાંભળી દેવકન્યાએ કહ્યું કે 'પ્રિય બેન ચંદ્રપ્રભા! ધન્ય છે શ્રુતશીલને કે જે પોતાના પ્રાણપ્રિય મિત્રના વિયોગથી આવી દશાને પ્રાપ્ત થયા છે. મારૂં હૃદય તો ખરેખર વજ્ર જેવુંજ કે જે તેવાં તેવાં વૃત્તાંતોનો અનુભવ કરતાં છતાં પણ ફાટી જતું નથી. બેન! હું કોણ છું, કોની પુત્રી છું અને શું કારણથી આ અરણ્યમાં આવી છું, તે વિષે તો હું પણ અજાણી છું. પણ આજે સાંયકાળે 'અરે શ્રુતશીલ! તારા જેવા પ્રિય મિત્રનો મારા વિયોગથી નાશ થશે? હાય હાય ત્યારે તો સર્વનો નાશ થયો એમ હું માનું છું.' એટલું વાક્ય સાંભળતાંજ મારામાં સંજ્ઞા આવી અને જોયું ત્યાં કોઇ રાજકુમારની ઇંદ્રનીલમણિની પ્રતિમા જોવામાં આવી. ત્યારથી જે હું જાણુંછું તે હું તમને કહી સંભળાવું છું,' એમ કહી શ્રુતશીલનું ત્યાં આવવું, તે પ્રતિમા દેખી મૂર્છિત થઇ જવું, ત્યાંથી માંડીને તપસ્વીના કહેલાં વચનના આધારથી દેહત્યાગ ન કરતાં મહારાજની સેવામાં હાજર થવું ઇત્યાદિ સર્વ વિસ્તારથી કહી સંભળાવ્યું, કે જે સાંભળવાની આસક્તિમાં તે સર્વ જનને એક ક્ષણ નીકળી જાય તેમ તે રાત્રિ નીકળી ગઇ.

અરૂણોદયનો અવસર થવાથી ચારેકોરે વિચિત્ર પ્રકારનાં પક્ષિયો કોલાહલ કરવા લાગ્યાં, અંધારૂં ધીરેધીરે ઓછું થવા લાગ્યું, મુનિજનો સ્નાનસંધ્યા કરી વેદનો ઉચ્ચાર કરવા લાગ્યા, ભક્તજનોએ પ્રભાતનાં સમયના ગાયનોથી પવિત્ર પરમેશ્વરની પ્રેમપૂર્વક સ્તુતિ કરવા માંડી.

(અપૂર્ણ.)

રાજાથી તે રંક પર્યંત તે હવા સરખીજ પ્રસરે છે. માત્ર ક્ષણિક શોભા, ક્ષણિક યશ અને ક્ષણિક સુખને માટે રાજાથી તે રંક સુધી પોતા પાસે કદિ પૈસા ન હોય તો પોતાની શક્તિ ઉપરાંત કરજ કાઢવામાં પણ પાછો પગ દેતા નથી. આ શું ઓછી ખેદકારક વાત છે! આપણે ઘડીભર વિચારી જુવો કે વર્તમાન કાલમાં સંતાનની પ્રાપ્તિનાં સાધનથી માંડી તેઓના વિવાહસમય સુધી તેમજ ત્યાર પછી પણ તેનાં સીમંતવિગેરે વ્યાવહારિક કાર્યમાં જે જે પૈસો માવતરો ખર્ચે છે તે સંતાનનું કયા પ્રકારનું હિત કરે છે? તે ખરચાયેલા પૈસાથી શું બાલકોની મનની શક્તિ વધે છે, શું તનની શક્તિ વધે છે, કે શું ધનની શક્તિ વધે છે? ખરી રીતે વિચારિયે તો તે અવિચારિતપણે કરેલું ખરચ પરિણામે તેજ સંતાનોની તન મન અને ધનની શક્તિને હાનિ કરનારૂં થઈ પડે છે. જેઓ વિવાહની ધામધૂમ કરવાના ખરચમાં ઉત્સાહ ધરાવે છે, જેઓ પીતાંબર પેરી પંક્તિમાં ફરવાથી માન ગણે છે, અને જેઓ પોતાના બાલકોને લાડ લડાવવામાંજ કૃતાર્થપણું માને છે, તેઓમાંનાજ ઘણા આપણે એવા જોયા છે કે જેઓને દરમાસે પોતાના બાલકની નિશાળની ફીના ૪ પૈસા પણ આપવા ગમતા નથી. બાલકોને માટે ભણવાની ચોપડીયો લેવી તે મોટી આપત્તિ જેવી લાગે છે. તે પણ એટલે સુધી કે માત્ર ફી આપવી પડે કે પુસ્તકો લેવાં પડે એટલાજ માટે પોતાના બાલકોને નિશાળે જવું બંધ કરે છે. વિચારો કે એ કેવી ખેદકારક વાત છે! વિવાહમાં મોટી જાન જણાય માટે કેટલાંક ગાડાં કરવામાં આવે છે. તેનાં ભાડાં ચૂકવવાને માટે જે નાણાંવટીઓ નાણાં ધીરે છે તે નાણાવટીઓ નિશાળની ફી અપાય તેટલાં કે ભણવાનાં પુસ્તક લેવાય તેટલાં નાણાંની નાનીસરખી રકમ ધીરવાની શું ના પાડતા હશે?

જે જે માણસ પોતે એમ ધારે કે આ તો મારૂં અવશ્ય કર્તવ્યજ છે, તો તે કામ તે કરી શકેજ છે એવું આપણે ઘણે ઠેકાણે જોયે છિયે. પણ ખરૂં કર્તવ્ય શું છે તે જાણવામાંજ તેઓ પ્રથમ ભૂલ ખાય છે, જેથી ઉપર લખેલી એક વિવાહ સંબંધિ બાબત તો દેખાડવા

માત્ર છે પણ એવી એવી અનેક નિરૂપયોગી અને હાનિકારક બાબતોને કર્તવ્ય ગણાય છે અને ખરૂં જે કર્તવ્ય છે તે ઉપર કોય દિવસ પણ લક્ષ અપાતું નથી. આવી રીતે બાલકોનું પોતાનાં પ્રથમ ગુરૂરૂપ માતા પિતા તરફથી તો ઉપર પ્રમાણે હિત થાય છે. હવે તેના બીજા વર્ગનાં ગુરૂ આપણે છિયે તેઓ પણ જ્યારે પ્રથમ વર્ગના ગુરની પેઠે તેનું હિત કરવામાં ઉપેક્ષા રાખિયે ત્યારે બાલકોનું હિત કરનાર બીજો કોણ થઈ શકનાર છે? કોય નહિ. બાલક મૂર્ખ, દુર્ગુણી અને દુર્વ્યસની થાય તેથી તેનાં માવતરનાં યશમાંજ ખામી છે એમ નથી; પણ તેના શિક્ષકના યશમાં તેથી બમણી ખામી છે એમ હું ગણું છું. એટલુંજ નહિ પણ વિદ્વાન્ અને આપ્ત શિક્ષકો કે જેઓ પોતાના વિદ્યાર્થીઓને પુત્રરૂપ ગણતા હશે તેઓને તો પોતાના વિદ્યાર્થીઓની ચિંતા રાત દિવસ મનમાંથી મટતીજ નહિ હોય. જેમ વિદ્યાર્થીના દુર્ગુણથી સદ્ગુરૂઓને હૃદયમાં દુઃખ આવે છે તેમજ વિદ્યાર્થીના સદ્ગુણોથી તેઓના મનમાં સુખની સીમા રેહતી નથી. તમારા અનુભવથી બાર નથી કે જેમ પિતાને પોતાના પુત્રની સત્કીર્તિ સાંભળતાં, અભ્યુદય દેખતા અને કવિતાનો અનુભવ કરતાં આખમાંથી હર્ષાશ્રુની ધારા પડે છે, તેમ આપણાજ પરમે દયાલુ સદ્ગુરૂ ઓના નેત્રમાંથી પણ વખતો વખત પોતાના સારા શિષ્યોની સત્કીર્તિ સાંભળતાં, પોતાના શિષ્યોનો અભ્યુદય દેખતાં અને પોતાના શિષ્યોની કવિતાનો રાજસભામા કે વિદ્વત્સભામાં અનુભવ કરતાં હર્ષનાં આંસુની ધારા પડતી હતી અને કંઠ ગદ્ગદ થઈ જવાથી બોલી શકતા નહિ અને રૂંવાડાં ઉભાં થઈ જતાં. ઘણીવાર મુંગા રહી છેવટ 'ઇશ્વર તને દીર્ઘાયુષ્ય કરે' એટલું માત્ર બોલતા. એટલુંજ નહી પણ કોય કોય વખતે તો રાજસભામાં કે ઉત્તમ વિદ્વત્સમાજમાં બોલતા કે 'સર્વતોજયमाकाक्षेत्पुत्राच्छिष्यात्पराजयं'* એ રીતે વિદ્વાનોનો મત છે ને હું પણ તેજ રીતે ઇશ્વર પાસે માગું છું.' ને તેજ

* સર્વ ઠેકાણેથી જયની ઈચ્છા રાખવી પણ પુત્ર અને શિષ્ય પાસેથી પરાજયની ઇચ્છા રાખવી.

અનેક પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો ઉપરથી, જાહેર રીતે જણાય છે કે પોતાના શિષ્યો ઉપર સદ્ગુરૂઓએ પોતાના ઔરસપુત્ર-તુલ્ય પ્રીતિ રાખવી એ સદ્ગુરૂઓનું પ્રથમ કર્તવ્ય છે. (અપૂર્ણ.)

## विदुरनीति.

(સાંધણ પાને ૨૦૦ થી.)

अष्टौगुणाःपुरुषंदीपयंति प्रज्ञाचकौल्यंचश्रुतंदमश्च ।
पराक्रमश्चाबहुभाषिताच दानंयथाशक्तिकृतज्ञताच ॥३१॥

બુદ્ધિ, સારૂં કુળ, શાસ્ત્રનું શ્રવણ, દમ, (ઇંદ્રિયોને વશ રાખવી તે.) પરાક્રમ, થોડું બોલવું, યથાશકિત દાન, અને કરેલા ઉપકારને જાણવા-પણું, એ આઠ ગુણો પુરૂષને દીપાવે છે.

एतान्गुणांस्तातमहानुभावानेकोगुणःसंश्रयतेप्रसह्य ।
राजायदासत्कुरुतेमनुष्यं सर्वान्गुणानेषगुणोबिभर्ति ॥ ३२ ॥

હે ભાઈ ! એ મહાપ્રતાપી સઘળા ગુણોને એક ગુણ બળાત્કારથી સેવે છે, અને જ્યારે રાજા માણસનો સત્કાર કરે છે ત્યારે એ રાજાના સત્કારરૂપ ગુણ સર્વ ગુણોને ધારણ કરે છે. અર્થાત્ રાજાએ ઉપર લખેલા ગુણવાળા માણસનો સત્કાર કરવો જોઈએ અને તે માણસે સત્કાર પામીને એ ગુણોને સારી રીતે પાળવા જોઈએ.

गुणादशस्नानशीलंभजंते बलंरूपंस्वरवर्णप्रशुद्धिः ।
स्पर्शश्चगंधश्चविशुद्धताच श्रीःसौकुमार्यंप्रवराश्चनार्यः॥ ३३ ॥

બળ, રૂપ, સ્વરની અને વર્ણની કોમળતા અને સ્પષ્ટતા, કોમળ-પણું, સુગંધ, શુદ્ધપણું, ચતુરાઈ, લક્ષ્મી અને સારી સ્ત્રિયો એ દશગુણો સ્નાનશીલ (નિરંતર નહાવાની ટેવ વાળો) પુરૂષને ભજે છે. અર્થાત્ નિરંતર સ્નાન કરનારને એટલા ગુણો આવે છે.

गुणाश्चषण्मितभुक्तंभजंते आरोग्यमायुश्चबलंसुखंच ।
अनाविलंचास्यभवत्यपत्यं नचैनमाद्यूनइतिक्षिपंति ॥३४॥

નિરોગીપણું, આયુષ્ય, બલ, સુખ, નિરોગી મન થવી, અને કોઈ ઘણું ખાય છે એમ કહી નિંદે નહિ એવી જાતિના છ ગુણો થોડુ જમનારાને ભજે છે. અર્થાત્ થોડુ જમનારાને તેવા ગુણો થાય છે.

अकर्मशीलंचमहाशनंच लोकद्विष्टंबहुमायंनृशंसं ।
अदेशकालज्ञमनिष्टवेषमेतान्गृहेनप्रतिवासयेत ॥३५॥

જેનાં કર્મ અને સ્વભાવ જાણ્યાં નહોય, અથવા કર્મને સ્વભાવ સારાં નહોય, જે ઘણું ખાતો હોય, જેનો લોકો દ્વેષ કરતા હોય, જે બહુ માયાવાળો હોય, જે કપટી હોય, જે દેશ અને કાલને ન જાણતો હોય અને જેનો વેશ સારો ન દેખાતો હોય એવાં માણસોને ઘરમાં વસાવવાં નહિ. અર્થાત્ એથી ઉલટા ગુણના સારાં માણસોને વસાવવાં.

कदर्यनाक्रोशकमश्रुतंच धनौकसंधूर्त्तममान्यमानिनं ।
निष्ठूरिणंकृतवैरंकृतघ्नमेता न्मृशार्तोपिनजातुयाचेत् ॥३६॥

---

# वेदधर्मसभाना बे सभासद सद्गृहस्थोनुं दुःखदायक मरण.

### शेठ रणछोडदास घेला.

આ સદ્ગૃહસ્થ સંવત્ ૧૯૦૩ ની શાલમાં આશ્વિન સુદિ ૧ રવિવારને રોજ દિવસના આઠ બજે ભાટિયા જ્ઞાતિમાં મુંબઈવિષે જન્મ્યા હતા. એમના પિતાની સ્થિતિ સારી હતી. પરંતુ શેઠ રણછોડદાસની સ્થિતિ બાલ્યાવસ્થામાં ઘણી નબળી દશામાં હતી. આવિ નબળી દશામાં પણ એમણે વિદ્યાનો અને વેપાર કરવાનો અભ્યાસ ઘણી હુશિયારીથી કર્યો જેથી તે જેમ જેમ અવસ્થાએ ચડતા ગયા તેમ તેમ પોતાના ધંધામા પણ ચડતા ગયા. અને તે એટલે સુધી કે વર્તમાનકાળમાં તે નોરની દલાલી સંબંધી ધંધામાં એક્કો ગણાવા લાગ્યા. એમનો સ્વભાવ ધર્મસંબંધી અને વ્યાપાર સંબંધી બાબતમાં

વખાણવા યોગ્ય હતો. મુંબઈ વેદધર્મસભાના પેહેલા વર્ગના તે ખુશીથી મેંબર થયા હતા અને બનતી મદદ પણ આપી હતી. બીજા પણ ધર્મસંબંધી કામમાં તેમની સારી પ્રીતિ હતી. તે વિચારવાન્ અને ચાલાક હતા અને તેની ચાલાકી તેમણે ટુંકી મુદતમાં સર્વને સારી દેખાડી હતી. આવા સારા પુરૂષોનાં આયુષ્ય આવા કળિકાળમાં વધારે ક્યાંથી હોય? તે સંવત્ ૧૯૩૮ ના અધિક શ્રાવણ શુદી ૧૪ શનિવારને રોજ દિવસના બે બજે પેટના અને છાતીના રોગથી સ્થૂળ શરીર છોડી આ સંસાર છોડી ગયા છે. ક્ષણભંગુર શરીરનો શો ભરોસો છે? આટલા હેતુથીજ વિચારવાન્ લોકો જન્મ ધરીને આ શરીરથી ધર્મસંબંધી જે કરવાનું હોય તે પેહેલથીજ કરી લે છે. આ ગૃહસ્થ ૩૫ વર્ષની નાની ઉમ્મરમાં ગુજરી જવાથી ઘણી દીલગીરી પેદા થઈ છે, અને એમનું કુટુંબ તથા સગા સંબંધિયો શોકના સમુદ્રમાં બુડ્યા છે. એમનાં વૃદ્ધ માતા, નાની ઉમરનાં સ્ત્રી, અને સાત વર્ષ દિવસના બાળકની શી દશા હશે? હે ઈશ્વર! આવા વિપરિત બનાવો બનાવતા આપને દયા કેમ નથી આવતી?

અમે એમનાં સ્નેહિયો અને કુટુંબિયોને વિનવિયે છિયે કે સંસાર ચક્રનો નિયમ અને કર્મની ગતિ ફરી શકે તેમ નથી એમ જાણી મનને શોક સમુદ્રમાંથી ખેંચીને મરનારનું જે કાંઈ કલ્યાણ થાય તેવું અને તેમનું નામ રહે તેવું કામ કરવા ચૂકવું નહિ, અને ઈશ્વરઉપર આધાર રાખી દિવસો કાઢવા. ઈશ્વર કૃપાથી થોડા દિવસમાં એમના ચિરંજીવી વિદ્યા અને કળામાં વધી સર્વને આનંદ આપનાર થશે.

## શેઠ લીલાધર ઓધવજી.

ઉપલા મરણના શોકથી જ્યાં હૃદય હજી શાંત નહોતું પડ્યું ત્યાં આ સદ્‌ગૃહસ્થનાં સ્થૂળ શરીરે પણ સંવત્ ૧૯૩૮ ના અધિક શ્રાવણ વદી ૧૩ ગુરૂવારને રોજ રાતના બે બજે આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે. કેવી કાળની અગહન ગતિ? ક્ષણમાત્રમાં કેવાં ફેરફાર! પણ નિરૂપાય. હાલ સ્થળ સંકોચથી બંધ રાખી આવતા અંકમાં વિશેષ વિચાર આપવા દુરસ્ત ધાર્યું છે.

નીચે લખેલા ગ્રહસ્થોના નાણાં એ

| | | | |
|---|---|---|---|
| રા. રા. વકીલ દેશાઈભાઈ કાળીદાસના ૧૯૩૮ ના .... | | | |
| રા. વકીલ રતનજી માધવજીના ૧૯૩૮ની સાલની પેટે ..... | | | |
| રા. મિઠાદાસ વિ. વાઘજીના સંવત ૧૯૩૮ના.......... | | | |
| રા. ભગવંતરાય દીનાનાથ વકીલના... " .......... | ૧ | ૮ | |
| શેઠ વસનજી મનજીના .......... " .......... | ૧ | ૮ | |
| શેઠ ભારાજી વીરજીના .......... " .......... | ૧ | ૮ | |
| શેઠ પ્રાણજીવન દુર્લભદાસના ...... " .......... | ૧ | ૮ | ૦ |
| રા. ધમ ગીડિંગ રૂમના સેક્રેટરીના " .......... | ૧ | ૧૫ | ૦ |
| રા. રા. દીનાનાથ રઘુનાથના ....... " .......... | ૧ | ૮ | ૦ |
| રા. રા. જેશંકર નરસિંહરામ કચ્છ પોલીસ કમિશનરસાહેબના ૧૯૩૬ થી ૧૯૩૮ ના ત્રણ વર્ષ પેટે.......... | ૫ | ૦ | ૦ |
| શેઠ પેસ્તનજી કુંવરજી કામાના ૧૯૩૮ના.......... | ૧ | ૮ | ૦ |
| શેઠ નરોતમદાસ વણારશીના... " .......... | ૧ | ૮ | ૦ |
| ડા. પ્રાગજી હીરજીના ....... " .......... | ૧ | ૮ | ૦ |
| મા. લક્ષ્મીદાસ કુવરજી ૧૯૩૮ અસાડથી ૩૯ ના જેઠ સુધી | ૧ | ૧૪ | ૦ |
| શેઠ વસનજી ખીમજીના ૧૯૩૬ થી ૩૮ સુધીના.......... | ૪ | ૮ | ૦ |
| શેઠ રતનશી બાપુભાઈના સંવત ૧૯૩૮ ના .......... | ૧ | ૮ | ૦ |
| ભાવનગર માનવર્ધક સભાના " .......... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ કલ્યાણદાસ કિપારામના... " બે ફાઈના .......... | ૩ | ૦ | ૦ |
| જોશી મુળશંકર જેશંકરના ... " .......... | ૧ | ૮ | ૦ |
| શ્રી મહુમ લાઇબ્રેરીના ...... " .......... | ૧ | ૧૪ | ૦ |
| પેટલાદ લાઇબ્રેરીના ........ " .......... | ૧ | ૧૪ | ૦ |
| શેઠ દામોદરદાસ વલભદાસના જુનાં પુસ્તકના.......... | ૭ | ૫ | ૦ |
| શેઠ શિવરામ લક્ષ્મીદાસના ૧૯૩૮ ના .......... | ૧ | ૧૫ | ૦ |
| ગોઘા સ્ટુવર્ટ લાઇબ્રેરીના ૧૯૩૮ ના .......... | ૨ | ૦ | ૦ |
| શેઠ રણછોડદાસ ચત્રભુજ " .......... | ૧ | ૮ | ૦ |
| પોરબંદર લાઇબ્રેરીના . " | | | |
| રા. પારા હરિસિંહ ઝવેરના " | | | |

વિ. પ્ર. વૈદ્ય—તમારો શ. શં. ભાઈશંકર નાનાભાઈને ત્યાં
વપ્યાણ રીય કવિ શંકરલાલના અષ્ટાવિધાનની સભાનો હેવાલ મળ્યો છે તે
પુરી તંગીસને લીધે આવતામાં લેશું.
પૃ૭

## જાહેરખબર.

## श्रीभागवतभाषांतर.

ભાગવત ભાષાતર, નામનું ચોપાનિયું અશાઢ માસથી બહાર પડવું છે. માટે જેમને ગ્રાહક થવું હોય તેમણે મુંબઈમાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. ઠેકાણું મુંબઈ ભુલેશ્વર પાસેના ફીરંગીના દેવળ નજીક ઘર નંબર ૨૯ માં.

વેદધર્મસભાની કાર્યભાર મંડળી.

---

## सर्वे सुज्ञ ग्राहकजनोने सूचना.

સદ્ગુણિ ગૃહસ્થો! આ "આર્યધર્મપ્રકાશ" ચોપાનિયું પ્રતિમાસે આપ સર્વની સેવા બજાવે છે. તેનાં મૂલ્યનાં નાણાં કેટલાક ઉદાર ગ્રાહકોમાંણીથી પ્રથમથીજ મળી ચુક્યાં છે, પણ કેટલાક કૃપાળુઓનાં હજુ બાકી છે અને થોડાએકનાં તો એક વર્ષ કરતાં પણ વધારે ચઢી ગયાં છે. માટે જેમનાં એવી રીતે નાણાં રહ્યાં છે તેમણે આ અંક પોચતાં મનિઓરડરથી મોકલવાને જરા પણ વિલંબ કરવો નહિ. અમે આશા રાખિયે છિયે કે જુજ રકમને માટે ટપાલ ખર્ચ કરવાની આવશ્યકતા રહેશે નહિ.

આ ચોપાનિયાંનું મુલ્ય વર્ષ ૧ નું રૂ. ૧-૮ અગાઉથી રાખ્યું છે. બહારના ગ્રાહકોએ ૬ આના વધારે મોકલવા.

આ ચોપાનિયાવિષે કોઈને કાંઈ લખવું હોય તો તેમણે બહારકોટ ભુલેશ્વર નજીક ફીરંગીનાં દેવળપાસે પોર્તુગીઝ ચર્ચ સ્ટ્રીટ, ઘર નંબર ૨૯ માં સંસ્કૃત પાઠશાળામાં આર્યધર્મપ્રકાશના તંત્રી જોગ લખી જણાવવું. નાટપેડ કાગળો લેવામાં આવશે નહિ. ઠેકાણું બદલે તેમણે લખી જણાવવું.

કેશવલાલ હરિરામ.

# આર્ય ધર્મપ્રકાશ

# ARYA DHARMA-PRAKASH.

પુસ્તક ૧૦ મું. ભાદ્રપદ, સંવત ૧૯૩૮. અંક ૧૧ મો.

## वसंततिलका.

सर्वान्विरापकुपथान्कुटिलान्दुरंतान् ।
स्वीयंमनन्मुग्गमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशाम्त्रसंग-
तोश्रेयिथापसुजनादरिचार्यनामे ॥



છાપી પ્રસિદ્ધ કરનાર,
વેદધર્મસભાની કાર્યભારમંડળી.

મુંબઈમધ્યે;
ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઈસવી.

## અનુક્રમણિકા.



### શાર્દૂલવિક્રીડિત.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તેની શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સઘળા સુવિચાર સત્યમય ને સદ્ધર્મને આપજો.

### નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| રા. રા. યાજ્ઞિક મણિશંકર રામેશ્વર ૧૯૩૮ ના ચૈત્રથી ૩૯ ના આસુ સુધીના | ૨ | ૧૩ | ૦ |
| શેઠ ગોકળદાસ દેવજી ૧૯૩૮ ના | ૧ | ૮ | ૦ |
| રા. ડુંગરશી નથુભાઈ ૧૯૩૮ ના | ૧ | ૧૪ | ૦ |
| રા. રા. જેઠાભાઈ ત્રીકમદાસ ૧૯૩૭ તથા ૩૮ ના | ૩ | ૧૨ | ૦ |
| શેઠ ભગવાનદાસ સુંદરજી ૧૯૩૬ ના કાર્ત્તિકથી ૩૮ ના શ્રાવણ સુધીના | ૫ | ૪ | ૦ |
| રાવસાહેબ હરિલાલ છગનલાલ ૧૯૩૮ ના | ૧ | ૧૪ | ૦ |
| શેઠ બાપુભાઈ કલ્યાણદાસ ,, | ૧ | ૮ | ૦ |
| રા. ગ. હકોરદાસ આત્મારામ વકીલ ૧૯૩૮ ના | ૧ | ૮ | ૦ |
| રા. કલ્યાણજી નારણજી હેડકલાર્ક ,, | ૧ | ૮ | ૦ |
| રા. લક્ષ્મીશંકર જેશંકર મહેતાજી ૧૯૩૭ તથા ૩૮ ના | ૩ | ૧૨ | ૦ |
| શેઠ રામજી વાલજી ૧૯૩૭ તથા ૩૮ ના | ૩ | ૦ | ૦ |
| રા. પ્રાણજીવન હરગોવિંદદાસ ૧૯૩૮ ના | ૧ | ૧૪ | ૦ |
| રા. લીલાધર હરખચંદ ૧૯૩૯ ના | ૧ | ૧૪ | |
| રા. કાનજી પેનજી છુટક અંકના | ૧ | ૭ | |
| રા. મગનલાલ કરુણાશંકર ૧૯૩૮ ના | ૧ | ૮ | |

પુસ્તક ૧૦ મું. ભાદ્રપદ, સંવત્ ૧૯૩૮. અંક ૧૧ મો.

॥ यतोधर्मस्ततोजयः ॥

# शुं देशनो उदय एम करी शकाय?

(ગાંધણ પાને ૨૧૯ થી.)

वसंततिलका.

ताकी मारपग परस्पर पीचकारी,
भींजाय रंगथकि अंग नरी सुनारी,
ऊडे गुलाल अवशब्द बहु बकाय,
शुं देशनो उदय एम करी शकाय?
साबू सुगंधमय तेल तरेतरेनां,
शा शा वखाण करवा अति आज एनां,
चोळी शरीर जल शीतलथी नवाय,
शुं देशनो उदय एम करी शकाय!
बूटे घणा घणवरा घडियाळ घाले,
लाकीट पाकिटविना घडिये न चाले;
भ्रूयंत्रने पण धरार धरी धराय,
शुं देशनो उदय एम करी शकाय!
ओळाय वाळ वचले वळि दांतियाथी,
जाणे शरीर नहि होय भोन्ड शाथी;
वा पींटथी न परमार्थ रूडो कराय,
शुं देशनो उदय एम करी शकाय!
त्यागी सभा सभाथी अथवा मिटिंग,

तेनो रहे नहि बराबर शुद्ध रंग;
बोल्युं न लेश पण कांइ पळी शकाय,
शुं देशनो उदय एम करी शकाय ?
आरंभनुं न परिणाम कशुं विचारे,
मोटाइना मदविषे बहु मोथमारे;
वाणी क्रिया मन कदी नहि एक थाय,
शुं देशनो उदय एम करी शकाय ?
शोधे न कोइ सुखकारक मार्ग सारो,
आपे असत्य वळि अद्भुत ए विचारो;
इच्छानुकूल वळि आडधडे पडाय,
शुं देशनो उदय एम करी शकाय ?
सारंगि सुंदरि सतार अने पियाना,
वाजां विलायति मृदंग घणां मजानां;
शिखाय के श्रवणथी बहु संभळाय,
शुं देशनो उदय एम करी शकाय ?
जोई भवाइ कदि नाच अने तमासा,
जोया जरूर जइ नाटक खेल खासा;
ए मार्गमां ममतथी धन वावराय,
शुं देशनो उदय एम करी शकाय ?
रूपा अने कनकनां पण पात्र लीधां,
प्याला अडाळि चमचामय सर्व कीधां;
ते हर्षना समयमां बहु वापराय,
शुं देशनो उदय एम करी शकाय ?
लेवाय कां अमल कां विजया वटाय,
गांजा गडाकु तवखीर वळि तणाय;
ए वात आज अति उत्तममां गणाय,
शुं देशनो उदय एम करी शकाय ?

# संतसंबंधी बे बोल.

(मालिनी.)

मनसि वचसि काये प्रेमपीयूषपूर्णा ।
त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयतः ॥
परगुणपरमाणुं पर्वतीकृत्य नित्यं ।
निजहृदि विकसंतः संति संतः कियतः ॥

**मनहरछंद.**

મનમા વચનમા શરીરમા સદૈવ જેને પ્રેમરૂપ પીયૂષથી ભરપૂર ભાળિયે,
અતિ ઉપકાર બહુવાર કરિ ત્રિભુવનતણા લોકતણો શોક ગળતા નિહાળિયે;
પરમાણુ જેટલો જગત પરગુણ હોય પરવત જેવડો વખાણી નિત્ય તેમને,
નિજના હૃદયમાંહિ નિશદિન ગજી થાય, એવા સંતજન કેટલાક છે કહો મને?

દુષ્ટ દુર્ગુણોથી દૂર રહેનાર અને સર્વગુણસંપન્ન સત્પુરૂષોને જો શોધવા બેસિયે તો કોઇકજ સ્થળે માત્ર તેમના દર્શનનો આપણને લાભ થાય. એટલો લાભ પણ કલિકાલના પ્રતાપથી આપણે ન મેળવિયે તો કંઈ આશ્ચર્યકારક વાત નથી, પરંતુ તેમ થાય તો ઇશ્વરની સૃષ્ટિમા વિરોધ આવ્યો કેહેવાય, માટે તેમ થતું નહિ હોય એમ આપણે અનુમાન રાખિયે. જ્યા સુધી સત્પુરૂષો પણ પૃથ્વીઉપર હશે એમ આપણે અનુમાનથીજ માની શકીયે અને પ્રત્યક્ષ દર્શન ન થાય ત્યારે એથી ખેદકારક અને પાછળની પ્રજાને પીડામા નાખનાર બીજી કઇ વાત છે? આખા જગતનું કલ્યાણ થવાનો આધાર સત્પુરૂષોની ઉત્પત્તિ ઉપર છે. કેમકે મનુષ્યમાત્ર જે જ્ઞાન સારૂં કે નરસું મેળવે છે તે દેખાદેખીથી મેળવે છે. જો સત્પુરૂષોનાં આચરણ, તેની રીતભાત અને તેનું શુદ્ધપણું તેના સહવાસથી જોવામા ને અનુભવ કરવામા આવે તો જોનારા અને અનુભવ કરનારા પણ તે માર્ગે ચાલે છે. જે માણસમાં જે ગુણ વધારે હોય તે માણસમા તે ગુણને મળતા, આચાર વિચાર થાય છે, તોપણ સત્પુરૂષોના સહવાસથી, જો તમો-

ગુણવાળાં માણસ હોય તોપણ દેખાદેખીથી ઘણા સુધારે છે. એટલું આપણે કહી શકીયે ખરા કે પરિણામે જે ગુણ પોતામાં હોય તેનું વલણ પકડી જવાયાવગર રેહેવાતું નથી. જે સમયે જગતમાં સત્વગુણની વૃદ્ધિ હોય તે સમયે સત્પુરૂષોની ઉત્પત્તિ વિશેષ થાય છે અને સત્વગુણ ઓછો હોય ને બીજા ગુણની વૃદ્ધિ હોય તો સત્પુરૂષો ઓછા થાય છે. કોઈ સમયે તો એમ પણ બને છે, કે જેમ શ્રીકૃષ્ણ પાસે માયાકરીને શાલવે શ્રીકૃષ્ણના પિતાનું કાપેલું માથું દેખાડયું તે સમયે શ્રીકૃષ્ણનું મન થોડીવાર ભ્રમિત થઈ ગયું હતું, તેમ સત્પુરૂષોનાં પણ મન દુષ્ટોના દુરાચારને દેખીને થોડી વાર ભ્રમિત થાય છે. કદી આમ થવાથી એવા મહાન્ પુરૂષોને વિઘ્ન થવાનો કે તેને બીજી પ્રજા નહિ સુધારી શકવાનો ખેદ માત્ર થવો જોઈએ, પણ તેથી તેઓ પોતાનાં કલ્યાણકારી કામથી તો કદિ પણ વિરક્ત થતાજ નથી. અને બનતાં સુધી જગતને પોતાનાં આચરણથી સર્વનું કલ્યાણ થાય તેવો માર્ગ બતાવે છે. એમનું જોઈ બીજા શીખે તો ક્રમેકરી દુર્ગુણો જગતમાંથી દૂર જાય. આંહી અડચણ એજ નડે છે કે તેવા પુરૂષોનાં વર્ત્તમાનકાળમાં દર્શન થતાં નથી. કદિ ક્યાંઈ હશે તો ખૂણેખાંચકે પડ્યા હશે. કોઈ એમ માનતું હોય કે 'જગતમાં સત્પુરૂષો કેમ નથી? મોટાં મોટા દેશોમાં મુસાફરિયો થાય છે, મોટા વ્યાપાર કરી અઢળક ધન સંપાદન કરાય છે, ઘેર ગાડીઘોડા રાખી મોજમજાહ થાય છે, પુસ્તકો લખી બહાર પડાય છે, છાપામાં નામ છપાય છે, મોટી મોટી સભાઓ ભરી ભારે ભારે વિષયોઉપર ભાષણ અપાય છે, અને આજકાલ કોઈ દિવસ ન હતો તેવો દુનિયાનો ઉદય આપણે દેખિયે છિયે, તે શું સત્પુરૂષો વિના થતો હશે'? હા, એ વાત અમે ક્યાં નથી માનતા? પણ એથી સત્પુરૂષોમાં જોઈએ તેવાં લક્ષણ સંપાદન થયાં, અને દુર્ગુણ સર્વ દૂર થયા એમ માની બેસાય નહિ. પૈસા મેળવવામાં કે અધિકાર મળવામાં કે કોઈ પણ રીતે પ્રસિદ્ધ પડવામાં કાંઈ તે ગુણો ચોકસ રહ્યા નથી. એ ગુણો તો ગરીબને કે તવંગરને અથવા રાજાને કે રંકને સરખાજ છે.

નિશ્ચયને માટે અંતર્દૃષ્ટિ તથા બહિર્દષ્ટિકરી જુવોને, કે, આ જગતમા ઉત્પન્ન થયેલા સઘળા પ્રાણિયોઉપર પોતાના મનમાથી, વચનમાથી અને શરીરમાથી કોણે પ્રેમરૂપ અમૃતનો વરસાદ વરસાવ્યો છે? મનથી, વાણીથી અને શરીરથી તથા ધન હોય તો ધનથી કે વિદ્યાથી વારંવાર અનેક ઉપકારો કરી પોતાને નુકશાન થતા પણ કોણે સર્વ પ્રાણિયોને પ્રસન્ન કર્યાં છે? બીજામા કદી પરમાણું જેટલો ગુણ હોય અથવા બીજાએ પોતાની ઉપર જરાક પણ ગુણ કર્યો હોય તેને વખાણી વધારીને મન વચન અને કર્મથી અનેકગુણ જેવો કોણ દેખાડી આપે છે? પારકા ગુણ અને પારકો ઉદય જોઈ કોણ અંતઃકરણમા આનંદ પામે છે? શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ એ કોણે જીતેલા છે? શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ એ જ્ઞાનેંદ્રિય ને પાચ કર્મેન્દ્રિય કોના નિયમમા રહે છે? એ ઇન્દ્રિયના અધિપતિ મન કોણે વશ રાખેલું છે? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ છ શત્રુઓને કોણે જીતેલા છે? પારકી પીડાની કોને ચિંતા થાયછે? શાસ્ત્રનો સિદ્ધાંત કોણ જાણે છે? ધર્મકર્મમા અને મા કોણ શ્રદ્ધા રાખે છે? પારકો અપરાધ કોણ સહન કરી તનમનધનથી પરના દુઃખ કાપવામા ને સુખ વધારવા॥ થાય છે? પરદાર, પરદ્રવ્ય અને પરદ્રોહથી તન|તાને સુખ કરનારૂં રહે છે? મનમા સંપરૂપ કલ્પવૃક્ષ કોણ વાવે છે? એ હોય ને આશાની નદીમાથી કોણ તરીજાયછે? અને કોણ સંસા સમુદ્ર... જાને આ લોક પરલોકનું ખરૂં સુખ પામવાને પ્રયત્ન કરે છે? કોઈ પણ તેવા જોવામા આવશે નહિ. પણ વધારે ધ્યાન રાખીને જોવાથી તેથી ઉલટાં આચરણના પુરૂષો જોવામા આવશે, કે જે આચરણનું વિવેચન કરતાં બ્રહ્મા જેવો કોઈ લખવા બેસે તોપણ તેનો પાર પામે નહિ. આપણા આર્યાવર્ત્તના વસનારાઓની આવી દશા ને આવી સમજણ હોય અને સદાયકાળ રહે ત્યારે પછી તે આર્યત્વ શા કામનું? અમને અનુભવ છે અને અનુભવસહિત માનિયે છિયે કે આ આર્યાવર્ત્ત સત્પુરૂષોનું રહેવાનું સ્થાન છે, પણ કલિકાલના પ્રતાપથી અથવા તો કાળના ફેરફારથી, એ અમારૂં અનુભવસહિત માનવુ કદાચિત્ અસત્ય થાય એવો ભય

पडवदोषान्पांडवैर्विग्रहेत्वं यत्रव्यथयेयुरपिदेवाःसशक्राः ।
पुत्रैर्वैरंनित्यमुद्विग्नवासो यशःप्रणाशोद्विषतांचहर्षः ॥ ४२॥

પાંડવોની સાથે કજિયો કરવામાં કેટલા દોષ છે તે તમે જુઓ, કે જે દોષનેવિષે ઇન્દ્રસહિત દેવતાઓ પણ મુઝાઈ જાય. પુત્રોની સાથે વેર રાખવું અને નિરંતર ઉદાસ થઇને રહેવું તેથી યશનો નાશ થાયછે અને શત્રુઓ રાજી થાય છે. અર્થાત્ શત્રુઓ રાજી ન થાય તેને માટે અને યશની વૃદ્ધિ થાય તેને માટે પુત્રોની સાથે સ્નેહ રાખવો અને નિરંતર ઉદાસ રેહેવું નહિ.

भीष्मस्यकोपस्तवचैवेंद्रकल्पद्रोणस्यराज्ञश्चयुधिष्ठिरस्य ।
उत्सादयेल्लोकमिमंप्रवृद्धः श्वेतोग्रहस्तिर्यगिवापतन्खे ॥४३॥

હે રાજા ! ભીષ્મનો, ઇંદ્રસરખા સમર્થ દ્રોણનો, અને રાજા યુધિષ્ઠિરનો કોપ જો તમારા કોપની પેઠે વૃદ્ધિને પામે તો તે આકાશમાં આડા પડેલા ધૂમકેતુની પેઠે આ લોકને ઊંધો વાળી દે એવાં છે. માટે—

तवपुत्रशतंचैव कर्णःपंचचपांडवाः
पृथिवीमनुशासेयुरखिलांसागरांबरां ॥४४॥

તમારા સો પુત્રો, કર્ણ અને પાંડવો, એ બધા આખી પૃથ્વીને ભેળા ભોગવે. અર્થાત્ એ સહુએ મળીને આખી પૃથ્વિનું રાજ્ય કરવું જોઇએ.

धार्तराष्ट्रावनंराजन् व्याघ्राः पांडुसुतामताः ।
मावनंछिंधिसव्याघ्रं माव्याघ्रान्नीनशन्वनात् ॥४५॥

હે રાજા ! તમારા પુત્રો છે તે વનરૂપ છે અને પાંડવો છે તે વાઘરૂપ માનવામાં આવે છે. માટે વાઘસહિત વનને કાપો મા અને વાઘ વનમાંથી નાશને પામો મા. અર્થાત્ પાંડવોને અને કૌરવોને બેયને તમે નાશ ન કરો, અને કૌરવોથી પાંડવો નાશને ન પામો; બેયનો બચાવ થાય તેમ કરો.

नस्याद्वनमृतेव्याघ्रान् व्याघ्रानस्युर्ऋतेवनं ।
वनंहिरक्ष्यतेव्याघ्रैर्व्याघ्रान्रक्षतिकाननं ॥४६॥

# ગુજરાતીભાષા—બોલનારા—લખનારા.

અનુક્રમે બીજા ઉદયોની સાથે આ ગુજરાતીભાષાનો પણ ઉદય સારી પેઠે થયો છે, ચારેકોરે ગુજરાતી નિશાળો સ્થપાણી છે અને કેળવણીનાં ને બીજાં સંખ્યાબંધ પુસ્તકો લખાઈ બહાર પડ્યાં છે. કેટલાએક વિદ્વાનો ગુજરાતી ભાષા સંપૂર્ણ સંસ્કૃતભાષાની પુત્રી છે એમ લેખીને તે ભાષા સાથે સસ્કૃતભાષાને ભેળવીને બોલે છે, કેટલાએક તો તેની સાથે ફારસી આદિ અન્ય ભાષાનો ભેળ કરી તેનો જેમ બને તેમ વિસ્તાર કરવા સારૂ તેવી ભાષાના તેની સાથે શબ્દો જોડી બોલે છે, જેઓ બિચારા સંસ્કૃત નથી જાણતા અને બીજી ભાષા પણ નથી જાણતા તેઓ તો સેળભેળ થયેલા અને નવી તરેહના શબ્દો ભેળવી અલૌકિક ઉચ્ચારથી બોલે છે, અને હાલનો કેટલોક વર્ગ તો સંસ્કૃત, ફારસી અને અરબ્બી ભાષાનો ભેળ કરવાનું પડતું મેલી માત્ર ઈંગ્રેજી ભાષાને તેની સાથે ભેળવી અરધું ગુજરાતી અને અરધું ઈંગ્રેજી એમ બોલે છે. અભણ વસવાયાં લોક અને નહિ કેળવાયેલી સ્રિયો કાંઈ જુદી જાતિના ઉચ્ચારથી ભાષા બોલે છે, પણ તેમાં બીજી ભાષાનો થોડો ભેળ થતાં કેટલાએક ખરા ગુજરાતી ભાષાના સમયોચિત શબ્દો અને માત ભેદના શબ્દો વપરાય છે. એક દેવભાષા (સંસ્કૃત) વિના બાકી બીજી ભાષામા જે સમયે જેવી ભાષાના રાજ્યકર્ત્તાઓનું પ્રબળ વધારે હોય તે સમયે ચાલતી ભાષામાં તે ભાષાના શબ્દો રૂઢ થઈ જાય છે. ભળી ગયા પછી એવા તો અપભ્રષ્ટ થઈ બીજા રૂપમાં જડાઈ જાય છે કે જાણે તે અસલ તેજ ભાષાનો શબ્દ છે એમ માનવું પડે.

વર્તમાનકાળમાં આ ગુજરાતી ભાષાનો સારી પેઠે ઉદય થયો છે અને તે ભાષાના લખનારાઓનો પણ સારી પેઠે ઉદય થયો છે. લખનારાઓનો ઉદય થયો એટલે પુસ્તકોનો ઉદય હોય એમા નવાઈ નથી! આ ઉદયથી સર્વથા આનંદ આવવો જોઈએ તે આવે છે તો ખરો પણ તે આનંદને ઉપરથી થતો કેટલોએક ખેદ દબાવી દેવા સમર્થ

અમને ઘણો ખેદ થાય છે. દેશનો અને પ્રજાનો ઉદય તથા પ્રૌઢપણું આગળ જતાં વધે અથવા જળવાઈ રહે તેનો આધાર લખાયેલાં પુસ્તકોઉપર અને અપાયેલાં ભાષણોઉપર રહે છે; અને પુસ્તકોના પ્રૌઢપણાનો આધાર અને ભાષણનાં પ્રૌઢપણાનો આધાર લખનારાઓ અને બોલનારાઓ ઉપર છે. લખનારાઓ અને બોલનારાઓ પ્રૌઢ અને સાત્વિક સ્વભાવના હોય તો પુસ્તકો અને ભાષણો તેવાં થાય અને તેમ ન હોય તો તેથી વિપરિત થાય છે. પ્રૌઢ અને સાત્વિક વૃત્તિના લખનારાઓ અને બોલનારાઓ કરતાં તેથી વિપરિત ગુણવાળા લખનારાઓ તથા બોલનારાઓની સંખ્યા પ્રતિ દિવસ વિશેષ થતી જોવામાં આવે છે. એ વધતી જતી સંખ્યામાં વયનું, જ્ઞાનનું કે ગુણનું કાંઈ પ્રમાણ નથી, કે આ પ્રમાણેજ જોઈએ, એઓ પોતાની મેળેજ સઘળું યોગ્ય માની લઈ ઉત્તમ પુરૂષોની પંક્તિમાં જવા ઇચ્છે છે. જે માણસ જેવું ઇચ્છે તેવું કોઈક દિવસ પણ થાય ખરૂં, પણ ઉત્તમ પુરૂષોની પંક્તિમાં બેસવું હોય તો તે પ્રમાણે તેવાં સઘળાં સાધનોની આવશ્યકતા છે. પ્રારબ્ધને દૂર રાખિયે તો જેવી યોગ્યતા મેળવવી હોય તેવાં સાધનો હોય તોજ તેવી યોગ્યતા મળે એમ અનુમાન થાય છે. ઘણા બોલનારા અને લખનારા વધી જવાથી કશો ખેદ નથી; કેમકે અમે પણ આશા રાખિયે છિયે કે એ માર્ગથી કોઈ દિવસ પણ ઉદયનું સાધન હાથ લાગશે; પણ અમારો અભિપ્રાય એમ છે કે લખનારાઓનો અને બોલનારાઓનો વિષય એવો તો પ્રૌઢ જોઈએ કે તે સર્વનાં અંતઃકરણને આનંદ આપનાર અને સર્વને હિતકારક થાય. કોઈ કહેશે કે અમુક વિષય સઘળી પ્રજાને આનંદ આપનાર થતો નથી, પણ અમે એ વાતને પૂર્ણ મળતા આવતા નથી. સૌમ્યપણાથી લખાયેલો કે બોલાયેલો વિષય ઘણુંકરીને તેવા પુરૂષનો હોય તો સર્વને આનંદ આપે છે. આ વાત જેઓને લક્ષમાં રહે છે તેવા પુરૂષો તો તેમ કરે છે પણ તે વાત નહિ લક્ષમાં આવે એવો ભાગ પેહેલાના કરતાં વધારે છે.

એક બાળકને જેમ શીતળા કે ઓરી નીકળે તો પછી ક્રમેકરીને

બીજાંને પણ તેમ થવા લાગે, તેમ એક કોઈ એકજાતિનું પુસ્તક લખે કે ભાષણ આપે તો પછી ક્રમેકરીને સઘળાઓ તેમ કરવા મંડી પડે છે. સારાં કામ કરવાને માટે આવી રીતિ અમે નિરંતર અતિ ઉત્તમ ગણીયે છિયે પણ થોડા જ્ઞાનના અથવા બહિર્દષ્ટિવાળા માણસો મજાને અનુપ્રયોગી કે નઠારી રીતિ દેખાડનારા કામ કરે તે અમે કોઈ રીતે ઉત્તમ ગણી શકતા નથી, અને એથી ઘણા ખેદ પામિયે છિયે. લોકોની પ્રકૃતિ એવી તો જડ થઈ ગઈ છે કે ઊંધે માર્ગે ઉતરાય તેવો વિષય હોય તો તેમાં વધારે પ્રીતિવાળા થાય છે. આવા પુરૂષો ગોળ અને ખોળને સરખાં લેખનારા પુરૂષોના વિશેષણને પાત્ર થાય છે. ઉત્તમ પુરૂષો બિચારા તેવા વિષયમાં હા કે ના અથવા સારૂં કે નરતું કેહેતા નથી, પણ તેમ નહિ કરતાં પોતાના યોગ્ય વિચારો મજાને દર્શાવતા હોય તો સારૂં. મજાને કદી તે વિચારોની યોગ્યતાઉપર ધ્યાન ન રહે તો સત્પુરૂષોએ તેમાં ખેદ કરવો ન જોઈએ, કેમકે સત્પુરૂષોને તે કામ પોતાનો ખરો ધર્મ બજાવવા અને ઈશ્વર પ્રીત્યર્થ કરવાનું છે. લખનારા કે બોલનારાઓનો કશો નિયમ રેહેતો નથી એટલા હેતુથી વિચારવાન્ વિદ્વાનોએ હેય-ઉપાદેય ભાગ અથવા રાજસી-તામસી અને સાત્વિક ભાગ એવું નામ આપીને લોકોને મોટા ભ્રમમાંથી નિવૃત્ત કરેલ છે, નિવૃત્ત કરેલ છે તો પણ લોકોથી પૂર્ણ નિવૃત્ત થઈશકાતું નથી.

અવસ્થાથી થતું જ્ઞાન અવસ્થા પ્રાપ્ત થયાવિના થતુંજ નથી, એ સમજણને ઉછળતું લોહી જ્ઞાનતંતુઉપર આવવા દેતું નથી, એટલે પછી પોતપોતાની યોગ્યતા પોતે અતિઉત્તમ માની એકદમ ડહાપણ ડોળવા માંડે એમાં શું આશ્ચર્ય? કેટલાક કુશળ પુરૂષોને અવસ્થાથી થતું જ્ઞાન અવસ્થા થયા છતાં પણ અળગું રહે છે, ત્યારે જુઓ અવસ્થાને નહિ પામેલા હોય તેનાથી અળગું રહે એમાં શો સંદેહ ? અવસ્થાથી થતાં જ્ઞાનની સાથે વિદ્યાથી થતું જ્ઞાન મળી જઈ વ્યવહાર અને પરમાર્થને પ્રતિકૂળ ન થાય એવા વિચારો આપવા કે લખવા એજ જગત્‌ને લાભ લેવાલાયક થાય છે. બાકી સઘળા હાનિ-આપનારા કહિયે તો ચાલે.

'केहेवो सुनवो समजवो चतरनको कछु ओर.' |અર્થાત્' ચતુર માણસનું કેહેવું, સાંભળવું અને સમજવું કાંઈ જુદાજ પ્રકારનું હોય છે. આમાં કેટલી બધી ગંભિરતા રહેલી છે? ચતુર વિશેષણ જેને લાગે તે માણસ વ્યવહારના અને પરમાર્થના વિચારમાં કુશળ અને પોતાના વિનયવિવેકથી પ્રજાને સારો બોધ આપનાર હોવું જોઈએ. એવાં માણસો ઘણા વિદ્યાભ્યાસવાળાં ન હોય તો પણ એમનું બોલવું કે સમજવું ઈત્યાદિ સઘળું કાંઈ જુદાજ પ્રકારનું હોય છે. જુદા પ્રકારનું હોય છે એટલે સારાંશ કે સહુના કરતાં જુદા પ્રકારનું અને સારો બોધ આપનારૂં હોય છે. લખનારા કે બોલનારા આવા ચતુર પુરૂષો કોઈ હશે કે નહિ, એમ વિચારવા બેશિયે ત્યારે સાવ નિરાશ જોકે નથી થતું પડતું તો પણ કેટલેક ભાગે તો નિરાશ થવું પડે છે, કેમકે જેઓનું બોલવું, સમજવું, સાંભળવું અને લખવું, ઈત્યાદિ પ્રજાને બોધ આપનાર છે, એનો ભાગ સમુદ્રમાં સાથવા જેટલો છે. અર્થાત્ ઘણો થોડો છે. ઝાઝો ભાગ તો જેઓનું બોલવું, લખવું, સમજવું ને સાંભળવું પ્રજાને અવળે માર્ગે ચલાવે એવાં છે, તેઓનો છે. એવા પોતાના દોષને જો જાણતા હોય તો તો હજી પણ સારૂં; પણ તેમ કંઈ થતું નથી. તેઓ તો એમ સમજે છે કે જે કાંઈ અમે બોલિયે છિયે, સાંભળિયે છિયે, સમજીયે છિયે અને લખિયે છિયે તે અતિ ઉત્તમ રીતે બોધ લેવા લાયક છે, મોટા ઉપકારરૂપ છે, અને કોઈનાથી ન થઈ શકે તેવું છે. જુવો હવે એ કેવી ચતુરાઈ! પણ એમાં આપણે એવાઓનો કેટલોક વાંક કાઢિયે? કેમકે તેઓ જગતની રીતિને આધીન છે. 'પોતાના દોષ કોઈ ન દેખે.' (વિદ્વાન્વિના) એવી કેહેવત પ્રમાણે તેઓ પોતાના દોષને ન દેખતા હોય તો એમાં શું આશ્ચર્ય? અમારો એમ અભિપ્રાય નથી કે ઓછા જ્ઞાનનાં અથવા ઓછી વિદ્યાનાં અથવા બીજી સઘળી રીતે ઉતરતાં માણસે ઉછરતી પ્રજાને બોધ ન આપવો. પોતે ગમે તેવા સારા નરતા હોઈએ તોપણ પ્રજાને સારા બોધ માટે જે પોતાને સુજે તે પ્રમાણે લખીને કે બોલીને બોધ આપવો એ નઠારૂં નથી. પણ માત્ર અહિં

વિચારવાનું એટલુંજ છે કે જે બોધ અપાય છે તે લાભકારક છે કે હાનિકારક છે તથા આપણે શું બોલિયે છિયે અને શું લખિયે છિયે, તે આપણે ન સમજ્યા અને આપણને તેની અસર ન થઈ તો પછી તેથી બીજાને શું થવાની? આજ તો ઈશ્વરની દયાથી કેળવણી એટલી બધી વધી ગઈ છે કે કોઈ પણ માણસ વગર શીખેલું નહિ હોય. તોપણ તેઓના બોધ જોઈએ તેવા બોધકારક થતા નથી. કેટલીક વખત તો અભણ અને અજ્ઞાની લોકોના વિચારો સારા સંભળાય છે પણ ઉત્તમ કેળવણી પામેલાના વિચારો સારા સંભળાતા નથી. કેવો વિપરિત ફેરફાર! પુસ્તકો ક્યારે પ્રકટ કરાય, બોધક ક્યારે થવાય અને વક્તા ક્યારે થવાય તથા તેમ કરવાને થવામા શા સાધન અને શા ગુણો જોઇએ, એ સમજવું ઘણું કઠણ છે. જો એ સમજવું સેહેલું હોત તો તો આજે પૃથ્વીઉપર ઘેરેઘેર બોધ આપનારાઓને જોઈએ છિયે તે જોત નહિ. લખાયેલી ચોપડિયોમાથી ચોરીચોરીને અને વિદ્વાનો પાસેથી સાંભળી સાભળીને અને તેમા પછી પોતાના અપૂર્ણ વિચારો મેળવીને અનુભવ કર્યાવિના કોઈ કાંઈ લખીને બહાર પાડે અથવા બોલીને બહાર પાડે એ કેવળ કાળક્ષેપજ સમજવો. હાલમા છાપાખાનાની, કાગળની અને દેખાદેખીની વૃદ્ધિ થઈ છે એટલે એ માર્ગ સહુ કોઈ એકસરખી રીતે પકડી બેઠા છે. આ ઘડિયે કોઈના ભાષણનો સાર લખી તે ઉપર બોલિયે અથવા કોઈના પુસ્તકનો ભાગ લખી તે ઉપર બોલિયે તો, અમને અને જેને માટે બોલિયે તેને બેયની હાનિ થાય અને ફોકટ વખત જાય તેથી તે વિચાર અમે અંતરમા પણ આવવા દેતા નથી. એક જણ નાટકનું રૂપ જાણતો હોય કે ન જાણતો હોય પણ તે નાટક રચીને બહાર પાડે એટલે તેવિ રીતિને પસંદ કરનારા કેટલાક નાટકોજ બહાર પાડવા મંડી જાય છે; કોઈ કવિતાનુ રૂપ જાણતો હોય કે ન જાણતો હોય પણ પોતે થોડીઘણી કવિતા કરી છપાવી પાડે છે એટલે તેનું જોઈ બીજા પણ તેવિ રીતિને પસંદ કરનારા કવિતા કરી બહાર પાડવા મંડી જાય છે; કોઈ જન્મચરિત્રનું રૂપ જાણતો હોય કે ન જાણતો

હોય પણ પોતે કોઈનું જન્મચરિત્ર લખી બહાર પાડે તો તેનું જોઈ તેવિ રીતને પસંદ કરનારા પોતે પણ જન્મચરિત્રો લખી બહાર પાડે છે; તથા કોઈ ચોપાનિયાંનું રૂપ ઓળખતો હોય કે ન ઓળખતો હોય પણ પોતે પ્રસિદ્ધ કરવા માંડે છે એટલે તેનું જોઈએ તેવિ રીતિને પસંદ કરનારા પુરૂષો પણ ચોપાનિયાં બહાર પાડવા મંડી જાય છે. એમ એક બોલે તે બીજા બોલવા મંડી જાય છે, એક કરે તે બીજા કરવા મંડી જાય છે, એક આચરે તે બીજા આચરવા મંડી જાય છે, એક વકતા થયો તો બીજાને થવાનું મન થાય છે, એક પુસ્તક પરીક્ષક થયો તો બીજાને તેવું થવા મન થાય છે. આમ થાય છે તે શું દેખા દેખી નહિ કેહેવાય? આ દેખાદેખીને માન આપી શકાય એવું એક કારણ છે તે એજ કે એમ થવાથી ખરા વિદ્વાનો પણ બહાર પડી જાય છે. તથા લોકો ઉદ્યમના વિષયમાં પણ બીજાની ચડતી જોઈ પોતે પ્રયત્ન કરે છે. જેઓ દેખાદેખીથી સુધારો કરવા ઈચ્છતા હોય, કુધારો કાઢવા ઈચ્છતા હોય, તથા બોલવાલખવા ઈચ્છતા હોય તેણે પ્રથમ જે કરવાનું હોય તેવિષે હૃદયમાં વિચાર કરી જોવો જોઈએ. પણ આશ્ચર્ય છે કે એવાઓનાં હૃદયમાં એટલું વિચારવાને પણ માર્ગ હોય એમ જણાતું નથી.

પોતામાં કેટલું જ્ઞાન છે, કેવી શક્તિ છે, પોતાનું શું કર્ત્તવ્ય છે, દેશનું અને પોતાનું કેમ સારૂં થાય અને કેમ કરવું તે સારૂં કેહેવાય, ઈત્યાદિ વિચાર આવતાં પેહેલાં તો તેની જગ્યાએ અભિમાન દાખલ થઈ જાય છે, એટલે પછી હુંજ હુશિયાર, હુંજ પૂર્ણ જ્ઞાનવાન્, હુંજ વકતા, હુંજ લેખક, હુંજ સુધારક, હુંજ કુધારો કાઢનાર અને હુંજ મહા-વિદ્વાન્ છું એમ સમજાઈ જઈ તે પ્રમાણે વર્ત્તાય છે.

જેઓને કશું ખરૂં જ્ઞાન નથી અને જેઓ દંભથી વિદ્વાન્નો ડોળ ઘાલી પાછળની પ્રજા અથવા ઉછરતી પ્રજા દુઃખ પામે તેવું બોલે કે લખે છે, તે તો અળગા રહ્યા, પણ સઘળી પ્રજાને સારે માર્ગે ચડાવનારા ઉત્તમ લખનારાને ને બોલનારાને માટે અમે દર્શાવિયે છિયે, કે તેઓનું બોલવું અને લખવું લોકોને કેવું અસરકારક થવું જોઈએ.—

# શેઠ લીલાધર ઓધવજી.

આ મહ્ગુહસ્થ આશરે સંવત્ ૧૮૮૯ ની શાલમા ભાટિયા જ્ઞાતિમાં જન્મ્યા હતા. આઠ દસ વર્ષના થયા પછી કાઠિયાવાડમાંહેનાં નવી બંદરેથી પોતાના પિતા સાથે તે મુંબઈ આવ્યા. તેના પિતા વેપાર કરતા પણ સ્થિતિ સાધારણ હતી. પોતે નાની ઉમ્મરમાં ચાકરી કરવા માંડી. છેલી ચાકરી તેણે શેઠ ઠાકરસી લાલજીને ત્યા કરી. કેટલોક સમય વીત્યા પછી ઠાકરસી લાલજીએ તેને ભાગ કરી આપ્યો. ત્યાર પછી પોતાને સ્વતંત્ર ધંધો કરવાનો વિચાર થયેથી કાપડની જુદી દુકાન કરી. ચંચળ ને હુશિયાર માણસ દબાઈ રહેતું નથી. કાપડનો ધંધો કરતાં વચમાં કંઈ શેરનો ધંધો કર્યો. ને એ૫માથી કાઇંક નાણાંની સંખ્યા એકઠી થઈ. આટલેથી તે અટક્યા નહિ. તેણે 'એલ નારાયણની કુંપની' એ નામની સંવત્ ૧૯૨૨ ની શાલમા કોટમધ્યે ઓફીસ ઉઘાડી અને તેમાં કેટલાક ભાગિયા રાખી વેપાર ચલાવવા માંડ્યો, જેમાં તેણે સારી આબરૂ મેળવી અને સંવત્ ૧૯૨૫ ની શાલમાં વાલકેશ્વરમધ્યે પોતાનો બંગલો બંધાવ્યો.

શેઠ જાહાંગિરજી નસરવાનજી વાડિયાના મુનિમ શેઠ નારણજી વિક્રમજીને અને શેઠ લીલાધર ઓધવજીને મિત્રાઇના સંબંધમા કંઈક સ્નેહ હતો. એ સ્નેહને લીધે જ્યારે સંવત્ ૧૯૧૪માં જામનગરવાળા પંડિતજી વિશ્વનાથ મુંબઈ પધાર્યા તથા સંવત્ ૧૯૧૭ ની શાલમાં પોરબંદરવાળા પંડિતજી જયકૃષ્ણ જીવનરામ ક્ષત્રી કેશવજી કલ્યાણજી શાલવાળાના અમતિમ સ્નેહથી પેહલ વેહેલા પધાર્યા, ત્યારે શેઠ નારણજીએ પોતાને કંઈક પ્રથમ વેદાંતનો સ્વાદ લાગેલો તેથી 'पापान्निवारयतियोजयतेहिताय' (પાપથી બચાવે છે ને હિતમાં જોડે છે) એ મિત્રતાસંબંધી વચનપ્રમાણે તેણે લીલાધર શેઠનું મન ખેંચ્યું અને વેદાંતનું શ્રવણ કરવાવિષે બીજ તેનાં હૃદયમાં રોપ્યું. ત્યાર પછી વેદાંત ઉપર તેને પ્રીતિ વધતી હતી. પ્રખ્યાત પંડિતજી જયકૃષ્ણ જીવનરામ કે જે પ્રથમ મુંબઈમાં આવી ગયેલા હતા, તે બ્રહ્મનિષ્ઠ

પંડિતજી સંવત્ ૧૯૨૨ ની શાલમાં બીજે ફેરે કાશીયાત્રાએ જવા માટે પોરબંદરથી મુંબઈ પધાર્યા. અને ક્ષત્રી કેશવજી કલ્યાણજી શાલવાળાને ત્યાં નિવાસ કર્યો. તેને શેઠ નારણજી તિકમજી સાથે તે શેઠ લીલાધર મળ્યા. મનમાં પ્રથમથી બીજ રોપાયું હતું તેથી સમાગમ થતાંજ વેદાંતઉપર ઘણીજ પ્રીતિ પ્રતિ દિવસ વધી. થોડા દિવસ રહી પંડિતજી જયકૃષ્ણજી ભૃગુમેન ઠાકોરનાથ ઘર્ડે મુકુંદજીને રસ્તે કાશી હરદ્વાર વિગેરે મહાયાત્રા કરવા ગયા. તે સમયે મરહુમ લીલાધર શેઠે તેની સારી રીતે સેવા કરી હતી. અને તેને ફરીને પાછુ મુંબઈ આવવા પ્રાર્થના કરી હતી, તેથી યાત્રા સંપૂર્ણ કરી આવી નાશકને માર્ગે પંડિતજી ફરીને મુંબઈમાં સંવત્ ૧૯૨૪માં આવ્યા, ત્યારે તેમને રોકાવા માટે શેઠ લીલાધરે તથા શેઠ નારણજીએ આગ્રહ કર્યો. પણ વ્યવહારના જરૂરના પ્રસંગને લીધે રોકાવાય તેમ નહિ હોવાથી ફરીને આવવાનું, અતિ શાંત બ્રહ્મનિષ્ઠ દેવજીભાઈને પાસે રાખી વચન લીધું, તે વચન આપી પંડિતજી પોરબંદર ગયા. શેઠ લીલાધરને અને શેઠ નારણજી તિકમજીને મિત્રતાના સંબંધથી અને વેદાંતમાં બેયને સરખી પ્રીતિ થવાથી 'समानशीलव्यसनेषुमैत्री' (સરખા સ્વભાવવાળાને અને સરખાં વ્યસનવાળાને મિત્રાઈ થાય) એ વાક્યપ્રમાણે તે બેયને અતિ ધાટો પ્રેમ બંધાયો. તેમણે પંડિતજીને ઘણા આગ્રહથી ઠકર દેવજીભાઈસાથે સંવત્ ૧૯૨૫ માં તેડાવ્યા, અને પોતાની શક્તિપ્રમાણે સેવામાં પ્રવૃત્ત થઈ રહ્યા. આ સમયે ક્ષત્રી કેશવજી કલ્યાણજી શાલવાળાએ પોતાની પૂર્ણ પ્રીતિથી અને સુજનતાથી પોતાનાં મકાનનાં મોટાં દિવાનખાનામાં વેદાંત શ્રવણનાં પરોપકારરૂપ કામમાટે પંડિતજીને રાખ્યા. આ સ્થળે નિરંતર સાંજ સવાર શેઠ નારણજીસહિત શેઠ લીલાધરે શ્રવણ કરવા માંડ્યું. ઊંચે દરજ્જે ચડતાં જતાં માણસોની આવી નેષ્ઠા ક્યાંકજ રહે છે. પ્રતિદિવસ શ્રવણ કરતાં કરતાં પંડિતજીની શ્રવણ કરાવવાની યોગ્યતાથી અને વેદાંત વિદ્યાના ગૌરવપણાથી તેને સારો બોધ થયો. અને સુગમ રીતીથી સદ્બોધ સંશયરહિત સંપાદન કર્યો અને નેષ્ઠા

આતઉત્તમ થઈ. પંડિતજી જયકૃષ્ણના મુખ્ય શિષ્યમાં શેઠ લીલાધર આનંદજી તથા શેઠ નારણજી વિક્રમજી એ બેય વેદાંત વિદ્યામાં સારો અભ્યાસ કરી પ્રસિદ્ધ થયા.

જાની કેશવજી કલ્યાણજી શાસ્ત્રીના મકાનમાં આઠ નવ વર્ષ સુધી શ્રવણનું કામ ચાલ્યું. શેઠ કેશવજીભાઈએ ઘણી સારી રીતે પોતાના મરણપર્યંત પંડિતજીને પોતાને ત્યાં રાખ્યા ને ત્યાર પછી તેમના કુટુંબે પણ તેજપ્રમાણે રાખ્યા હતા પરંતુ શેઠ નારણજી તથા શેઠ લીલાધર આદિ સર્વ સત્સંગિયોનો એવો વિચાર થયો કે વેદાંત-શ્રવણ માટે પંડિતજી જયકૃષ્ણ મહારાજ સારૂ સ્વતંત્રસ્થાનક બંધાવવું જોઈએ આ રીતે સત્સંગિયોના વિચારથી તથા ધનની સહાયતાથી શેઠ લીલાધરે તે કામ કરવામાં મુખ્ય થઈ, તે કામ આરંભી તેના ખર્ચમાં પોતાની તરફથી મોટી રકમ ભરી પોતાના મિત્રપાસેથી પણ યથાયોગ્ય ભરાવી કાયાથી, વાચાથી, મનથી, અને ધનથી ઘણીજ મેહેનત લઈ સર્વ સત્સંગિની પ્રીતિપૂર્વક સંવત્ ૧૯૩૪ની શાલમાં તે કામ પાર પાડ્યું તે સ્થાનમાં વેદધર્મસભાના મુખ્ય બ્રહ્મનિષ્ઠ પંડિતજી જયકૃષ્ણજી પોતે વેદાંતનું શ્રવણ કરાવે છે.

આવા સુજ્ઞાગ્રહી શેઠ લીલાધરે ૫૨ વર્ષનું આયુષ્ય ભોગવી સંવત્ ૧૯૩૮ના અધિક શ્રાવણ વદી ૧૨ ગુરૂવારે રાતના ૨ બજે શરીર છોડ્યું નિરંતરના બોધને લીધે મરણ સમયની પણ તેમની મનોવૃત્તિ વખાણવા યોગ્ય હતી. કશી વાતની તેમણે સંસારમાં આસક્તિ રાખી ન હતી. પ્રત્યેક શરીર પડવાને કંઈ પણ નિમિત્ત હોય છે, તેમ આને અશક્તિના રોગરૂપ નિમિત્તથી અંતે શરીર નિવૃત્ત થયું.

આ ગૃહસ્થ પોતાની મૂળ સ્થિતિ સાધારણ છતાં હુશિયારીથી સારી સ્થિતિને પોહચ્યા અને વેદાંતનો બોધપણ સારો સંપાદન કર્યો. તે વેદધર્મસભાને રૂ. ૨૦૦)ની રકમ અર્પણ કરી ગયા છે, જે વિષે પાછળથી બોલશું.

જેઓ તેને મળ્યા છે તેઓ તેના સ્વભાવની તારીફ કરી સંભારે છે. તેવા માયાળુ હતા. તેમ સારા ધારાની વાત તેને ગમતી હતી. આવા

માણસો જગત્‌માં જેમ વધારે જીવે તેમ જગત્‌ને લાભ વધારે છે, પણ કાળની ગતિ અને ઈશ્વરની ઈચ્છા કેવી છે તે જાણી શકાતું નથી. પોતાની પાછળની વ્યવસ્થા વિલમાં લખ્યાપ્રમાણે કરવાનું રાં. રા. દીનાનાથ રઘુનાથ તથા શેઠ વલ્લભદાસ વિ. ગોરધનદાસ તથા શેઠ પ્રેમજી ધર્મશી તથા બાઈ ગોમતી બાઈ (પોતાનાં સ્ત્રી) એ ત્રસ્ટીયોને સોપી ગયા છે. પોતાની પાછળ ત્રણ પુત્રિયોને તથા નવ વર્ષના પુત્રને મેલી ગયા છે, કે જે બાળકો પોતાની માતાની આંખને ઠરવાનું ઠેકાણું છે.

આ સંસાર અસાર છે, સૂક્ષ્મ નજરથી જોતાં સુખ સ્વપ્નમાં પણ નથી, સંસારના નિયમને પ્રાણીમાત્ર આધીન છે, થવાનું હોય તેમાં લેશ પણ ફેર પડતો નથી. આપણું, કશું જોર નથી, માટે શેઠ લીલાધરનાં કુટુંબને, તેમના ભાઈ શેઠ પુરૂષોત્તમ ઓધવજીને તથા તેમનાં સગાં સ્નેહિયોને સૂચવન કરવાનું કે મનને સદ્વિચારમાં જોડી, ઈશ્વર સ્મરણને માર્ગે ચડાવી હવે પછી મરનારનું કલ્યાણ કરનારાં કામમાં જોડવું, જેથી બેયનું તેમાં શ્રેય છે. આ શિવાય માણસનું કર્તવ્ય અને કરી શકાય તેવું કંઈ પણ નથી.

---

## પુસ્તકોની પહોંચ.

(આર્યધર્મપ્રકાશને મળેલાં નીચેનાં પુસ્તકો ઉપકાર માની સ્વીકારિયે છિયે.)

'પ્રેમપદ્ય' નો ત્રિજો અંક પ્રસિદ્ધ કરનાર ઠા. પ્રેમજી ખેતસી ક. તરફથી મળ્યો છે. તેનું સ્ત્રીસિક્ષણ એવું પણ નામ રાખ્યું છે. આઠ પેજી ૨૪ પૃષ્ટની તે ચોપડી છે. તેની પ્રથમ છપાઈ ગયેલા પેહેલા અંકનું નામ શૃંગાર દર્શન છે ને બીજા અંકનું શુકરંભાસંવાદ છે. જુદી જુદી ઢબની કવિતાઓ દાખલ કરી છે. રચનારે શ્રમ ઘણો લીધેલો જણાય છે. બાળકો જેમ કીત્તા લખી લખીને ચોપડીયો ભરે છે ત્યારે પછી જેના સુધરવાના હોય તેના અક્ષરો સુધરે છે, તેમ આવી રીતે કવિતાઓ કરી ચોપડી બહાર પાડનારા પણ ધીરે ધીરે ઈશ્વરેચ્છા હોય

તો તેના વિષયમાં પ્રૌઢતા મેળવી શકે છે. અમે એનાં સાહસિકપણાને વખાણિયે છિયે. કિંમત આના બે છે.

'दयानंदसरस्वती मुखचपेटीका प्रथमभाग' આ નામની આઠ પેજી ૬ ફારમની જગદીશ્વર પ્રેસમાં છપાયેલી ચોપડી અમને મળી છે તે સ્વીકારિયે છિયે. એમાં દયાનંદસરસ્વતીએ પોતે સત્યપ્રકાશ નામના પોતાના રચેલ ગ્રંથમાં શ્લોકો લખીને જૈનોને દૂષણ આપ્યું હતું, તેનું ખંડન કરવાના હેતુથી, શ્રાવક ઠાકોરદાસ મૂલરાજ ઓસવાળે લખેલા પત્રો, નોટીસો તથા સામા પક્ષનાઓનો કાંઈ જવાબ આવ્યો કે નહિ આવ્યો તેની હકીકત સંગ્રહ કરી સમાવેલી છે. શ્રાવક ઠાકોરદાસ પોતે સાધારણ સ્થિતિના છતાં પોતાના ધર્મઉપર આસ્તા રાખનાર અને સાહસિક જણાય છે. કેમકે આખી મુંબઈમાથી માત્ર એ એકલાજ સ્વામીજી દયાનંદજી તરફ પોતાની કમર કશી પોતાનું પાણી દેખાડવા પ્રવૃત્ત થયા. હવે પરિણામ શું આવે છે તે સર્વના જાણવામાં આવશે. આ તો હજી પેહેલો ભાગ છે, પણ તેવા હજી ચાર ભાગ તેને રચવાની ઈચ્છા હોય એમ અનુમાન થાય છે. શ્રાવક ઠાકોરદાસ તથા સ્વામીજી દયાનંદજી એ બેયનું આ વિષયમાં ઠીક ઠીક સમાધાન થાય તો ઘણું સારૂં. નિસ્પૃહી અને સંસ્કૃતના સારા અભ્યાસી સ્વામી દયાનંદજી સામા શ્રાવક ઠાકોરદાસે જે ભેઠ બાંધી છે, તે જો કે આશ્ચર્યકારક છે તો પણ કેટલેક દરજ્જે જાણવા જેવી છે. આશા છે કે સ્વામીજી એમના મનનું સારૂં સામાધાન કરશે અથવા તો કર્યું હશે. આ ચપેટીકા મુંબઈમાં ભીમસી માણેક પાસેથી પાંચ આને મળશે.

'अद्वैतबोध' નામની નાનાં બત્રીસ પાનાની અમદાવાદ મધ્યે છપાયેલી ચોપડી રચનાર કવિ રણછોડ ગલુરામ તરફથી મળી છે, તે સ્વીકારીયે છિયે. આમાં અદ્વૈતવિષેની સો કવિતાઓ રચીને સમાવી છે. વિષય ઠીક લીધો છે ને સિદ્ધાંત પણ ઠીક આણ્યો છે. વેદાંત વિષય ઘણો ઘાટો છે. જે સમજે છે તેને કંઈ ઘાટો નથી. જો ખરો અદ્વૈત બોધ થાય તો તે મનુષ્ય આ લોક અને પર લોક પોતાનાં સુધારી બીજાઓને પણ સંસારમાં સારે માર્ગે ચડાવનાર થાય છે;

આ બોધ ધર્મસભામાં વાંચવામાં આવ્યો હતો. કવિ રણછોડદાસ કવિતાના અભ્યાસી છે તેથી ને કવિતાનો વિષય ગ્રહણ કરે એ સ્વાભાવિક છે. કવિતા ઠીક છે; કિંમત આના ૨ છે. કેટલાંક ચોપાનિયાં આજકાલ નીકળતાં જોઈ અમને ઘણો ખેદ થાય છે. જેઓ કંઈ ઠીક ઠીક જાણનાર હોય છે તે 'આપણા વિચાર કે ક્રિયા દુનિયાને હાનિકારક થશે નો' એવા વિચારથી બહાર નથી પડતા, પણ જેઓ ઉછાંછળા હોય છે ને દુનિયાની કશી ગરજ ન રાખતાં તથા પોતાનું પ્રૌઢપણું ન વિચારતાં પોતાના વિચારો અને ક્રિયાઓ બહાર પાડે છે. અમે તો તેથી લોકોને કશો લાભ સમજતા નથી પણ માત્ર નુકસાન સમજીએ છિયે. હાલના થોડી ઘણી આસની કેળવણી શીખનારાઓ આજકાલ પોતાનું કાગળે નામ બહાર પડ્યું એટલે કૃતાર્થપણું માને છે. જેઓ આવી રીતે કૃતાર્થપણું માને તેઓ પોતાનું કે જગતનું શું હિત કરે?

'તિમિરપ્રકાશગીતાવળી' નામની નાની ૩૬ પાનાની ચોપડી રચનાર રવિશંકર હરદેવ માસ્તર તરફથી મળી છે. આમાં જુદા જુદા રાગના રાસડા સ્ત્રીવર્ગ બીજા નઠારા રાસડા ન શીખે ને તે શીખે તેવા હેતુથી સમાવેલા છે. આ વિષયમાં કદિ પ્રખ્યાત કવિ દલપતરામજી જેવાએ પ્રયાસ લીધો હોત તો વિશેષ યોગ્ય થઈ શકત. રચનારે મેહનત ઠીક લીધી છે, પણ પોતાનું નામ ગવરાવવાનું વિશેષ મન હોય એમ એક ગરબીથી અનુમાન થઈ શકે એમ છે. કવિતા અને હેતું સામાન્ય રીતિયે ઠીક છે. કિંમત આના અઢી છે. જેને જોઈએ તેણે આયોઈના મેહેતાજી પાસેથી મગાવી લેવી.

'गौरीबाइनुं जन्मचरित्र' આ નામની ૧૬ પેજી પાંચ ફારમની ચાર આના-કિંમતની ચોપડી અમદાવાદ વડનગરાભ્યંતર નાગર શુભેચ્છકસભા તરફથી મળી છે. તેમાં ૩ ફારમમાં આશરે ૭૫ વર્ષ પેહેલાં વાગડ પ્રાંતમાં થઈ ગયેલાં બાળવિધવા ગૌરીબાઈનું જન્મ વૃત્તાંત તથા તેમનાં બનાવેલાં પદો છે. ને બાકી બે ફારમમાં આશ્રય આપનારાઓનાં નામો છે. આવી રીતે સદ્ગુણી માણસોનાં જન્મચરિત્રો પ્રાચીનનાં ને અર્વાચીનનાં બહાર પડે તો તે યોગ્ય છે. પણ અફસોસ માત્ર એટ-

લોજ છે કે એવાં ગ્રંથો ઘણુંકરીને ઓળખાવામાંજ આવી શકતાં નથી. નાગરાભ્યંતરસભાએ કદી જન્મચરિત્રો શોધવાનો નિયમ રાખ્યો હોય તો સારૂં છે, પણ તે વિષય સારી પેઠે ચતુરાથી ગ્રહણ કરવા જેવો છે. વાંચવાપ્રમાણે આ ગૌરીબાઇ ઘણાં ભગવતી થઇ ગયાં જણાય છે. આ વિષય મૂર્તિપૂજા સંબંધી છે અને ટાઇટલ પેજઉપર હાલમાં જે કેટલાક પ્રહારામાજી પોતાનો જુદો મંવત્ ચલાવે છે તે નાખેલો છે. આ ઉપરથી કર્ત્તા બ્રહ્મસામાજિક જણાય છે, ત્યારે આ બાઇનું ચરિત્ર તેને શી રીતે પસંદ પડ્યું? સભાને અમે સૂચવિયે છિયે કે આવા સારા કામમાં સદૈવ પ્રવૃત્ત રહેવું. અને वडनगराभ्यतरनागरशुभेच्छकसभा-એ વિસ્તારવાળાં નામને યોગ્ય કર્યું.

'विधवानो वकिल' આ નામની મોળ પેજી ૨॥ ફારમની ૨॥ આના કિંમતની ચોપડી મળી છે. રચનાર ગમેશ્વર હરદેવ આધોઇ માસ્તર છે. આ ચોપડી ચાલતા જમાનાને જોઇ સુધારો કરવાના હેતુથી બહાર પાડી છે એમ તેના મતાનુયાયી લોકો માનતા હોવા જોઇએ. વિરૂદ્ધ પક્ષના લોકોને તે વાલી લાગે તેવી નથી. ને બાળકોને વાંચવા યોગ્ય પણ નથી આવા વિષયો જેઓના કામવિકારો શમી ગયા હોય તેવા લોકો ચરચાવવાને અને સાંભળવા વાચવાને યોગ્ય છે તેમ છતાં મોંઢે મૂછો પણ નહિ આવેલા બાળકો તેને ગ્રહણ કરે છે.

'चतुरसिंहप्रवास' આ નામની સોળપેજી ૯ ફારમની ચાર આના કીમતની અમદાવાદમાં છપાયેલી ચોપડી રચનાર ત્રવાડી આત્મારામ નારણજી ભાવનગરવાળા તરફથી મળી છે. આ વાર્તા આજના નિયમને અનુસરીને કલ્પિને લખી કાઢેલી છે. તેમા સ્થિતિ ઘણુંકરી આજના કાળને અનુસરતી છે. ભાષા ગુજરાતી ચોથા ધોરણના છોકરા પણ સમજી શકે તેવી છે. જોડી કાઢેલી વાર્તામાં કાંઈ અસંભવિત વાત હોય તો તે ઉલટી તે વાતનો ચમત્કાર દેખાડે છે. ગુજરાતમાં ચાલતી કેટલીક કાણીયોનો સાર લઇ જાણે ઘડી કાઢી ન હોય તેવી લાગે છે, તેથી જણાય છે કે રચનારને બીજી વાર્તાઓ વાંચવાનો બહુ મહાવરો હશે. મૈનાની વાત ઠીક લગાવી દીધી છે. આવી વાતો, જો બા-

ળકોના બોધ માટેજ આ ચોપડી હોય તો તે ઉલટી કોઇ વખત અવળો બોધ આપનાર થઈ પડે છે. રચનારના વયથી અમે અજાણ્યા છિયે, તો પણ લેખઉપરથી બહુ મોટી ઉમ્મર અમારા ધારવામાં નથી લાગતી. તેથી અભિપ્રાય આપી શકિયે છિયે કે નાની ઉમ્મરમાં વાર્તાઓ કે નાટકો લખવાં એ કામ નથી અને એથીજ માત્ર ઉદ્દય દુનિયાનો થઈ જવાનો નથી. વય અને વિદ્યા વધ્યા પછી તે બધું યોગ્ય લાગે છે. પણ કદી સઘળા લોકો હાલમાં જેમ એ જાતનો અનુભવ મેળવે છે તેમ અનુભવ મેળવવા ઇચ્છા હોય તો સહુ પોત પોતાના મનથી સ્વતંત્ર છે. એટલે તેને કોણ રોકનાર છે? લખવાની સરલતા ને ઢપ ઠીક લીધેલ છે. જેમને જોઈએ તેમણે તે ધણી પાસેથી મગાવી લેવી.

દીર્ઘાયુષ્ય રચનાર રામેશ્વર હરદેવ આચાર્ય માસ્તર તરફથી સોળ પેજી. ૧ ફારમની ચોપડી અઢી આના કિમ્મતની મળી છે. એમાં મેહેરબાન વઢવાણ દરબાર હાલના ગાદી પતિની કવિતાઓ છે.

સુબોધપ્રકાશ આ નામનાં માસિક ચોપાનિયાંનો પેહેલો અંક ભેઠ દાખલ મળ્યો છે, તે કોઈ સ્વદેશાનુરાગી ભાવનગરીએ અમદાવાદમાં છપાવી બહાર પાડેલછે. હાલ તે બાલ્યાવસ્થામાં છે તે અવસર વીત્યે પ્રૌઢપણામાં આવશે એવી આશા રહે છે. હાલમાં લોકોને ચોપાનિયાં કે ચોપડિયો બહાર પાડવાની બહુ ઉત્કંઠા વધી છે, તે ઉત્કંઠા ભાવનગર તરફ આજકાલ જોવામાં આવે છે. તે કેટલીક વાતે ઉદયનું ચિન્હ દર્શાવનારી છે ખરી. સંસ્કૃતમાં તથા ગુજરાતીમાં પ્રુફ તપાસવામાં ચુક બહુ છે, કાગળ સાધારણ, બાર પેજી પૃષ્ઠ ૧૨ કિંમત આ વર્ષને માટે સાડાચાર આના છે. ઉદ્દેશ તો સારો લાગે છે.

વિશેષ અમે જુદે પ્રસંગે સામાન્યરીતિયે બોલશું. આમાં કોઇને કંઈ ન્યૂનાધિક કેહેવાયું હોય તો ક્ષમા કરવી, કેમકે કપાળે કપાળે જુદી પડે છે. (અપૂર્ણ.)

# आर्य धर्मप्रकाश.

# ARYA DHARMA-PRAKASH

પુસ્તક ૧૦ મું    આશ્વિન, સંવત ૧૯૩૮.    અંક ૧૨ મો.

वसततिलका.

सर्वान्विदायकुपथान्कुटिलान्दुरतान् ।
स्वीयमनन्मुग्गमादरतोनयतु ॥
रम्यार्यधर्मसुपथप्रतिशास्त्रसग—
तौत्रविधायसुजनाइतिचार्थनामे ॥



છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભાગમંડળી

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું

સન ૧૮૮૨ ઈસવી

## અનુક્રમણિકા.



### શાર્દૂલવિક્રીડિત.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તેની શુભ સૂત્રધાર મહુને સન્માર્ગમાં સ્થાપજો,
અપના સુવિચાર સત્યમય ને સદ્ધર્મને આપજો.

### નીચે લખેલા સદ્ગૃહસ્થોનાં નાણાં અમને પહોંચ્યાં છે.

| | રૂ. | આ. |
|---|---|---|
| શેઠ માણેકચંદ જુગમોહનદાસના ૧૯૩૮ ના | ૧ | ૮ |
| કુમ્મગરા લાલચ્હેરીના ૧૯૩૭ તથા ૩૮ ના | ૩ | ૧૦ |
| શેઠ નેગમ ગીજાભાઈના ૧૯૩૮ ના | ૧ | ૧૧ |
| રા. બાપીલાલગાભ મહાનંદના ૧૯૩૮ ના | ૧ | ૮ |
| આનંદ ... લાલશ્રેષ્ઠીના ૧૯૩૮ ને પેટે | ૧ | ૧૨ |
| રા. જપાડી આત્મારામ નારાયણજીના ૧૯૩૮ પેટે | ૧ | ૧૧ |
| રા. રા. ટારકાદાસ નંદલાલ નવાપાલીરા ૧૯૩૮ તથા ૩૯ ના | ૩ | ૧૨ |
| રિપોર્ટ ઓન ધિ નેટિવ પ્રેસ સન ૧૮૮૦ સપ્ટેમ્બર તા. ૨૭ થી ને તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૮૮૨ સુધી બે વર્ષના | ૩ | ૦ |
| શેઠ પુરુષોત્તમ જીવનદાસના ૧૯૩૭ તથા ૩૮ ના | ૩ | ૦ |
| | ૨૧ | ૮ |

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૧૦ મું.     આશ્વિન, સંવત્ ૧૯૩૮.     અંક ૧૨ મો.


॥ यतोधर्मस्ततोजयः ॥

## शुं देशनो उदय एम करी शकाय?

(સાધણ પાને ૨૫૦ થી.)

वसंततिलका.

आदर्शने[1] करविषे लइने निहाळे,
थोभा भवा नयन मूछ मरोड भाळे;
खूंटी कदाय वळि बाळ वधू रखाय,
शुं देशनो उदय एम करी शकाय !
प्यारीसमेत अथवा प्रियमित्रसाथे,
छानी छपाय छबियो धन होय हाथे;
छापाविषे कदिक नाम वळी छपाय,
शु देशनो उदय एम करी शकाय !
देखे कदी तिमिर त्या बहु बीक लागे,
ने भूतप्रेततणी वात थताज भागे;
वागे छरी कदिक तो पडदे पडाय,
शुं देशनो उदय एम करी शकाय ?
राखे न लाज सघळा नर तेम नारि,
तोडे कदी अदबनी पण पाज सारि;
आस्थाज अंतरथकी अळगी कराय,
शुं देशनो उदय एम करी शकाय !
चाली शके न चरणे कदि चार कोश,
राखे सदा हृदयमा सहुसाथ रोष;

[1] આરસી

सौशिल्य[1]-सद्गुणविषे नहि हेत थाय,
शुं देशनो उदय एम करी शकाय ?
बावा बनी रखडवुं बहु राख चोळी,
बांधी जटा बगलमां लइ एक झोळी,
माळा धरी करविषे जपने जपाय,
शुं देशनो उदय एम करी शकाय ?
सत्संग सत्पुरुषनो न कदी कराय,
विद्या-कलाविषयनो नहि शोध थाय;
धर्मार्थकामपर प्रीति नहीं रखाय,
शुं देशनो उदय एम करी शकाय?
सूजे विचार करतां विधवाविवाह,
आपे वळी परिजनो बहु 'वाह वाह';
शीख्या न काकगति[2] हंसतणी भुलाय
शुं देशनो उदय एम करी शकाय ?
बूरां न जाय पण बेहद बाललग्न;
एं वातमां सगुण निर्गुण सर्व मग्न;
बूढा बने तदपि बाळकियो वराय,
शुं देशनो उदय एम करी शकाय ?
लावे दया न कदि दीन अनाथमाथे,
आव्युं खुवे परम रत्न अमूल्य हाथे;
प्रेमेकरी न पण पुण्य कशुं कराय,
शुं देशनो उदय एम करी शकाय ?
हुं हुं करे न ममता कदि मूर्ख छांडे,
कंकास क्लेश अति अन्यनि साथ मांडे,
आश्चर्य कालगतिने नहि पारखाय,
शुं देशनो उदय एम करी शकाय ?
सूकयुं शरीर पछि कांइ नहीं कराशे,
संतापरूप फल केवल एक थाशे;

---

१ સારા સ્વભાવપણું. २ કાગડાની ચાલ.

गाळ्युं न ते वय वही पण सर्व जाय,
शुं देशनो उदय एम करी शकाय !
संसारनो सुखदसार कदी न जाणे,
माने न वात सुखरूप कह्या प्रमाणे;
मोटाइना मद विषे तणाइ जाय,
शुं देशनो उदय एम करी शकाय !

## વિદુરનીતિ.

(સાંધણ પાને ૨૦૫ થી.)

વાઘવગર વન ન હોય અને વનવગર વાઘ ન હોય, કેમકે વાઘ વનની રક્ષા કરે છે અને વન વાઘની રક્ષા કરે છે.

नतथेच्छंत्यकल्याणाः परेषांवेदितुंगुणान् ।
यथेषांज्ञातुमिच्छंति नैर्गुण्यंपापचेतसः ॥४७॥

પાપચિત્તવાળા પુરૂષોનું નિર્ગુણપણું જાણવાને જેવું લોકો ઇચ્છે છે તેવું બીજાના કલ્યાણરૂપ ગુણોને જાણવાને કોઇ ઇચ્છતું નથી.

अर्थसिद्धिंपरामिच्छन् धर्ममेवादितश्चरेत् ।
नहिधर्मादपैत्यर्थः स्वर्गलोकादिवामृतं ॥४८॥

ઉત્તમ પ્રકારની અર્થની સિદ્ધિને ઇચ્છનાર પુરૂષે આદિથી ધર્મનું આચરણ કરવું. સ્વર્ગલોકમાંથી જેમ અમૃત જતુંજ નથી તેમ ધર્મમાંથી અર્થ કોઇ દિવસ જતોજ નથી.

यस्यात्माविरतःपापात् कल्याणेचनिवेशितः ।
तेनसर्वमिदंबुद्धं प्रकृतिर्विकृतिश्चया ॥४९॥

જેનું મન પાપથકી નિવૃત્ત થાયછે, એટલે મારે આ થાય મારે આ થાય એવા સંકલ્પથી નિવૃત્ત થાય છે, અને પરબ્રહ્મનેવિષે પેસે છે, તેણે આ સર્વ જગત્ જાણ્યું અને ત્રણ ગુણમય માયા અને મહત્તત્વ-આદિ તે પણ તેણે જાણ્યું છે.

योधर्ममर्थंकामंच यथाकालंनिषेवते ।
धर्मार्थकामसंयोगं सोमुऽत्रेहचविंदति ॥९०॥

જે પુરૂષ ધર્મ અર્થ અને કામને સમયપ્રમાણે સેવે છે, તે પુરૂષ આ લોકમાં તેમજ પરલોકમાં ધર્મ અર્થ અને કામને પામે છે.

संन्नियच्छतियोवेगमुत्थितंक्रोधहर्षयोः
सश्रियो भाजनंराजन् यश्चापत्सुनमुह्यति॥९१॥

હે રાજા! જે પુરૂષ ક્રોધના અને હર્ષના ઉત્પન્ન થયેલા વેગને નિયમમાં રાખે છે અને જે આપત્તિ આવે તેમાં મુઝાતો નથી, તે પુરૂષ લક્ષ્મીનું પાત્ર છે, અર્થાત્ તેવો હોય તેને લક્ષ્મી મળે છે.

बलंपंचविधंनित्यं पुरुषाणांनिबोधमे ।
यत्तुबाहुबलंनाम कनिष्ठंबलमुच्यते ॥९२॥

જે બાહુબલ છે તે તો કનિષ્ટ કેહેવાય છે એટલે હાથનું બળ તો હલકું કેહેવાય છે. પુરૂષને પાંચ પ્રકારનું સાચું બળ છે તે કહું છું તેથી જાણો.

अमात्यलाभोभद्रंते द्वितीयंबलमुच्यते ।
तृतीयंधनलाभंतु बलमाहुर्मनीषिणः ॥९३॥

સારો કારભારી મળે તે પેહેલું બળ, કલ્યાણ હોય તે બીજું બળ કેહેવાય છે અને ધનનો લાભ થાય તેને બુદ્ધિવાનો ત્રીજું બળ કહે છે.

यत्त्वस्यसहजंराजन् पितृपैतामहंबलं ।
अभिजातबलंनाम तच्चतुर्थबलंस्मृतं ॥९४॥

હે રાજા! જે પુરૂષને બાપદાદાસંબંધી સહજ બળ હોય અને જે કુળનું બળ હોય તે ચોથું બળ કેહેવાય છે;—

येनत्वेतानिसर्वाणि संगृहीतानिभारत ।
यद्बलानांबलंश्रेष्टं तत्प्रज्ञाबलमुच्यते ॥९५॥

હે રાજા! જેનાથી આ સર્વ જાણી શકાય છે અને જે સર્વ બળમાં શ્રેષ્ઠ બળ ગણાય છે તે બુદ્ધિનું બળ પાંચમું કેહેવાય છે.

महतेयोपकाराय नरस्यप्रभवेन्नरः ।
तेनवैरंसमासज्य दूरस्थोस्मीतिनाश्वसेत् ॥९६॥

જે પુરૂષ બીજા માણસનો મોટો ઉપકાર કરવામાં સમર્થ થાય તે પુરૂષની સાથે વેર બાંધીને હું તેમાં નથી એમ કેહેવાય નહિ. અથવા હું દૂર છું, માટે તે મને શું કરશે એમ માની બેસાય નહિ.

स्त्रीषुराजसुसर्पेषु स्वाध्यायप्रभुशत्रुषु ।
भोगेष्वायुषिविश्वासं कःप्राज्ञःकर्तुमर्हति ॥५७॥

સ્ત્રિયોનેવિષે, રાજાઓનેવિષે, સર્પોનેવિષે, વેદાભ્યાસવિષે, ધણીનેવિષે, શત્રુનેવિષે, ભોગનેવિષે અને આયુષ્યનેવિષે કોણ બુદ્ધિવાન્ પુરૂષ વિશ્વાસ કરવાને યોગ્ય છે? અર્થાત્ બુદ્ધિવાન્ તેમાં વિશ્વાસ કરતા નથી. મૂર્ખ હોય તેજ તેમાં વિશ્વાસ કરે છે.

प्रज्ञाशरेणाभिहतस्यजंतोश्चिकित्सकाःसंतिनचौषधानि ।
नहोममंत्रानचमंगलानिनाथर्वणानाप्यगदाःसुसिद्धाः ॥५८॥

બુદ્ધિરૂપ બાણથી પરાભવ પામેલા (ઘવાયેલા) જીવને માટે ઔષધો નથી, વૈદ્યો નથી, હોમના મંત્ર નથી, મંગળ ઉપચાર નથી, વેદ મંત્ર નથી અને સિધ્દ થયેલા (પારદાદિ,) રસો પણ નથી. અર્થાત્ બુદ્ધિથી પરાભવ પામેલા જીવને તે પેરાભવ મટાડવા માટે કોઈ પણ ઉપાય છે નહિ.

सर्पश्चाग्निश्चसिंहश्च कुलपुत्रश्चभारत ।
नावज्ञेयामनुष्येण सर्वेह्येतेतितेजसः ॥५९॥

હે રાજા! સર્પ, અગ્નિ, સિંહ, કુલપુત્ર (જ્ઞાતિ), એઓનું મનુષ્યે અપમાન કરવું નહિ. કેમકે એ સર્વ ઘણા તેજવાળા હોય છે.

अग्निस्तेजोमहल्लोके गूढंतिष्ठतिदारुषु ।
नचोपयुंक्तेतद्दारु यावन्नोदीप्यतेपरैः ॥६०॥

આ લોકમાં તેજસ્વી અગ્નિ લાકડાંમાં ગૂઢ રહે છે, પણ જ્યાં સુધી બીજાએ તેને સળગાવાતો અથવા ઉત્પન્ન કરાતો નથી ત્યાં સુધી તે લાકડાને બાળતો નથી;—

सएवखलुदारुभ्यो यदानिर्मथ्यदीप्यते ।
तद्दारुचवनंचान्यं निर्दहत्याशुतेजसा ॥६१॥

તેજ અગ્નિ જ્યારે મથન કરીને લાકડાંમાંથી સળગાવાય છે ત્યારે તે મથન કરવાનું હોય તેને અને બીજાંને પોતાના તેજથી તત્કાળ બાળી નાંખે છે.

एवमेवकुलेजाताः पावकोपमतेजसः ।
क्षमावंतो निराकाराः काष्ठेग्निरिवशेरते ॥६२॥

એજ પ્રમાણે અગ્નિના સરખા તેજવાળા કુળમાં થયેલા (પાંડવો), ક્ષમાવાન્ થઈને અને નિરાકાર એટલે પોતાનું રૂપ ન જણાય તેવા થઈને કાષ્ટમાં જેમ અગ્નિ રહે તેમ રહે છે.

लताधर्मात्वंसपुत्रः शालाःपांडुसुतामताः।
नलतावर्धतेजातु महाद्रुममनाश्रिता ॥६३॥

હે રાજા ! તમે તમારા પુત્રોસહિત લતા (વેલ) જેવા છો અને પાંડવો મોટાં વૃક્ષ જેવા કેહેવાય છે, માટે મોટા વૃક્ષનો આશ્રય કર્યાવિના લતા કોઈ દિવસ વધતી નથી. અર્થાત્ પાંડવોરૂપ મોટા વૃક્ષનો આશ્રય કર્યાવિના તમારી વૃદ્ધિ નથી, માટે તેનો આશ્રય કરી પુત્રસહિત વૃદ્ધિને પામો.

वनंराजंस्तवपुत्रोंबिकेय सिंहान्वनेपांडवान्स्तातविद्धि ।
सिंहैर्विहीनंहिवनंविनश्येत् सिंहाविनश्येयुरुतेवनेन ॥६४॥

હે રાજા ! તમારા પુત્રને તમે વન સરખા સમજો અને વનનેવિષે પાંડવો છે તેને સિંહ સરખા સમજો. સિંહવિના વનનો નાશ થાય છે અને વનવિના સિંહો નાશ પામે છે. અર્થાત્ એક બીજાના આશ્રયથી એક બીજાં બચે છે. એકને નાશે બેયનો નાશ છે. માટે પરસ્પર સંપીને રેહેવું જોઈએ. નહિં તો તમારા પુત્રોને મારીને પાંડવો પણ સ્નેહથી નાશ પામશે.

इतिश्री महाभारते उद्योगपर्वणि प्रजागरपर्वणि विदुरवाक्ये सप्तत्रिंशोध्यायः३७

# ગુજરાતીભાષા–બોલનારા–લખનારા.

(સાંધણ પાને ૨૫૬ થી.)

'किंकवेस्तस्यकाव्येन किंकाडेनधनुष्मतः
परस्यहृदयेलग्नं नघूर्णयतियच्छिरः' ॥ वासवदत्ता.

એનો અર્થ એવો છે કે, જો બીજાઓના હૃદયમાં લાગેલુ કાવ્ય (તેના સ્વાભાવિક રસાદિકથી) માથું હલાવી ન નાખે તો તે કવિના કાવ્યમાં કાંઈ નહિ, અને જો શત્રુના હૃદયમાં વાગેલું બાણ (તેની સ્વાભાવિક વેદનાથી) માથું હલાવી ન નાખે તો તે ધનુષ્યધારીના બાણમા પણ કાંઈજ નહિ. અર્થાત્ બાણ એવું જોઈએ કે હૃદયમા વાગતા અરેરાટીની સાથે માથું ફેરવી નાખે, તેમ કાવ્ય એવું જોઈએ કે તે સાંભળતાં કે વાચતાં હૃદયમાં ઉતર્યું કે તે અપૂર્વ રસથી વિદ્વાનના વાહવાહના પુકારની સાથે આનંદથી માથાં હલાવી દે.

આવાં કાવ્યો (લખાણો) આજે કોનાં થાય છે? (જેનાં થાય છે તેને માટે તો અમારે કાંઈ બોલવાનુંજ નથી.) અને જ્યારે નથી થતાં ત્યારે પેટ ભરવાના ધંધાથી પણ ભ્રષ્ટ થઈ, એ ફોતરા ખાડવા જેવો ધંધો અથવા બીજાને ભરમાવવાનો ધંધો લઈને બેસવું એ ઘણુંજ ખેદકારક છે.

ઓછી કેળવણીવાળાને માટે કદિ ઓછો ધોખો કરિયે કેમકે એની વિચારશક્તિજ પ્રથમ ઓછી એટલે બિચારા શું કરે? પણ મોટી મોટી ડીગ્રી મેળવેલા ઈંગ્રેજી, સંસ્કૃત કે ફારસી શીખનારા પણ જાણે કેમ પરમેશ્વરના ઘરનો લખનારા અને બોલનારાની પંક્તિમા બેસવાનો પટ્ટો લઈ આવ્યા હોય તેમ છચોક પોતાના વિચારો દર્શાવવા લાગી જાય છે.

સઘળી માણસના સરખા સ્વભાવ હોતાજ નથી. સ્વાભાવિક જે શક્તિ માણસમાં આવે છે તે જુદી અને વિદ્યાથી આવે છે તે જુદીછે. જેનામાં વિદ્યાથી થનારી અને સ્વાભાવિક એવી બેય શક્તિયો આવેલી હોય છે તે માણસ ઘણું હુશિયાર થાય છે, પણ તે એક બાબતમાં. જેમકે કોઈ એક માણસમાં કવિતા કરવાની સ્વાભાવિક શક્તિ હોયછે અને તે તે શક્તિને સહાય કરે તેવું વિદ્યા ભણીને જ્ઞાન મેળવે તો તેની કવિતાશક્તિ વધારે ખીલી નીકળે, ને કવિતામા સારી ખૂબી આવે.

જેનામાં સ્વાભાવિક શક્તિ નહોય તેની વિદ્યાથી થયેલી શક્તિ એક બાબતમાં પણ જોઈએ તેવું કામ કરી શકતી નથી. જેમકે કોઈને સ્વાભાવિક બોલવાની શક્તિ નહોય ને તેને વિદ્યાથી બોલવાની શક્તિ આવે અથવા રાખે તો તે એક બાબતમાં પણ પૂર્ણતા પામતી નથી. જો એમ ન હોય તો આજે વર્તમાન કાળના સમયપ્રમાણે સઘળા બાારિસ્ટરો થઈ જવા જોઈએ, અથવા સઘળા ડાક્તરો થઈ જવા જોઈએ, અથવા સઘળા રસાયનક્રિયા કરનારા થઈ જવા જોઈએ, અથવા સઘળા ધર્મોપદેશક થઈ જવા જોઈએ, અથવા સઘળા વક્તા થઈ જવા જોઈએ, અથવા સઘળા કવિયો થઈ જવા જોઈએ, અથવા સઘળા કળાકૌશલ્યવાળા થઈ જવા જોઈએ, અથવા તો બધી શક્તિવાળા બધા થવા જોઈએ; પણ એમ બનતુંજ નથી; કેમકે ગુણ, સ્વભાવ, શક્તિ, સહવાસ, મેહેનત, જાતિ, રીતભાત, આદિ સર્વનાં જુદાંજ હોય છે, જેનામાં વિદ્યાની શક્તિ નહોય અને સ્વાભાવિક કંઈ શક્તિ હોય તો તે જો કે વિદ્યાની શક્તિરહિત છે તોપણ તે શક્તિ કૃત્રિમ નથી માટે તે કૃત્રિમ કરતાં વધારે આગળ પડતી નીકળશે. જેમકે કોઈ એક માણસને બોલવાની શક્તિ છે અને વિદ્યાની શક્તિ નથી તો તે બોલવાસંબંધી એક બાબતમાં જેને વિદ્યાથી બોલવાની શક્તિ આવી હશે કે લીધી હશે, તેના કરતાં તે ઠીક નીકળશે. આ બધા કરતાં કોઈ પણ માણસને બેય શક્તિ હોય છે તે માણસ પોતાની સ્વાભાવિક શક્તિને અનુસરતી જે બાબત ગ્રહણ કરે છે તે બાબતમાં પાર ઉતરે છે અને એની ક્રિયા જગત્‌ને લાભકારક થાય છે. આજના ભણેલાઓ આ વાત ભૂલી જતા જણાય છે તેથી જેટલા ભણીને નોકરીએ વળગે તેટલા ભાષણકર્ત્તા થવા, પુસ્તકકર્ત્તા થવા અને કવિ બનવાને માથાફોડ કરતા દેખાય છે. ભલે પ્રયત્ન કરે તેને માટે કોઈ આડું પડતું નથી, કેમકે સહુ સહુને જોખમે કરે છે; પણ 'ખીલાડું કાઢતાં ઉટીયું પેસે' એ કેહેવત પ્રમાણે એ લોકો વિદ્વાન્‌પણામાં પંકાવાનું પ્રયત્ન કરવા જતાં પાછળની પ્રજાને મોટાં અંધારામાં ગોથાં ખાવા પડે તેવું કરે છે અને એથીજ પ્રજાહિતકારી નરોનું હૃદય ઉભરાય છે. એક બહુજ કેળવણી લીધેલા માણસનું

કે કવિતાનું ચરણ કે એક વાક્ય લઈ તે ઉપર વિચાર કરશું તો તેમાં અનેક અપ્રકરણ દોષ, યતિભંગ, રસાભાસ, વ્યર્થ કાલક્ષેપ, દીર્ઘસૂત્રતા, શબ્દભંગ અને શુષ્કાર્થપણાં આદિ દોષો દૃષ્ટિયે પડશે. કહો હવે ત્યારે ચાર ચોપડી કે સાત ચોપડી ગુજરાતી નીશાળમાંથી શીખી બાહાર પડેલા મહાપંડિતો અને તેપણ વળી સ્વાભાવિક શક્તિવગરના તે શું લખી કે બોલી જાણે, અને બીજાનું શું લખવું કે બોલવું સમજે? પણ તેમાં દોષ કોઈનો નથી. પ્રાચીન વિદ્વાનો કાળઉપર દોષ મૂકે છે તો અમે પણ કાળઉપર દોષ મેલિયે છિયે.

વાણી કેવી જોઈએ તે કોણ જાણે છે? જાણવાની ઈચ્છા રાખનારને ટુંકામાં નીચે સમજાવિયે છિયે કે.—

'कामान्दुग्धे विप्रकर्षत्यलक्ष्मीं कीर्त्तिंसूते दुष्कृतं याहिनास्ति ।
तांचाप्येता मातरंमंगलाना धेनुं धीराः सूनृता वाचमाहुः' ॥

જે વાણી અલક્ષ્મીને દૂર કરે છે, કીર્તિને વધારે છે અને નઠારાં કર્મનો નાશ કરે છે તથા સર્વ મનોરથને સાધી આપે છે, તે સારી વાણીને ઉપર લખેલા મંગળપદાર્થોની માતારૂપ એટલે જન્મ આપનાર અથવા ઉત્પન્ન કરનાર કામદુધાસરખી ધીર પુરૂષો કહે છે. કેમકે કામદુધા પણ અલક્ષ્મીનો નાશ કરે છે, કીર્તિને વધારે છે અને નઠારાં કર્મનો નાશ કરે છે તથા સર્વ મનોરથ પૂર્ણ કરે છે.

વાંચનારાઓ વિચાર કરશો કે આવા કામદુધાના સરખા ગુણો કયા બોલનારની વાણીમાંથી ઉત્પન્ન થઈ શકે છે? અને જો નહિંજ થઈ શકતા હોય તો તે વાણી શા કામની? શું પક્ષિયો સવારને સમયે અને સાંજને સમયે પોતાની વાણીનો ઉચ્ચાર નથી કરતાં? પણ એથી લોકોનું શું હિત થવાનું?

કેળવણી વધવાથી અમને અદેખાઈ આવી ગઈ હોય એમ કોઈએ શંકા ન કરવી, અમને અદેખાઈ માત્ર અવળા માર્ગ ઉપર અને અવળા બોધ ઉપર છે. લખનારાઓ ભલે પતંગિયા જેટલા વિસ્તાર પામે અને બોલનારાઓ ભલે તમારા જેટલા વિસ્તાર પામે પણ તેઓ

જો પોતાનું, દેશનું અને પ્રજાનું હિત કરે તેમ પ્રવૃત્તિ કરતા હોય તો અમને કશો ખેદ નથી.

કેટલાક સાચું બોલે-લખે છે તો આચરણ ખોટું કરેછે, કેટલાક આચરણ સાચું કરે છે તો ખોટું બોલે-લખે છે, કેટલાક મનમાં જાણે છે ને મોઢે કહેતા નથી અને કેટલાક મોઢે કહે છે તે મનમાં જાણતા નથી, કેટલાક સારાંને નરતું લેખે છે ને કેટલાક નરતાંને સારૂં લેખે છે, કેટલાક સુધારો તે કુધારો લેખે છે અને કેટલાક કુધારાને સુધારો લેખે છે. આ પ્રમાણે જેવું લેખે છે તેવુંજ લેખાવે છે. આવો ગોટાળો પીહાળો વળી ગયો છે ત્યારે શું બોલવા કે લખવાનો અવકાશ રહે? ખરૂં લખનારા બોલનારા પણ માત્ર લખી બોલીજ શકે છે, તે નિષ્ફળ છે. એ બાબતમાં તો 'યઃक्रियावान्सपंडित: (જે ક્રિયા કરે, તે પંડિત.) એ પ્રમાણે થવું જોઇએ.

જે લોકો પોતાની ભાષાનું રૂપ નથી સમજતા અથવા જે કેળવાયેલા નથી અને જેઓ જંગલના રેહેવાશિયો હોય છે તેની ભાષાવિષે કાંઈ બોલવાનું નથી. માત્ર કેળવાયેલા ભાગને માટેજ આ પ્રસંગે આટલું લખાય છે તે લેખ ઉપરથી જાહેર જણાઈ રેહેતું હશે.

લખવા બોલવાની ઉમેદ લોકોને વધી છે તો અમે તેને રોકતા નથી પણ માત્ર એટલું સૂચવિએ છિયે કે જેવું તેવું લખાય કે જેવું તેવું બોલાય તેને માટે હરકત નહિ પણ સત્વગુણના આશ્રયે રહી લોકો જેથી સારો લાભ લે અને ભમી જાય નહિ, અને વિચિત્ર પ્રકારનાં હુન્નરકળાથી કે શોધની વાતોથી દેશને લાભ થાય તેવું બોલવામાં ને લખવામાં વખત ખોવો. એ વિના બીજી રીતે જે વખત ખોયો તે ખોયોજ સમજવો.

**અનુષ્ટુપ.**

વિચારીને લખે લેખ, વિચારી વેણ ઊચરે;
અંતઃકરણમાં પ્રેમે, સર્વ સદ્ગુણ સંઘરે;
સત્વના અંશને ઓથે, રહે તે નર કામના;
બીજા બોલે-લખે લાખો, તેતો કેવળ નામના.

# चंद्रप्रभा चरित.

(આધણપાને ૨૨૨ થી)

તે સમયે શ્રુતશીલના ચેહેરામાં કાંઈ ધૈર્ય આવ્યું હોય એવું જણાયાથી ચંદ્રપ્રભાએ કહ્યું કે 'જ્યારે આપ જેવા વિદ્વાનો પણ વિપત્તિથી વ્યાકુળ થઈ જાય ત્યારે વિદ્યાનું પ્રયોજન શું, ગુરૂપદેશનું ફલ શું, અને વૃદ્ધોની સેવાનું કારણ શું? જોકે હું જાણું છું કે આપનું હૃદય વિપત્તિથી વ્યાકુળ નથી થયું પણ પોતાના સન્મિત્રની આવી દશા બનવાથી વ્યાકુળ થયું છે અને મૈત્રીધર્મ પ્રમાણે મિત્રની વિરહાવસ્થામાં તેવી રીતે વ્યાકુળ થઈ જવું તે આપ જેવા સન્મિત્રોનું કાંઈ દૂષણ નથી પણ ભૂષણ છે; પણ જ્યારે તમે તેવી રીતે વ્યાકુળ થઈને બેસશો ત્યારે આ આપણા વૃદ્ધ આરમાવતની શી અવસ્થા થશે તથા મને અને આ દેવીને કોણ ધીરજ આપશે તે પ્રથમ વિચારવાનું છે. એટલુંજ નહિ પણ આ દેવીના કહેવા પ્રમાણે મહામુનિએ કાંઈ અપ્રતિમ પુણ્ય કરવાથી તમારા સન્મિત્રના સમાગમની પ્રાપ્તિ બતાવી છે, તે વિષે આપણે હવે શું કરવું તે પણ આપ વિના કોણ બતાવનાર છે? માટે ઔદાસ્યને દૂર કરીને શોકને સંકેલીને અને વિપત્તિને તરછોડીને ધીરજમાં ધ્યાન લગાડો અને હવે આપણે શું કરવું, આપણે કેમ કરવાથી તે મહાભાગને મળશું અને આખા જગતમાં અપ્રતિમ પુણ્ય કયું છે તે આપ અમને કહો, જે કરવાથી તરત આપણા સર્વ મનોરથ સિદ્ધ થાય.'

આ પ્રમાણે ચંદ્રપ્રભાના વચન સાંભળી શ્રુતશીલે કહ્યું કે 'આર્ય ચંદ્રપ્રભા! આપનું બોલવું યથાર્થ છે. હવેથી હું તમારા કહેવા પ્રમાણે ધીરજ રાખીશ. જો સૂક્ષ્મ નજરથી જોઈએ છીએ તો જગતમાં વિદ્યાદાન જેવું બીજું અપ્રતિમ પુણ્ય કોઈ નથી એમ મને ભાસે છે. એવી રીતે અનેક ઇતિહાસો ઉપરથી સિદ્ધ થાય છે કે નિષ્કપટ ભક્તિ કરવાથી સંતોષ પામેલા સદ્ગુરૂની કરુણા એજ સદ્વિદ્યાનું સાધન છે, અને સદ્વિદ્યા એજ પરમાત્માનું સ્વરૂપ ઓળખવાનું સાધન

સાધન છે, માટે વિદ્યાદાન આપવું એજ કલ્યાણકારક અપ્રતિમ પુણ્ય છે. જોકે ઉત્તમોત્તમ મહાદાન ત્રણ છે. એક પૃથ્વીદાન, બીજું અન્નદાન, અને ત્રીજું વિદ્યાદાન. તેમાં પણ પૃથ્વીને કોઈ લઈ શકે છે, અન્ન દુષ્કાળમાં નિપજતું નથી, પણ વિદ્યાને નથી ચોરનો ભય, નથી રાજાનો ભય, નથી ભાયાભાગનો ભય કે નથી ઓછું થવાનો ભય. આવું ઉત્તમોત્તમ વિદ્યાદાન મેલીને બીજું કયું દાન ઉત્તમ ગણાય ? એટલુંજ નહી પણ બાલકોનું અજ્ઞાનરૂપ અંધપણું કે જે હજારો રસાયન સેવન કરવાથી દૂર થઈ શકતું નથી, હજારો અંજનશલાકાથી શમી શકતું નથી અને જેમાં હજારો વૈદ્યોની વૈદ્યવિદ્યા કાંઈ પોતાનું પરાક્રમ કરી શકતિ નથી એવા અદ્ભુત પ્રકારનું છે, તે વિદ્યાદાન દૂર કરી ભણનારા બાલકોને દિવ્ય ચક્ષુવાળા કરી મેલે છે. માટે આ આશ્રમવાસિ જેટલા ઋષિ લોકો છે તેના સર્વ બાલકોને ભણાવવાનું કામ હું કરૂં અને તમે તથા આ દેવી એ ઋષિ લોકોની કન્યાઓને ભણાવવાનું ઉત્તમોત્તમ પુણ્યનું કામ ચલાવો.' એવો વિચાર શ્રુતશીલનો સાંભળી ચંદ્રપ્રભાએ તથા દેવકન્યાએ તેવી રીતે ભણાવવાનું ઉત્તમોત્તમ કામ કરવાનું માન્ય કર્યું. ત્યાર પછી તરતજ આશ્રમવાસિ મુનિજનોને બોલાવી શ્રુતશીલે વિનયપૂર્વક પ્રાર્થના કરી કે 'મુનિજનો ! અમે હમણાં કેટલીક મુદત સુધી આપના સહવાસનું સુખ લેનારા છિયે તેનું મૂલ કારણ આપનું અજાણ્યું નથી, કે રાજકુમાર શત્રુશલ્યનું વિયોગદુઃખજ છે. હવે દુઃખના વખતમાં વનમાં દિવસો નિર્ગમન કરવા તે ઘણા લાંબા થઈ પડે છે માટે કૃપા કરી આપના બાલકો સર્વને આપ મારે સ્વાધીન કરો અને આપની સર્વ કન્યાઓને આ ચંદ્રપ્રભાને અને આ દેવકન્યાને સ્વાધીન કરો, જેથી તેઓને રાતદિવસ ભણાવવાના કામને લીધે આ દુઃખદ લાંબો વખત પણ સુખેથી તરત નિકળી જશે અને તેથી અમારે આપનો અપાર ઉપકાર થશે.'

મુનિજનોએ જવાબ આપ્યો કે 'વત્સ શ્રુતશીલ ! એ વિષયમાં તો ઉલટો અમારેજ તમારો ઉપકાર માનવો જોઈયે. વિદ્યા એક ચિંતામ-

ણિ છે, વિદ્યાથી સર્વ પ્રકારની સંપત્તિ મળે છે, વિદ્યાથી સર્વ પ્રકારનાં સુખ મળે છે, વિદ્યાથી સર્વ પ્રકારનાં દુઃખોનો નાશ થાય છે, વિદ્યાથી માણસ મોટા રાજાઓને પણ માનવાલાયક થઈ પડે છે, વિદ્યાથી માણસ પોતાનું હિતાહિત સમજી શકે છે, વિદ્યાથી માણસ આખી પૃથ્વીમાં પ્રખ્યાત થાય છે અને વિદ્યાથી માણસ પોતાનાં આત્મસ્વરૂપને ઓળખી જન્મ-મરણરૂપ અસહ્ય દુઃખથી મુક્ત થઈ પરમાત્માનાં પદને પ્રાપ્ત થાય છે. જેજે સિદ્ધિયો સદ્વિદ્યાથી પ્રાપ્ત થાય છે તેનો હજારમો અંશ પણ ધનથી પ્રાપ્ત થઈ શકતો નથી. એક રંક પણ વિદ્વાન્ ચક્રવર્ત્તી રાજા કરતાં વધારે માન મેળવે છે તે કોનું અજાણ્યું છે? એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા ઉપર ઉપકાર કરનારાના અનૃણી થઈયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણને ધનની મદદ કરનારા માણસના ગણઓશીગણ થઈયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણી વિપત્તિમાં સહાય કરનારા માણસોના ગુણચોર ન થઈયે, એવા કેટલા કેટલા પ્રકાર નથી કે જેથી આપણે આપણા સ્નેહિયોનાં સત્કૃત્યોવિષે કૃતઘ્ની ન ગણાઈયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા સહોદરના અપાર આભારરૂપ ભારથી છૂટા થઈએ, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણા અન્નદાતાના અનૃણિ ગણાઈયે, એવા કેટલા કેટલા પ્રકારો નથી કે જેથી આપણે આપણને ભયથી રક્ષણ કરનારના ઉપકારનો બદલો વાળનાર ગણાઈયે, પણ એવો કયો પ્રકાર છે, એવી કઈ યુક્તિ છે અને એવું કયુ સાધન છે કે જેથી માણસ પોતાનાં જન્મ આપનારાં માતાપિતાનો તથા પોતાનાં જન્મ અને જીવિતને સફલ કરી આપનાર ને અજ્ઞાનપણારૂપ અંધાપાને દૂર કરનાર અને સદ્વિદ્યારૂપ સામ્રાજ્યનાં સુખને અર્પણ કરનાર પોતાના સદ્ગુરૂનો અનૃણિ ગણાય. નથી વિદ્યાવિના કુલ શોભતું, નથી વિદ્યાવિના શીલ શોભતું, નથી વિદ્યાવિના રૂપ શોભતું, નથી વિદ્યાવિના ગુણ શોભતા, નથી વિદ્યાવિના ધન શોભતું, નથી વિદ્યાવિના વૈભવ શોભતા, નથી વિદ્યાવિના જન્મ શોભતું, અને નથી વિદ્યાવિના

જીવિત શોભતું. કુળવાળાઓ, ધનવાળાઓ અને રૂપવાળાઓ પણ માત્ર વિદ્યા ન હોવાથી પશુસમાન ગણાય છે. એવું કયું સુખ છે, એવું કયું ધન છે, એવો કયો અભ્યુદય છે, અને એવું કયું કલ્યાણ છે કે જે વિદ્યાથી મેળવી ન શકાય? આવા અપ્રતિમ પ્રતાપવાળા સદ્વિદ્યારૂપ ચિંતામણિને બક્ષીસ કરનારા સદ્ગુરૂના વિદ્યાર્થિયો તો સો જન્મથી પણ ગણઓશીગણ ન થઈ શકે, પણ વિદ્યાર્થિયોનાં માવતરો કદિ સોનામોહોરથી પૂરેલું આખું પૃથ્વીમંડળ આપે તો પણ સદ્ગુરૂએ સ્નેહપૂર્વક પોતાના બાલકને અર્પણ કરેલી સદ્વિદ્યાના એક અક્ષરનો પણ તેણે બદલો વાળ્યો એમ અમે માનતા નથી. માટે ઉપકાર તો અમારે માનવો જોઈયે તેમ છતાં તમે એમ કહો છો કે 'તમારાં બાલકો અને કન્યાઓને અમારી પાસે ભણવા મોકલો તો હું આપનો ઉપકાર માનીશ' એ તમારીજ મહત્તા છે. આવી રીતે પ્રીતિથી ભણાવવા ઉપર ઉત્સાહ ધરનારા તમજેવા સદ્ગુરૂને મેલી દેઈને અમે બિજાની પાસે અમારાં બાલકોને મોકલિયે ત્યારે અમજેવા બીજા કોણ મૂર્ખના અગ્રેસર ગણાય? માટે 'આજ શુભ દિવસ છે તો આજેજ અમે અમારાં બાલકોને તમને સ્વાધીન કરિયે છિયે અને અમારી કન્યાઓને ચંદ્રપ્રભાની તથા દેવકન્યાની સેવામાં રાખિયે છિયે.' એમ કહી પોતપોતાની પર્ણકુટીઓમાંથી પોતાની પુત્રિઓને અને બાલકોને તેડી આવી શ્રુતશીલ અને ચંદ્રપ્રભાની પાસે રાખી પાછા પોતપોતાની પર્ણકુટિએ ગયા. (અપૂર્ણ.)

## शिक्षकोनां कर्तव्यविषे संस्कृतनुं भाषांतर.

(સાંધણ પાને ૨૩૮ થી.

આમ છતાં જ્યારે આપણે પોતાના શિષ્યોઉપર ઉપેક્ષા રાખિયે ત્યારે તે કેવી શરમની વાત ગણાય? આપણે જે જે શિક્ષક એવું નામ ધરાવિયે છિયે તે સર્વેને પોતાના શિષ્યોપ્રત્યે અપ્રતિમ પ્રેમ બાંધવોજ જોઈયે; એઓની અભ્યુદયની, અભિવૃદ્ધિની અને અભિસંરક્ષણની ચિંતા રાતદિવસ હૃદયમાં રાખવીજ જોઈયે અને એઓને કુસંગ

અને દુરાચારથી દૂર રાખી સત્સંગ અને સદાચાર સાથે જોડવા જોઇયે. ગુરૂઓની ખરી ગુરુતા ત્યારેજ ગણાય કે જ્યારે તેના વિદ્યાર્થિયો આ લોકનું અને પરલોકનું પોતાનું હિત જાણી શકે, જણાવી શકે, અને કરી શકે. આવા વિદ્યાર્થિયો થવા તે સદ્ગુરૂઓની કૃપાવિના કદી પણ થવાના નહીંજ. માટે સદ્ગુરૂઓએ પોતાના વિદ્યાર્થિયો તરફ પૂર્ણ કૃપાદષ્ટિ રાખવી જોઇયે. સદ્ગુરૂઓએ સદાચરણો કહીને શીખવવા-ને બદલે કરીને શીખવવાં તે વધારે ઉતમ છે. આપણા ભરતખંડનો અભ્યુદય થાય તેવાં મનુષ્યરત્નો તો ત્યારેજ પાકવાનાં કે જ્યારે એક વિદ્યાલય જુદુંજ સ્થાપવામાં આવ્યું હોય; જ્યારે તેમાં ઉતમોતમ શિક્ષકોનેજ રાખ્યા હોય; જ્યારે તેઓ જે ભાષામાં આપણે તે બાલ-કોને કેળવણી આપવી હોય તેજ ભાષા બોલતા હોય; જ્યારે બાલકો ધાવણ છોડે ત્યાંથીજ તે વિદ્યાલયમાં રાખવામાં આવતા હોય; જ્યારે અ-ક્ષરો અનેક પ્રકારની ધાતુના, લાકડાના, અને કાગળના, રમકડાંરૂપે તેમાં રાખવામાં આવતા હોય; જ્યારે 'પ્રિય હરિદત્ત! ક. બતાવો જોઇયે, વાલાવિદ્યાનંદ! આમાં વ. ક્યાં છે તે તમે જાણો છો? ગુણિગુણારામ! મને આશા છે કે આ બધા અક્ષરોમાંથી તમે ગ. તરત કાઢીને મને બતાવશો, ધનશ્યામ! તમે ઘ. ઠીક બતાવ્યો, હવે તેમજ મને ચ અને ટ બતાવશો'? એવી રીતે રમતરૂપેજ બાલકોને અક્ષરજ્ઞાન અ-પાતું હોય; જ્યારે તેઓને આવી રીતે સેહેલાઇથી અક્ષરજ્ઞાન સંપૂર્ણ થઈ જાય ત્યારે પછી 'બાલકો! તમે પોતપોતાના નામના અક્ષરો જોડી આપો જોઇયે, તમે તમારા મિત્રનું નામ જોડી આપો જોઇયે'! ઇત્યાદિ રીતે શબ્દો જોડવાથી શીખવાતા હોય; જ્યારે શબ્દોની જોડ-ણી આવી ગયા પછી 'પ્રિય! પુત્રો તમે જે જે નામો જોડયાં છે તે તે નામો તમારા હાથથી લખી બતાવી શકશો? લ્યો આ કલમ અને ખડીયો લખો, વાઃ! પ્રાણશંકર તો ઘણા હુશીયાર જણાય છે, એટલી વારમા પોતે જે નામના અક્ષરો જોડયા હતા તે લખી પણ આવ્યા, ખરે શિવશંકર પણ કાંઈ તેથી ઉતરતા નથી, ધીરજરામ! તમે જરા લખવામાં ધીરા છો પણ ફીકર નહિ, મને આશા છે કે થોડા દિવસમાં

પ્રાણશંકરની ખરેખરી ધરાવશોજ,' એવી રીતે રમતમાંજ લુપવાનું કામ શીખવાતું હોય; જ્યારે 'આવો હું તમને હવે બીજી રમત બતાવું,' એમ કહી વિદ્યાલયનાં સંગ્રહસ્થાનમાં તેને તેડી જઇ તેના જુદા જુદા પદાર્થો બતાવી તેનાં નામ ગુણ અને ઉપયોગ બતાવવામાં આવતા હોય, અને બીજે દિવસે 'પુત્રો ! મેં તમને ગઇ કાલે કોઇ વસ્તુના ગુણ બતાવ્યા હતા તે બતાવો જોઇયે ? હા, ખરે તેજ બતાવી હતી, હવે લખી આપો કે તેનું નામ શું છે, તેમાં દોષ શું છે અને તેનો ઉપયોગ કેમ કરવો' ? એવી રીતે પ્રત્યેક વસ્તુનાં નામ, રૂપ, ગુણ, દોષ અને ઉપયોગવિષે જાણીતા કરાતા હોય; જ્યારે તેવીજ રીતે નજરબાગમાં તેડી જઇ જુદાં જુદાં વૃક્ષોનાં ફલ, ફુલ અને પાનની આકૃતિ, નામ, ગુણ, દોષ, અને ઉપયોગ બતાવવામાં આવતો હોય; જ્યારે તે બાલકો પાંચ પાંચ વર્ષની વયનાં થાય એટલામાં તો અક્ષરજ્ઞાન, લેખન અને વાંચનમાં હુશીયાર થઇ જતાં હોય; જ્યારે 'કૃપાશંકર ! તમારે આજે આ આંબાને પાણી પાવું, રેવાશંકર ! તમારે આજે આ વાસંતીલતાને સીંચવી, પ્રાણશંકર ! તમારે આજે આ કદંબનાં વૃક્ષોના ક્યારા બાંધવા, કૃષ્ણદાસ ! આજે સર્વે ફુલઝાડની સંભાળ તમે લેજો, નારાયણ-પ્રસાદ ! આપણા પોપટનું લાલન પાલન અને પોષણ તમારે કરતાં જવું, વિષ્ણુદત્ત ! આ મેનાની ચિંતા હવેથી તમે રાખજો, ઘનશ્યામ ! આ બાલમૃગને તમારેજ હવે સાચવવું,' ઇત્યાદિ ઇત્યાદિ અનેક રમ્ય સ્થાવર અને જંગમ પદાર્થોની ચિંતાઓ બાલકો ઉપર નાંખી અભ્યાસથી શ્રમ પામતાં બાલકોના મનને વિશ્રામ અપાતો હોય; જ્યારે વખતો વખત સદ્ગુરૂઓ બાલકોપાસે સદુપદેશો આપતા હોય; જ્યારે વખતો વખત બાલકોપાસે મનોહર ઇતિહાસો કેહેવાતા હોય; જ્યારે વખતો વખત બાલકોને કાવ્ય, કથા અને કથાનકો સંબંધી જ્ઞાન અપાતું હોય; જ્યારે વખતો વખત આપણું વિનયવાળું, કોમળ અને મનોહર ભાષણ બાલકો સાંભળી આનંદ પામતાં હોય; જ્યારે ૧૬ વર્ષની ઉમ્મરના બાલકો થાય તેટલામાં પોતાનું વેદ, શબ્દશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને વેદાંતમાં સંપૂર્ણ જ્ઞાન મેળવી લેતા હોય અને જ્યારે ૨૫ વર્ષનું વય થાય ત્યાં તો

દેવભાષા, દેશભાષા, રાજ્યભાષા અને બીજી પણ કેટલીક ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવી પોતાનું ખરૂં કર્તવ્ય જાણી ચુકે, એવી રીતે આપણે તેઓને મનવચનકર્મથી પ્રીતિપૂર્વક સરસ રીતીથી શીખવવામાં કમ્મર કસતા હોઇયે; એટલુંજ નહિ પણ આપણે જેવું મનમા હોય તેવુંજ બોલતા હોઇયે અને જેવું બોલતા હોઇયે તેવુંજ વર્તતા હોઇયે.

પ્રિયસન્મિત્ર! લખાણમાં લંબાણ થાતુ જાય છે, તેથી ભય પામી ટુંકામા એટલુંજ કહું છું કે ઉપર લખવાપ્રમાણે આખા ભરતખંડનો અભ્યુદય કરનારી પાઠશાળા સ્થપાવી એ તો સર્વશક્તિમાન્ પરમેશ્વરની પૂર્ણ કૃપાથી જ્યારે બને ત્યારે ખરૂં, પણ હાલમા જે બાલકોને ભણાવવાની શાળારૂપ એક નાનો પણ મનોરંજક નિકુંજ તમારે સ્વાધીનછે, તેનાં પ્રત્યેક કોમલ વૃક્ષોની તમારે સંપૂર્ણ રીતે સંભાળ રાખવી. તેનું પાલન, તેનું લાલન અને તેનું પોષણ કરવામાં તમારે નિષ્પ્રમાદ રેહવું. જેમ બને તેમ તે વૃક્ષોની છાયા લોકોને તાપ હરનારી થઈ પડે; જેમ બને તેમ તેઓનાં પુષ્પો લોકોને સુખ કરનારા તથા હૃદયવિષે અને મસ્તકવિષે ધારણ કરવાલાયક આભરણરૂપ થઈ પડે; અને જેમ બને તેમ તેઓનાં ઉત્તમોત્તમ ફલો સર્વ લોકોના હૃદયમા સંપૂર્ણ સંતોષ કરનારાં, અપ્રતિમ આનંદ ઉપજાવનારાં અને અપૂર્વ સ્વાદ આપનારાં થઈ પડે; એટલુંજ નહી પણ તેઓ ફલ, ફૂલ, પાન, છાલ, અંતરછાલ અને છાયા વિગેરે પોતાનાં સર્વસ્વથી પણ સર્વ લોકોને અતિઉપયોગિ થઈ પડે, તેમ થવું તે હાલના તમારાં કરેલ પાલન, લાલન અને પોષણઉપર આધાર રાખે છે. માટે જેમ બને તેમ તે બાલ વૃક્ષોની અભિવૃદ્ધિ કરો, અભિરક્ષણ કરો, અને અભિપોષણ કરો. તમે તેવાં તેવાં તેઓને જલ પાઓ, તમે તેવાં તેવાં તેઓનાં મૂળમાં ઔષધો નાખો, અને તમે તેવાં તેવાં તેઓનાં સર્વ અંગમાં રસાયન ચઢાવો, કે જેથી તે થોડીજ મુદ્દતમાં રૂપથી, રંગથી, ફલથી, ફુલથી અને અતિ શીતલ છાયાથી આપણ સર્વને તથા આપણા આર્યમુરબ્બિયોને અપ્રતિમ આનંદ આપનારાં થઈ પડે. (તથાસ્તુ.) સૂક્ષ્મ નજરથી જોતા તમારા આ લોકનું અને પરલોકનું ખરૂં હિત, તમારો ખરો ધર્મ, અને તમારૂં કર્તવ્ય

એજ છે; માટે પરમકૃપાળુ પરમેશ્વર પાસે હું માગું છું કે તમે તમારૂં ખરૂં કર્તવ્ય સમજી તે પ્રમાણે વર્તો અને તેથી તેનું ફલ તમને તરત પ્રાપ્ત થાઓ. હાલ એજ વિનતિ. સંવત્ ૧૯૩૦ ના વૈશાખ શુદી ૧૫ ને દિવસ આ પત્ર આપતરફ રવાના કરવામાં આવ્યો છે, તે પોંચ્યેથી તેની પોંચનો પત્ર લખી આ માણસનાં અંતઃકરણને આનંદ મગ્ન કરશો એવી આશા છે. લખનારના આશિર્વાદ વાંચશો.

વાંચનાર મિત્રો આ શિક્ષકોના કર્તવ્યવિષે સંસ્કૃત પત્રનાં ભાષાંતરમાં જે જે શિક્ષકોને કરવાનું આવ્યું તે પ્રમાણે જો શિક્ષકો લક્ષ રાખે અને માતાપિતાઓનું જે જે કૃત્ય બતાવ્યું તે પ્રમાણે જો માવતરો લક્ષ આપે તો અમે નથી ધારતા કે આપણો અભ્યુદય કાંઈ દૂર છે. પ્રત્યેક વિષય કહી જવો, સાંભળી લેવો, વાંચી જવો અને સમજી જવો એ સેહેલું છે, પણ જે આપણે બોલિયે, જે આપણે સાંભળિયે, જે આપણે વાંચિયે અને જે આપણે સમજિયે તેનો અમલ કરવો એટલે તે પ્રમાણે વર્તવું એ ઘણું કઠણ છે. માટે ઈશ્વર પ્રત્યેક અમારા વાંચનારાઓમાં, પ્રત્યેક શિક્ષકોમાં અને પ્રત્યેક માવતરોમાં એવા સહિચારરૂપ રત્નની બક્ષીશ કરે કે જેથી તેઓ જેવું સાંભળે, જેવું વાંચે અને જેવું બોલે, અને જેવું સમજે તેવુંજ વર્તવાની શક્તિ ધરાવે; અને દુર્વાક્યો બોલવાથી તથા સાંભળવાથી, નઠારાં પુસ્તકો વાંચવાથી અને નઠારી સમજણોથી દૂર રહે. (તથાસ્તુ.)

## શરીરના સુખ સાથે ધન મળવાવિષે.

निजसौख्यंनिरुंधानो योधनार्जनमिच्छति ।
परार्थभारवाहीव क्लेशस्यैवहिभाजनम् ॥१॥

જે મનુષ્ય પોતાના સુખની કાંઈ પણ અપેક્ષા ન રાખતાં કેવળ ધનનુંજ સંપાદન કરવાની ઈચ્છા રાખે છે, તે જેમ બીજા મનુષ્યો-સાર ભાર ઉપાડનાર બળદ અથવા તેવી જાતનું કોઈ પ્રાણી ભાર ઉપાડવાથી થયેલા શ્રમથી માત્ર દુઃખજ ભોગવે છે, તેમ તે ધન સંપાદન કરનાર મનુષ્ય પણ માત્ર દુઃખનુંજ પાત્ર થાય છે.

સુજ્ઞ બાંધવો ! આ અમાર સંસારસાગરમાં અનેક રીતે કોઈ પણ પ્રકારનું સુખ મેળવવું એ પણ કર્તવ્ય કર્મનો એક દેશ કેવાય છે. કેટલાએક પુરૂષો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોના સંપાદનમાં સહાયભૂત અને અસંખ્ય શ્રમથી મળેલાં શરીરનાં સુખને સુખરૂપ ગણે છે; કેટલાએક પુરૂષો મનોરંજક અને વ્યવહાર દશામાં સંતોષ ઉપજાવનારાં સ્ત્રી, પુત્ર આદિના સુખનેજ સુખરૂપ માને છે; કેટલાએક મનુષ્યો મોજશોખ મારી આનંદમાં દિવસો ગુજારવા એજ જન્મનું સાફલ્ય માની, મોજશોખમા આખો જીવીતનો કાળ કાઢી નાખવો એજ સુખ છે એમ સમજે છે; કેટલાએક સુજ્ઞજનો સદ્વિદ્યા સંપાદન કરી જગતમાં પ્રખ્યાત થવુ અને પોતાનું નામ સુયશથી અમર કરવું એનેજ એક સુખરૂપ જાણે છે; કેટલાએક જ્ઞાની પુરૂષો આ પ્રપંચરૂપ અનિત્ય દુનિયા આધિ, વ્યાધિ અને ઉપાધિઓથી ભરેલી છે એમ માની, પંચમહાભૂતથી બનેલાં આ નાશાત્મક શરીરમાથી અને સ્ત્રીપુત્રાદિકમાંથી મમતા છોડી દઈ, એકાંતમાં રહી ઈશ્વરારાધન કરવું એજ ખરૂં સુખ છે એમ સમજે છે; એ વિગેરે પોતાના મનની અનુકૂળતા પ્રમાણે મનુષ્યો પોતાના મનઃકલ્પિત વિચારોથી સુખ પદાર્થને માની બેસે છે; પરંતુ ખરૂં વિચારી જોતાં આપણા પ્રાચીન વિદ્વાનોના મતપ્રમાણે ઐહિક અને આમુષ્મિક એ પ્રમાણે તેના બે ભેદ કલ્પેલા છે. તેમાં આ લોક સંબંધી એટલે શારીરિક માનસિક વિગેરે ક્ષણિક સુખો, ઐહિક ગણાય છે અને પરલોક સંબંધી એટલે સ્વર્ગ આદિ અથવા મોક્ષ આદિ અક્ષય સુખને આમુષ્મિક કેહે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઈત્યાદિ તેની સાધનસંપત્તિથી, આ બે જાતનાં સુખો મેળવવાં એ એક મનુષ્યોનું કર્તવ્ય છે, પણ આ સર્વ સુખનો આધારતો શરીર ઉપર રહે છે. તેમ તે મેળવવાનું સાધન પણ શરીર છે. કેમકે સર્વ સુખોનાં સાધનરૂપ ધર્મ આદિ ચાર પુરૂષાર્થો શરીરવડેજ માણસ મેળવી શકે છે. જો તે સુખી હોય તોજ મનુષ્ય કર્તવ્ય કર્મો કરવામાં શક્તિમાન્ થાય છે, તોજ તે સારાં સારાં સાધનો મેળવી શકે છે, તોજ

તે આ અપાર સંસારસાગરનો પાર પોતાનાં શુભ કર્મોવડે પામી શકે છે, અને ટુંકામાં એટલુંજ કે તોજ તે સર્વ કર્તવ્ય કર્મો કરવામાં ઉત્સાહ ધરાવી શકે છે. કદાચિત્ દૈવયોગથી જેનેં શરીર દુઃખનું પાત્ર હોય છે, તો પઈડાં ભાગી ગયેલો રથ જેમ પોતાના કાંઈ પણ કામમાં આવ્યા શિવાય નકામો થઈ પડયો રહે છે, તેમ તે શરીર પણ કાંઈ કર્તવ્ય કર્મના ઉપયોગમાં આવ્યા સિવાય નકામુંજ થઈ રહે છે; અને ઘણા શ્રમથી મળેલ આ મનુષ્ય દેહનું કાંઈ પણ સાર્થકપણું બનતું નથી.; માટે શરીરનું સુખ સર્વના કરતાં પ્રથમ દરજ્જે જરૂરનું છે.

જેમ અને જેટલે દરજ્જે શરીરસંબંધી સુખની અવશ્યતા છે, તેમજ અને તેટલે દરજ્જેજ માનસિક સુખની પણ અવશ્યતા છે. જો મનુષ્યનું મન આધિ, વ્યાધિ અને ઉપાધિયોના અસંખ્ય તાપથી આકુલવ્યાકુલ થયેલું હોય તો શારીરિક સુખ મજબુત છતાં પણ તેને કશું સુજતું નથી; અને મનમાં ઉત્પન્ન થયેલાં દુઃખની અસર શરીર પર વધારે અમલ ચલાવે છે. તેમ થવાથી શરીર કાંઈ પણ શુભ કર્મો કરવા સમર્થ થતું નથી. વળી શરીર જડ પદાર્થ છે અને તેનો ઘણો ખરો સંચો મનના હાથમાં રહેલો છે. મન જેમ દોરી જાય તેમ તે બિચારૂં જડ શરીર તેની પછવાડે દોરાતું જાય છે. એટલે જેમ તે મન ક્રિયા કરાવે, તેમ તે શરીર ક્રિયા કર્યા કરે છે, માટે મન જો કેળવાએલું અને ખરેખરૂં સુખસંયુક્ત હોય છે, તોજ શારીરિક સુખ પ્રાપ્ત થાય છે, અને શુભ કૃત્યો કરી શકાય છે. માટે પ્રાણિમાત્રને શરીરના સુખની સાથે મનનું સુખ પણ અવશ્યનું છે, એમ જાણવું જોઈયે અને તે બે સુખો પ્રથમ મેળવવા શ્રમ કરવો જોઈયે.

આ બે જાતનાં સુખો મેળવી પછી આ અનેક પુણ્યથી મળેલો મનુષ્યદેહ કાંઈ પણ શુભ કર્મો અથવા સદ્વિચારો કર્યાવગરજ નકામો કાઢી નાખવો અને યથેચ્છ વર્તવું એવો અહીં કેવાનો આશય નથી; પણ આ બે જાતનાં (શારીરિક અને માનસિક) સુખો મેળવ્યાં એટલે તેનું સાર્થકપણું કરવું. અર્થાત્ સ્વસ્થ નિર્વિકાર અને શાંત અંતઃ

કરણ રાખી આ અનિત્ય શરીરવડે વખાણવાયોગ્ય કર્મો કરી આ અગાધ સંસારસમુદ્રને તરી જવો, એજ અહીં કેવાનો મુખ્ય ઉદ્દેશ છે.

વળી એ તો સ્વતઃ સિદ્ધ છે કે કોઈ પણ શાણો નર ઉપર જણાવેલાં બે જાતના સુખની હાનિ થવા ઇચ્છતો નથી છતાં પણ ક્ષણિક સુખ આપનારી અને પોતાનાં મનોહર કટાક્ષબાણથી જગતમાં મોહ ઉપજાવનારી ચંચળ લક્ષ્મીની લેહેરમાં લપટાઈ જઈ, શરીર અને મન વિગેરેનાં સુખોપર કાંઈ પણ લક્ષ ન આપી, બલકે માનસિક તથા શારીરિક દુઃખો વોરી લઈ, કેવળ પૈસાનુંજ ઉપાર્જન કરનારા સ્થૂલ દૃષ્ટિવાળા મનુષ્યો કેવળ દુઃખનુંજ પાત્ર થાય તેમાં શી નવાઈ? કેમકે પોતે ભેળો કરેલો તે પૈસો પોતાને કાંઈ કામ લાગતો નથી, પણ મધમાંખીએ અતિ શ્રમથી ભેળું કરેલું મધ જેમ તેના કશા ઉપયોગમાં ન આવતાં બીજાઓને ઉપયોગી થાય છે, તેમ તે કૃપણનો ભેળો થયેલો પૈસો પણ તેના કશા ઉપયોગમાં ન આવતાં બીજાઓનેજ કામ લાગે છે. માત્ર મધમાંખીની પેઠે તે મેળવવામાં વેઠેલા દુઃખનુંજ તે પુરૂષ પાત્ર થાય છે.

વળી અક્ષય સુખ મેળવવામાં કદાચિત્ આ ચંચળ અને ક્ષયવાળાં માનસિક તથા શારીરિક સુખની હાનિ થતી હોય તોપણ તે અયોગ્ય ગણાય નહીં, પણ તેમ બનતું હોય એમ જણાતું નથી. આપ સુજ્ઞ સદ્ગૃહસ્થો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારી જોશો તો સ્પષ્ટ માલમ પડશે કે, લક્ષ્મી સ્વભાવથીજ ક્ષણિક તથા ચંચળ છે તેથી તેનું સુખ પણ ક્ષણિક અને ચંચળ હોવું જોઈએ અને તે આપણે નજરે પણ જોઈયે છિયે કે જેને ઘેર હજારો અને લાખો માણસોની ગરદી થતી હોય, જેની હજુરમાં હજારો હજુરીઓ હાજરી ભરતા હોય, જેનો એક ખોખારાનો અવાજ પણ કાને પડતાં અનેક અનુચરો આવી ઉભા રેહેતા હોય અને મોટા મોટા અમલદારો, મોટા મોટા સામતો અને મોટા મોટા સદ્ગૃહસ્થોનાં પણ જેને ઘેર જઈ અને જેની સેવા બજાવવાથી પગરખાં ફાટી ગયાં હોય, તેવા લોકો અસહ્ય દુઃખ વેઠતા અને દૈવયોગથી સાધારણ મનુષ્યની પેઠે ઘણીજ દીન દશાને પ્રાપ્ત થતા આપણા જોવામાં આવે છે. (અપૂર્ણ.)

# ડા. લિલાધર ઓધવજી સ્મરણાર્થ ફંડ.

આપણા લોકોમાં માણસનાં મરણ પાછળ મોટાવરા કરી મોટો ખરચકરવાનો ચાલ તે મરનારની યાદગીરી રાખવાને માટે પડેલો છે, પણ તેથી તેની યાદગીરી રહેતી નથી એવી સમજ આપણા આર્ય સુજ્ઞજનોમાં આવવા માંડી છે એ આપણા ઉત્કર્ષનું એક ચિન્હ છે. અમદાવાદના નાગરોમાંથી એ પ્રથમ ચાલ નિકળેલો આપણા જોવામાં આવે છે. રાવબહાદુર ભોળાનાથ સારાભાઈએ તેમના પુત્ર ભાઈ આપારાવ ગુજરી ગયા ત્યારે તેમના સ્મરણાર્થ એક મોટી રકમ જુદી કાઢી આપારાવ લાયબ્રેરી કાઢી છે. ત્યાર પછી રાવબહાદુર મણિભાઈએ એક સારી રકમ પોતાના પિતાના સ્મરણાર્થે ગાયકવાડ સરકારના કેળવણીખાતાને હસ્તક આપી છે. અત્રેના પ્રખ્યાત શેઠ સર મંગળદાસ નથુભાઈ, નાઈટ, સી.એસ.આઈ., એમણે એક મોટી રકમથી કલ્યાણીમાં હોસ્પિટાલ પોતાનાં પ્રિયપત્નીના સ્મરણાર્થે કાઢેલી છે અને એવીજ રીતે બીજા પણ કેટલાએક માનવંતા ગૃહસ્થોનાં સ્મરણાર્થે તેમના મિત્રોએ ઉઘરાણાં કરી રકમો જુદાં જુદાં ખાતામાં સ્વાધીન કરેલી છે. તેમનો દાખલો લઈ શેઠ લિલાધર ઓધવજીના એક્ઝિક્યુટરો મેસર્સ દીનાનાથ રઘુનાથ તથા શેઠ વલ્લભદાસ વિ. ગોરધનદાસ તથા શેઠ પ્રેમજી ધર્મશી તથા બાઈ ગોમતાબાઈ (શેઠ લીલાધરનાં સ્ત્રી) એમણે એક રકમ રૂ. ૨૦૦) ની અમારી વેદધર્મસભાને સ્વાધીન કરી શેઠ લિલાધર ઓધવજીના સ્મરણાર્થે તેના વ્યાજમાંથી વેદધર્મસભા તરફથી છપાતાં પુસ્તકોને આશ્રય આપવાનું તથા વેદધર્મસભાની પાઠશાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને પુસ્તકનો આશ્રય આપવાનું નકી કર્યું છે. અમો આશા રાખીએ છીએ કે આવા દાખલા આપણા આર્યબંધુઓમાંથી ઘણા જણ લેશે, કારણ કે એમ થવાથી દેશની ઉન્નતિ વધે છે અને મરનારનું નામ કાયમ રહેછે. મોટા મોટા મિનારા બાંધો, ઇમારતો બાંધો, મોજશોખમાં રૂપિયા વાવરો, વરા કરો, પણ તે તમામ કીર્તિ ક્ષણિક છે. માત્ર પુસ્તકો રચા-

વર્તો ને છપાવવામા આશ્રય આપવો અને વિદ્યાની વૃદ્ધિ થવામાં મદદ કરવી એજ અચળ કીર્ત્તિ અને હમેશા ટકે એવા ઉપકાર છે, એ અમારા સુજ્ઞ વાચનારાઓની સમજમાં તાકીદ ઉતરો એવી અમારી હમેશા પ્રાર્થના છે.

---

# पुस्तकोनी पहोंच.

कुसुमगुच्छ—આ નામના માસિક ચોપાનિયાનાં પેહેલા પુસ્તકનો પેહેલો અંક અમદાવાદ બાળનાગરઉદયસભા તરફથી ભેટ મળ્યો છે. બાળકોને બોધ આપવાનો આ ચોપાનિયાનો હેતુ છે. એ પ્રયત્ન સારૂં છે. આગળ જતા તે તેની પ્રૌઢતા વધારે એવી અમારી ઉત્કંઠા છે. પેહેલ વેહેલી સ્થિતિનેમાટે અમારૂં જેમ સર્વને તેમ આને અભિનંદન છે. કેમકે શરૂઆત છે. બહુએ યાદ રાખવાનું છે, કે આવા કામો સેહેલા નથી, પણ જો તે યોગ્યતા પ્રમાણે કરવાના હોય તો. આની કિંમત વર્ષે ૧ ના ૮ આના તથા ટપાલ ખર્ચ ત્રણ આના જુદું.

विज्ञापनपत्र—એ પણ અમને મળ્યું છે. તે અમદાવાદની વડનગરા-ભ્યંતરનાગરશુભેચ્છક સભાએ બહાર પહાડ્યું છે. એમા જ્ઞાતિના પુરૂષોને, સ્ત્રિયોને અને બાળકોને સુધારવા ને બીજાને સુધારવા વિજ્ઞાપન કરેલ છે. લખાણ મોટી ઉમરનાં માણસનું નથી જણાતું પણ ઉદ્દેશ દેખવામા સારો લાગે છે. હાલના નાગરગૃહસ્થોના પુત્રો આવા કામમા તો ઠીક સાહસિક જણાયા છે. આગળ ઉપર બીજાં કામોમા સાહસિકતા દેખાડે ત્યારે આજની સાહસિકતા સંતોષ ઉપજાવે તેમ છે. લખનાર પ્રહાસમાજીક જણાય છે. કિંમત આનો ૧॥ છે. સોળપેજી પૃષ્ઠ ૪૪ છે.

• राजकोट अनंतजी बोर्डिंग हाउसनो रिपोर्ट—ઇ. સને ૧૮૭૯ થી તે ૮૧ સુધીનો મળ્યો છે, તે માન્ય રાખિયે છિયે. રા. અનંતજીભાઈએ બોર્ડિંગ હાઉસ ઉઘાડી પાછળની પ્રજાને પોતે પરલોક જતા જે લાભ આપ્યો છે તે તેમને દેશની લાગણી કેટલી હતી તેની નિશાની છે. આ સદ્ગૃહસ્થનું આ ઉત્તમ કામ જોઇ બીજા ગૃહસ્થો તેવાં કામ કરી દેશને લાભ આપી પોતાની કીર્ત્તિ વધારે તો તે ઘણુંજ શ્રેય રીતે લાભકારક છે. આ રીપોર્ટ ઉપરથી વ્યવસ્થા ઠીક જણાય છે.

**स्वाभाविकधर्म**—કોઇ ધર્મ સંશોધકે રચેલ, કુતિયાણાઆર્યવત્સળસભા તરફથી મળેલ છે તે સ્વિકારિયે છિએ. લખનારનું વેદાંત અને નિર્ગુણ ઉપાસના ઉપર વળણ વિશેષ જણાયછે, તેની સાથે શમદમ આદિ રાખવા ઉપર પણ વિશેષ વળણ છે એ યોગ્ય છે. વેદાંતવિચાર અધિકારી માણસનેજ કરવાનો છે. જો અધિકારી ન હોય તો તે માણસની સ્થિતિ ઘણી નઠારી થઇ જાય છે. આ પુસ્તક લખનારના લેખ ઉપરથી હજી તેવું કાંઈ નથી જોવામાં આવતું એ સંતોષકારક છે. સઘળા સંશોધકે નિરંતર સંશોધન કરવું, પણ માત્ર પોતાના મનની સાથેજ વિચારીને કંઇ માની બેસવું નહિ. કેમકે ધર્મનો વિષય જેવો ભારેમાં ભારે છે તેવોજ ઝીણામાં ઝીણો ને મોટા ગુચવાડા ભરેલો છે. આ પુસ્તકમાં બીજેથી લઇ કવિતા ઘણી નાંખી છે તેના કરતાં છુટ ભાષામાં અભિપ્રાય આપવો તે વધારે સારૂં છે. સ્થળે સ્થળે સંસ્કૃત તેમ ક્યાંઇ ક્યાંઇ ઇંગ્રેજી પ્રમાણો લખી ભાવ ઠીક દર્શાવ્યો છે. આપણાં આર્યશાસ્ત્રપુરાણો આદિમાં જે જે વિષયો વિસ્તારથી લખાયા છે તે પરિપૂર્ણ છે માટે જે જે વિષયઉપર જેને રુચિ હોય તેમણે તેમાંથી કાંઇ ભાગ લઇ તે સાથે પોતાના વિચાર મેળવી બહાર પાડવો તે કરતાં મૂળગ્રંથનેજ ભાષાંતર કરી બહાર પાડવો એ વધારે સારૂં છે. કેમકે આગળના લખનારાની શતાંશ પણ બરોબરી કરે તેવા આજ હોય એ મહાસંદેહની વાત છે. એ સહુએ જાણવાનું છે. આર્યવત્સલ સભાની શુભ ધારણાથી પ્રસન્ન થઇ તેને સદાય શુભ વિચાર કરતી રહે એવી આશિષ આપિયે છિયે. સોળપેજી પા ફારમની ચોપડી કિંમત ચાર કે પાંચ આના હશે. પુસ્તક બોધ લેવા લાયક છે.

**महाराजाधिराज रावोश्री तख्तसिंहजी, संस्थान भावनगरना ठाकोर साहेबने माटे मानपत्र**—એ આઠ પેજી એક ફારમનું પુસ્તક રા. ગિરજાશંકર કાશિરામ દ્વિવેદી તરફથી મળ્યું છે. જો કે તે પેહેલો ભાગ અને માત્ર છ પૃષ્ઠનો છે તો પણ તેમાં સમાયેલી બાબત ઘણી અગત્યતાથી રાજ્યકર્ત્તાઓને જાણવા યોગ્ય છે. ઘણી વાર પ્રજાઉપર પડતી આપત્તિથી રાજ્યકર્ત્તાઓ અજ્ઞાન રહે છે. એવાઓને સૂચવવા તરીકે આ પુસ્તક ઉપયોગી છે. જો લેવાય તો તેમાં કોઇનો દોષ લેવાનો નથી પણ પ્રજાને કેમ પીડા થાય તે રાજ્યકર્ત્તાએ જાણવું અને પ્રજાનું દુઃખ ટાળી સમદૃષ્ટિથી સહુને સરખા ન્યાય આપી, પોતાનું અને પોતાના રાજ્યનું ભલું કરવું, એ સાર લેવાનો છે અને તેને માટે આજનો સમય વધારે યોગ્ય છે. અમે આશા રાખિયે છિયે કે લખનારનો ખરો ઉદ્દેશ હોય તે સફળ થાય.

# आर्यधर्मप्रकाश.

THE

# ARYA DHARMAPRAKASH.

## પુસ્તક ૧૦ મું.

સંવત ૧૯૩૮.

---

वसंततिलका.

सर्वान्विहायकुपथान्कुटिलान्दुरंतान् ।
स्वीयंमनस्तुरगमादरतोनयंतु ॥
रम्यार्यधर्मसुपथंप्रतिशास्त्रसंग–
तोन्नंविधायसुजनाइतिचार्थनामे ॥




છપાવી પ્રકટ કરનાર,

વેદધર્મસભાની કાર્યભાર મંડળી.

મુંબઈમધ્યે;

ઓરિયન્ટલ છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨ ઈસવી

[illegible]

---

### शार्दूलविक्रीडित.

જેણે અંબર વાયુ તેજ જલ ને પૃથ્વી પછીથી કરી,
જેણે સ્થાવર તેમ જંગમ રચ્યાં એવા અનાદી હરિ;
હે તંત્રી શુભ સૂત્રધાર સહુને સન્માર્ગમાં સ્થાપજો,
સત્પ્રજ્ઞા સુવિચાર સત્સમય ને સદ્ધર્મને આપજો.

# अनुक्रमणिका.

વિષય.